# તણખા

## મંડળ * * બીજું

ટૂંકી વાર્તાઓનો બીજો સંગ્રહ

ધૂમકેતુ

કિંમત દોઢ રૂપિયો

પ્રકાશક
ગુજરાત સાહિત્ય મંદિર : રીચીરોડ, અમદાવાદ

૧૯૨૮

આ ગયા કુછ યાદ દિલ ભર આયા આઁસૂ ગિર પડ઼ે
હમ ન રોયેથે તુમ્હારે મુસ્કરાને કે લિએ.

•

જો દિલ દિખારહા હૈ મજ઼ા હરઘડ઼ી મુઝે
આઁખોસે સૌ બરસ બી દિખાયા ન જાયગા.

•

કૌન વીરાને મેં દેખેગા બહાર,
ફૂલ જંગલ મેં ખિલે કિનકે લિએ.

For a thousand years, 'neath a thousand skies
Night has brought men Love.

. . . . . . . .

Woman has two aspects - in one she is the mother; in the other the beloved. As the beloved, it is woman's part to infuse life into all the aspirations of man; the spiritual power that enables her to do so, is known by the name of SHAKTI.

. . . . . . . .

We are greater when we love than when we think. . . . . . .

ક્ષણ એક આવીને ગઈ; ફરી એ કદી નજરે નહિ:
સાથે જીવનભર તો ય જે છાયાની પેઠ પળી રહી.

...

રસ અંગુલિના સ્પર્શથી
જીવનજ્યોતિ જગવતી
એ અનામિ સુંદરીને આ કથા ચરણે ધરી.

ન ગુલ્લે નગ઼મ હું ન પરદએ સાજ઼
મૈં હું અપની શકિસ્ત કી આવાજ઼

Comrade, this is no book,
Who touches this, touches a man.

# પ્રસ્તાવના

ટૂંકી વાર્તાને માત્ર મોજમજા કે આનંદના સાહિત્ય તરીકે ગણવાનો વખત હવે પૂરો થવો જોઇએ: જો કે વસ્તુતઃ તો એવો વખત ક્યારેય હોવો જ ન જોઈએ કે જ્યારે સાહિત્યની કોઈપણ કૃતિ રેતીમાં પાડેલા પગલા જેટલું જ મહત્ત્વ ધરાવતી હોય. કારણ કે ઘણા માને છે તેમ ‘સાહિત્ય’ એ માત્ર કલ્પનાનો વિષય નથી: એકલો વ્યાપાર નથી: એકલું આળસનું પરિણામ નથી: માત્ર મિથ્યા સ્વપ્ન નથી: પરંતુ જીવનને જે સ્વરૂપ આપવા માટે આત્મા અવાજ કરે છે, તે સ્વરૂપને બરાબર સમજવાનો પ્રયત્ન છે: તે સ્વરૂપ સિદ્ધ કરવાની માનસિક પ્રક્રિયા છે. દુનિયામાં જે જે મહાન કાર્યો થયાં છે તે સર્વના ગર્ભમાં—શમીમાં આગનાં બિંદુ રહે છે તેમ—એક નાનો સરખો વિચાર જ મૂળ તો પ્રગટ થયેલો. એટલે જેવી રીતે નાના અંકુરમાં આખું વૃક્ષ સમાયું છે, પરમાણુમાં અપરિમિત શક્તિ સમાઈ છે, તેવી રીતે નાના સરખા શબ્દમાં આખી દુનિયાના વ્યવહારને ચોક્કસ ઘાટ

પર રચવાનું બળ છે. હિંદીકળાનો આત્મા Symbol સંકેત ગણાય છે તેમાં આ પણ એક કારણ છે. દરેક કળાનું હાર્દ આટલું જ છે કે વ્યક્ત થવું અને છતાં અવ્યક્ત રહેવું: ઘુંઘટમાંથી બે મસ્તીખોર આંખો બતાવતી રસિક સ્ત્રીની માફક રૂપ બતાવવું, અને છતાં રૂપ ન બતાવવું: રૂપ ન બતાવવા માટે ધારેલા ઘુંઘટને લીધે જ રૂપને વધારે રસમયું કરવું. અને સર્વ કલાનો નાયક પોતે પણ—વ્યક્ત અને છતાં અવ્યક્ત એ સ્વરુપે જ સચરાચરમાં વ્યાપી રહ્યો છે ને ?

ટુંકી વાર્તાના બળનો ક્યાસ કાઢવામાં પણ એ ધોરણ જ કામ આવશે. આજે જ્યારે સમય અને સ્થળ પોતપોતાની મર્યાદા સંકોચતાં જાય છે, ત્યારે તો સાહિત્યનું જે સ્વરુપ થોડામાં થોડા શબ્દોમાં ઘણુામાં ઘણુ કહેવાની શક્તિ ધરાવશે તે સ્વરૂપ લોકપ્રિય અને લોકોત્તર નીવડશે: એટલુંજ નહિ, પણ આજે જ્યારે મનુષ્ય વધારે સ્વતંત્ર, અને વધારે બુદ્ધિપ્રધાન બન્યો છે, અને ખાસ કરીને એની આરામ લેવાની પદ્ધતિમાં ઘણા ફેરફાર થયા છે, ત્યારે કાળીદાસે ઉજ્જયનિના રસિક નરનારીઓ માટે વર્ણવેલો વિનોદ—ફળીમાં નિરાંતે ખાટલાપર બેસીને, ચંદન જેવી ઠડી ચાંદનીમાં આખું કુટુંબ ભેગું થાય ત્યારે 'એક હતો રાજા' કહીને શરૂ કરવાનો વાર્તાવિનોદ-ઘણાખરાને મન અસ્થાને થઈ પડયો છે. પણ એ જૂનો વિનોદ આજે નવું રૂપ ધરે એ આવશ્યક છે. ટુંકી વાર્તાના ઋગ્વેદ જેટલા જૂના દેહને નવા પ્રાણુથી રંગાયેલો જોવાની સૌને ઇચ્છા છે: કદાચ, પોતાના જીવનની, જગતની, મનની, હુબહુ છબી જોવા માટે પણ એ ઇચ્છા થઇ હોય; કે પછી, કોઈ આદર્શ કે કલ્પનામાંથી પ્રોત્સાહન પ્રેરણા ને પ્રાણ લેવાની વૃત્તિ જાગી હોય. ગમે તેમ હોય, મનુષ્ય, જીવનનો મર્મ સમજવા માટે, આરામ માટે, આનંદ માટે, પ્રોત્સાહન માટે, આદર્શ માટે-કે પછી ઘડી બે ઘડી વ્યવહાર ભૂલવા માટે-ટુંકી વાર્તા તરફ વળ્યો છે. એ ગમે તે હેતુથી વળ્યો હોય, પણ ટુંકી વાર્તામાં જો પોતાનો પ્રાણ આવે તો તેને નવો મનુષ્ય બનાવવાની તાકાત તે ધરાવે છે.

જનકની બ્રહ્મસભામાં પ્રશ્નાર્થ કરતી ગાર્ગીથી માંડીને બેબી-

લોનના ધર્મમંદિર પાસે બેસતી હતભાગી સ્ત્રીઓ સુધી અને રતિવિલાપથી માંડીને આજના જીવનવિગ્રહમાં લોહીનાં આંસુ પાડતા મજૂર સુધી ટુંકીવાર્તાઓનો વિશાળ પ્રદેશ પડેલો છે: જીવનમાં જ્યાં રસ સૌંદર્ય ને સાચો પ્રેમ દેખાય, જીવનમાં જ્યાં અજ્ઞાન દુ:ખ અને કલહ દેખાય, જીવનમાં જ્યાં નિર્દોષ આનંદ ને દોષિત વિલાસ દેખાય, ત્યાં સર્વ સ્થળમાં ને સર્વસમયમાં ટુંકીવાર્તા માટે વિષય પડેલા છે: અને જેવી રીતે હિમાલયના સોને મઢેલા શિખરનું એકાદ વખતનું ઘડી બે ઘડીનું દર્શન જીવનભર સાથે ને સાથે ચાલ્યું આવે છે, તેવી રીતે આવા પ્રસંગમાંથી એકાદ પરમાણુ મળી જાય છે કે જે આખા સર્જનને કોઇ અનોખા રંગે જ રંગી દે છે. ટુંકીવાર્તાના લેખકને માટે ચોખુટ ધરતી અને વિશાળ જનસમુદાય, અભ્યાસ અવલોકન ને પ્રેરણા માટે પડેલાં છે: પોતે જે સમાજમાં રહે છે, તે સમાજને અસ્પર્શ્ય ગણીને કોઈપણ સાહિત્યકાર ઉત્તમ સર્જન આપી શકે જ નહિ. ગુજરાતી સાહિત્યમાં નવલકથા અને નવલિકા સાહિત્ય આટલું આછું પાંગરે છે તેનું કદાચ એ એક કારણ હશે.

ટુંકી વાર્તાને જીવનના પ્રશ્નો સાથે અતિ નિકટનો સંબંધ છે. જીવનના પ્રશ્નોને તે જેવી રીતે છેડી શકે છે, અને જરાક ઈશારત કરીને આખું સ્વરૂપ દેખાડી શકે છે, તેવી રીતે કદાચ સાહિત્યની બીજી કોઈ પણ કૃતિ નહિ કરી શકતી હોય. ટુંકી વાર્તાને ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ સ્વરૂપ પર લઈ જવાનો જો કોઈ પ્રયત્ન કરે, અને સર્વદેશી અને સર્વસમયના પ્રશ્નો,–પુરાણના, ઇતિહાસના, અને સમાજના, ભૂતકાળના, વર્તમાનના અને ભવિષ્યના,–કુંભાર જેવી ઝડપથી દોરી મૂકીને પોતાનો ઘાટ સાંગોપાંગ ચાકડાપરથી ઉતારી લે છે, તેવી ચપળતાથી અને સહુકાઈથી ઉતારી લે, તો તે પ્રજાનું માનસ ફેરવી શકે: અને જીવનમાં અત્યંત અગત્યના અંકૂરો મૂકી શકે. કુંભારનો દાખલો લેવામાં બીજો પણ હેતુ છે. માટીમાંથી મૂર્તિવિધાન એ જૂનામાં જૂની કલા છે: અને સ્ત્રીઓએ શોખની ખાતર નહિ પણ શાંતિ અને સર્જનના આનંદની ખાતર–સૌથી પહેલાં પહેલાં એને વધાવી અને પોતાની બનાવી. સ્ત્રીના હાથમાં જ શોભે એવી એ સુંદર કલા છે. પરંતુ જેવી રીતે

સુતરનો તાંતણો નાશ પામ્યો, તેવી રીતે માટીના ઘાટ નાશ પામ્યા અને તેવી જ રીતે નાનાં નાનાં છોકરાંના ઘાટ ઘડવાની–કદાચ સર્વોત્તમ કેળવણીની–વાર્તા કહેવાની કળા–સ્ત્રીઓની હતી તે આજ તેમની પાસેથી સરી ગઈ; અને જીવનની વેલ કરમાતી ચાલી. કદાચ એટલા માટે એક મિત્રે કરેલું અનુમાન સાચું હોય, કે ટુંકી વાર્તાનો સારામાં સારો ફાલ ઉતરે, ત્યારે પ્રજાજીવન ખરો પલટો લે છે.

ડુંગરાઓમાં રહેનારાઓને ખબર છે કે ત્યાં બે માળનું મકાન હોય તો તેમાં ઉપલા માળની એક નાની સરખી બારી એ ઘરનો કિમતીમાં કિમતી ભાગ ગણાય છેઃ જેવી રીતે શરીરમાં રહેલી નાનકડી આંખ વિશાળ ક્ષેત્ર માપી લે છે, તેમ આ બારી દૂર દૂરના સુંદર દેખાવો નજર આગળ ખડા કરે છે. એક રીતે કહીએ તો ટુંકી વાર્તા એ પ્રજાજીવનની આંખ છે. એ આંખ જો સાચી હોય તો વિશાળમાં વિશાળ મેદાન આંગણું જ બની રહે. પ્રજાજીવનના મર્મપ્રશ્નો–બે ચાર મિત્રો કલબમાં ગપ્પાં હાંકવા માટે વાતો કરે છે તેવા પ્રશ્નો નહિ–પણ મર્મમાં પેઠેલા પ્રશ્નો જો સાચી હથોટીથી લેવામાં આવે, તો જરુર ટુંકી વાર્તાનું નાનું શરીર અજબ ફેરફાર કરી શકે. છીણી જેમ જબ્બરમાં જબ્બર તોતિંડ લાકડાનું અંતર એક ઘડીમાં જ દેખાડી શકે છે તેમ ટુંકીવાર્તા જીવનના મર્મસ્થાનને એક ઘડીમાં જ પ્રત્યક્ષ કરાવી શકે છે.

મનુષ્ય પથ્થરનાં હથિયાર વાપરતાં શીખ્યો તે પહેલાંથી ટુંકી વાર્તા કહેતાં શીખ્યો છે. નીલ નદી ઉપર આજથી પાંચહજાર વર્ષ પહેલાં કોઇ રસિક સ્ત્રી પાણી ભરવા ગઈ હશે, અને ઘડા ઉપર હાથ મૂકીને, જૂના વખતની કોઇ વાત સાંભળતી તેમાં તલ્લીન થઇ ગઈ હશે. આજે પણ હજી લોકહૃદય ટુંકીવાર્તાઓનું એટલું જ ભૂખ્યું છે; અને ગુજરાતી સાહિત્યમાં તો એ કોયડો કોઇએ ઉકેલ્યો નથી પણ ઉકેલવા જેવો છે કે આજનું સાહિત્ય–પ્રેમાનંદના ઓખાહરણની માફક, શામળના કાષ્ટના ઘોડાનીમાફક–શી રીતે ઘેર ઘેર ફેલાય ? કારણ કે સાહિત્યનો જીવન સાથેનો સંબંધ તો જ સિદ્ધ થયો ગણાયઃ અને તો જ પ્રજાને ભલે માત્ર એક જ પગથિયું પણ ઉંચે લીધાનો આત્મસંતોષ મળી શકે.

જૂના વખતની ટૂંકી વાર્તાઓ હાલની વાર્તાઓથી અનેક રીતે જુદી પડે છે. સાહિત્યનું એક જ સ્વરૂપ સ્થાયી રહી શકે નહિ. જીવનના ફેરફાર એના પર અસર કરે. જ્યારે છાપખાનાં ન હોતાં, અને ઘણુંખરું કામ યાદશક્તિ ઉપર જ નભતું, ત્યારે 'વસ્તુ' એ જ વાર્તાનો આત્મા હોય એ તદ્દન સમજી શકાય તેવી વાત છે. તેમ જ આ વાર્તાઓ પણ ધ્વનિપ્રધાન હોવાને બદલે ઉપદેશ પ્રધાન જ હોઇ શકે. આજે મનુષ્યનો બુદ્ધિવિકાસ થયો છે. અને સીધા ઉપદેશ કરતાં એને ધ્વનિમાં વધારે આનંદ આવે છે. તેમ જ આજે એને વસ્તુની ખાસ અગત્ય નથી લાગતી. એટલા માટે જીવનમાં થયેલા ફેરફારને અનુરૂપ સાહિત્યમાં પણ ફેરફાર થયો છે.

'વસ્તુ' વાર્તામાં જરુરનું નથી એવો અર્થ આમાંથી નીકળતો નથી. 'વસ્તુ' એ હાલની વાર્તાઓમાં ગૌણ સ્વરુપ લીધું છે અને એમ થવાનાં કારણ છે એટલું જ. બાકી સર્વોત્તમ ટૂંકી વાર્તાઓ તો વસ્તુ વિધાન, પાત્રાલેખન, અને શૈલી ત્રણેના સુંદર મેળમાંથી જ જન્મે. ત્રણેમાંથી કોઇને પ્રધાન સ્થાન ન અપાય: તેમ જ કોઇને ગૌણ પણ ન કહીશકાય: અને છતાં એટલું ચોક્કસ કે ત્રણેમાંથી માત્ર એકના જ પ્રધાન સ્વર પર રચાયેલી વાર્તાઓ શ્રેષ્ઠ ગણાય છે ને આકર્ષણમાં જરાય નબળી નથી નીવડી. મોપાસાંની 'વન નાઇટ' આનું ઉદાહરણ છે.

ટૂંકી વાર્તાના બધાં જ અંગ ઉપાંગનો વિચાર તો માત્ર સ્વતંત્ર લેખમાં જ થઈ શકે. અહીં તો ટૂંકી વાર્તાનાં ક્ષેત્ર ને ધ્યેય વિષે એક વિચાર જ રજુ કર્યો છે.

આ સંગ્રહમાં ત્રેવીશ વાર્તાઓ આવી છે. તેમાંથી પંદર તદ્દન અપ્રગટ છે. જ્યારે અગાઉ પ્રગટ થયેલી એવી તો માત્ર આઠ વાર્તા જ લીધી છે, આપણે ત્યાં વિવેચનમાં એક ભૂલ ભરેલો વિચાર પેસી ગયો છે. અને સાચા સિદ્ધાંતને જ્યારે બહુ જ ખેંચી ખેંચીને વાપરવામાં આવે, ત્યારે તે ભૂલ ભરેલો વિચાર બની જાય છે. ખરી વાત છે કે આત્યારનો કોઈ પણ લેખક-દાવો કરે કે ન કરે-પણ અમુક અંશે પશ્ચિમના સાહિત્યની અસર નીચે છે જ. કેથેરાઇન મેન્સફીલ્ડ વિષે લખતાં ચાર્લ્સ મોરાંએ લખ્યું

છે કે તેના પર ચેહોફની અસર છે એમ કહેવાય છે. પણ ખરી રીતે જોતાં એ અસર નથી. શા માટે નથી એનો ખુલાસો કર્યો છે કે ચેહોફ ન થયો હોત તો પણ કેથેરાઈન મેન્સફીલ્ડનું માનસ જ એવું હતું કે તે આવી વાર્તાઓ લખત. એટલે ચેહોફ પાસેથી એ ટુંકી વાર્તાનો 'દેહ' કેવો હોય તે શીખી એમ કહેવાય. પણ કકો એની પાસેથી ભણી છતાં જે લખાણ થયું તેમાં ચેહોફનું નહિ પણ તેનું પોતાનું જ માનસ છે એ સમજવું જોઇએ. પ્રેમાનંદનું 'નળાખ્યાન' જે અર્થમાં એની પોતાની જ કૃતિ મનાય છે, તેના જેવો જ અર્થ આ વિવેચનમાંથી સ્પષ્ટ નીકળે છે. નિશે ન હોત તો પણ બર્નાર્ડશૉએ એ પ્રમાણે જ લખ્યું હોત. વિવેચનમાં આ દૃષ્ટિબિંદુ અત્યંત મહત્ત્વનું ગણાય.

*

આ સંગ્રહમાં પ્રગટ થયેલી વાર્તાઓમાંથી 'દોસ્તી' 'ત્રિશંકુ' અને 'રજપુતાણી' એ ત્રણ વાર્તાઓ સ્વતંત્ર નથી. 'રજપુતાણી' માં લોકકથાનાં બીજ છે. જ્યારે 'દોસ્તી' તો જૂના વિજ્ઞાનવિલાસના એક અંકમાંથી લઇને તેને નવુંરૂપ આપ્યું છે એટલું જ. અને 'ત્રિશંકુ' ચેહોફ ઉપરથી છે. જે વાર્તામાં વસ્તુ, પાત્ર, કે શૈલી એમાંનું કાંઈપણ બીજેથી મળ્યું હોય તે વાર્તા મૂળ લેખકની જ ગણવાનો અને એ રીતે 'કીર્તિ'ના ખાલી પરપોટા પાછળ હૃદયની મહત્તા ન ગુમાવવાનો સિદ્ધાંત દરેક લેખકે સ્વીકારી લેવો ઘટે છે.

આજે તો નવલિકાઓ એટલી બધી લખાય છે કે આ સિદ્ધાંતને સ્વીકારવામાં ન આવે તો સાહિત્યના સર્જનમાં અને વિવેચનમાં જતેદહાડે અવિશ્વાસ અને શંકા જ ઉત્પન્ન થાય. તણખામાં જ પ્રગટ થયેલી 'જન્મભૂમિનો ત્યાગ' એ વાર્તામાં એક મોચી આવે છે, અને ફ્રેંચભાષાના એક સારા વિદ્વાન અને વિવેકી પ્રોફેસરે 'Shoe–maker' કે એવી વાત, વાંચી હશે. Shoo maker ને જન્મભૂમિ વચ્ચે શું સામ્ય છે તે તો ખબર નથી, પણ કદાચ પાત્ર તરીકે 'મોચી' ભાઇને લેવાનું 'સૂચન' આ વાર્તામાંથી જ મળ્યું હશે, એમ એ વિદ્વાન પ્રોફેસરે અનુમાન કર્યું હતું. ટુંકી વાર્તાનો લેખક પોતાના બધા પાત્રો વિષે 'ઇતિહાસ' આપવા બેસે તો કદાચ એને સમાજમાંથી

જ તિલાંજલિ લેવી પડેઃ પણ કેટલાંક પાત્રો માનસિક હોય છે અને કેટલાંક સાચાં પણ હોય છે. આ મોચી, કેટલાક મિત્રો ધારે છે તેમ. . . . . . . . . . . પાસે બેસતો . . . . . . નો નથી. પણ સીમલાનો છે. અને વધુમાં એ કિસ્સો બનેલો છે. થોડાઘણા ફેરફાર સાથે.

પરંતુ એવી ઘણી હકીકતો જેનો સંબંધ માત્ર નોંધપોથી સાથે જ હોઈ શકે તે દરેક વખતે પ્રગટ કરવી શક્ય નથી. એને માટે તો સમયનો પરિપાક થતાં સુધી રાહ જોવી જ રહી. દરમિયાન જે જે સૂચના ને શંકા થાય–તે થોડે ઘણે અંશે નભાવ્યા સિવાય બીજો ઉપાય લાગતો નથી. પરંતુ જો ઘણાખરા લેખકો એક સિદ્ધાંત તરીકે–શૈલીનું, વસ્તુનું, કે પાત્રાલેખનનું–ઋણ સ્વીકારવાનો શિરસ્તો પાડે તો ઘણી ઘણી કુશંકાઓ એની મેળે જ નાશ પામે. એમ ન બને ત્યાં સુધી શંકા લેનારાના પ્રામાણિક હેતુ વિષે કાંઈ કહી શકાય તેમ નથી.

ટૂંકી વાર્તાનો ગુજરાતીમાં ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ ફાલ ઉતરે, અને સમાજના, જીવનના, નવાયુગના, જૂનાજમાનાના–એવા અનેક વિધ પ્રશ્નો પોતાની કૃતિઓમાં ગૂંથીને, ગુજરાતના સાહિત્યકારો સાહિત્યના એ અંગને સર્વદિશામાં ખીલવે, એટલું જ ઈચ્છવાનું રહ્યું. આ પ્રયત્ન એ તો હજી સમુદ્રના કિનારા પર છીપલાં ને શંખલાં ભેગાં કરીને છોકરાં રમે તેવો નિર્જીવ પ્રયત્ન છે. એનો થઈ રહેલો ને થતો સત્કાર એ નિર્ધનતાની સ્પષ્ટ નિશાની છે. ટૂંકી વાર્તાના ક્ષેત્રમાં એક સર્વોત્તમકૃતિ આપવાનું સ્વપ્ન કયારે સિદ્ધ થશે એ તો કહેવું મુશ્કેલ છેઃ અને કદાચ છેક છેલ્લી પળે–બાલ્ઝાકનો પેલો પ્રખ્યાત ચિતારો પોતાના શૂન્ય કેનવાસ તરફ ફરીને બોલે છે તેમ 'Nothing ! Nothing ! After ten years of work . . .' એમ બોલવાનો અત્યંત કરુણ પ્રસંગ ભાવિના ગર્ભમાં હશે તો કોને ખબર છે? એવા મહાન પરાજયની ધન્યપળ આવવાની છે કે નહિ તે તો કોણ જાણે, પણ અત્યારે તો નાના નાના વિજય કરતાં એ મહાન પરાજયનો આનંદ લેવાનું મળે એટલી મહત્ત્વાકાંક્ષા છે.

જો આ સ્વપ્ન મિથ્યા હશે, તો તો પછી એટલો જ સંતોષ

રહ્યો કે દુનિયામાં ઘણા પ્રકારની મીઠાશ છે. પણ છાના દર્દની તોલે આવે એવી એક નથી.

અને તેથી હમણાં તો—

'There is a joy in streams and setting sun:

. . . .

In scented spices and in balmy breeze,
Colour and harmony . . . . but no man living,
Shall ever know a greater joy than giving.

૨૭ : ૯ : ૨૮
ખાનપુર,
અમદાવાદ.

ધૂમકેતુ

# અ · નુ · ક્ર · મ


| | | |
|---|---|---|
| ૧ | સરયૂ નદીને કિનારે | ૧ |
| ૨ | દેવદૂત | ૧૨ |
| ૩ | ફિલસુફનો ભ્રમ | ૨૪ |
| ૪ | સ્વપ્ન સુંદરી | ૩૯ |
| ૫ | આંસુની મૂર્તિ | ૫૩ |
| ૬ | રજપુતાણી | ૬૮ |
| ૭–૧૧ | ચંપાનું ફુલ | ૮૩ |
| | સોનેરી રજ | ૮૩ |
| | આશાનું બિંદુ | ૮૭ |
| | અવિરામ યુદ્ધ | ૯૧ |
| | એક રાત્રિ | ૯૬ |
| | એક ટૂંકી મુસાફરી | ૧૦૨ |
| ૧૨ | એક મહાપ્રજાનું છાયાચિત્ર | ૧૧૦ |
| ૧૩ | હનુમાનની દેરી | ૧૨૪ |
| ૧૪ | ત્રિશંકુ | ૧૩૭ |
| ૧૫ | જીવનનું પ્રભાત | ૧૫૦ |
| ૧૬ | મૃત્યુ પછી મળેલ દંપતી | ૧૬૨ |
| ૧૭ | સ્વતંત્રતાની દેવી | ૧૭૪ |
| ૧૮ | સાચું દશ્ય | ૧૮૭ |
| ૧૯ | 'ખાસદાર'ની શંકા | ૧૯૪ |
| ૨૦ | દોસ્તી | ૨૦૪ |
| ૨૧ | ખંડેરની પૂજા | ૨૧૪ |
| ૨૨ | બલિદાન, આપઘાત ને ખૂન | ૨૨૨ |
| ૨૩ | રતિનો શાપ | ૨૩૦ |

આ જ લેખકનાં બીજાં પુસ્તકો

નવલકથા

રાજમુગટ

પૃથ્વીશ

નવલિકા સંગ્રહ

ત * ણ * ખા

બાલનાટક

પડઘા

હવે પછી બહાર પડનારાં

વિભૂતિ

માત્ર ઐતિહાસિક ટુંકી વાર્તાઓ

ભસ્મ

ટુંકી વાર્તાઓનો ચોથો સંગ્રહ

સ્ત્રી

એના જીવનની સર્વદેશીય મીમાંસા

# સરયૂ નદીને કિનારે

મેઘ નીતરીને આકાશ કાંઇક સ્વચ્છ બન્યું હતું. વાદળાં છુટાં છુટાં વિખરાયાં હતાં, અને આછી ચાંદની પ્રકાશી રહી હતી. કલ્પના જાગે તેવી રાત્રિ હતી.

આશરે નવ થયા હશે. વકીલ હર્ષવદનરાય ઝુલા પર આડે પડખે થઇ પગની ઠેશથી જરા જરા ઝુલી રહ્યા હતા. સામે આરામ ખુરશી પર તેનાં પત્ની વિજયાગૌરી બેઠાં હતાં. નીચે સાદડી પર તેનો પાંચ છ વર્ષનો પુત્ર પ્રસન્નવદન એક બુઠ્ઠી પેન્સીલથી ચોપડીના પાના પર કાંઇક લખી રહ્યો હતો. નીચે રસ્તા પરથી ટપાલવાળાના 'હે યો-ઓહ-હેયો' 'એ કાળી ટોપી'ના કર્કશ અવાજ આવતા હતા. સામે ઓટલા પર બૈરાં બેસીને વાતો કરી રહ્યાં હતાં. પણ કુતરાના ભસવાના અવાજમાં માણસોના અવાજ ડુબી જતા હતા.

અચાનક હર્ષવદન બોલ્યાઃ 'ચાલ, ચાલ, પ્રસન્નવદન! એક સરસ વાત કહું'

છોકરો એકદમ બુઠ્ઠી પેન્સીલ ફેંકી દઈ નાક લેતો

ઉભો થયો અને ‘શાની વાર્તા છે?’ એમ કહેતોક ને બાપાની પાસે આવી હીંચકા પર બેઠો.

‘જો’

નીચેથી કામ કરનારીએ બૂમ મારી: ‘બાઇ સાહેબ! ઘઉંનો લોટ શામાં મુકવો છે?’

‘તાકામાં’

હર્ષવદન આગળ વધ્યા: ‘જો–’

નીચે બારણું ખખડ્યું: ‘વકીલ સાહેબ!’

‘કોણ?’ કહીને હર્ષવદને બહાર ડોકિયું કાઢ્યું. નીચે બે ત્રણ જણ મળવા આવ્યા હતા.

‘કોણ? ડોકટર સાહેબ! આવો આવો. હું તમારો જ રાહ જોતો હતો.’

પ્રસન્નવદને બાપનું ધોતિયું ખેંચ્યું: ‘પછી શું?’

‘પ્રસન્નવદન!’ વિજયાગૌરી અંદરના ખંડમાં જતાં જતાં બોલ્યાં: ‘બીજી હું પછી કહીશ.’

પ્રસન્નવદને બાપનો હાથ ખેંચ્યો. એને વાત સાંભળવી હતી. બાપ બિચારો અત્યારે ગામની અનેક નવીજૂની વાતોમાં પાંચ હજાર વર્ષ પહેલાંની કથાને સંભારવા નવરો ન હતો. પણ તેણે પ્રસન્નવદનને હેતથી માથામાં ટાપલી મારતાં કહ્યું: ‘જાઓ . . . . . . . બીજી પછી કહીશ હો.’

‘પણ થોડીક તો કહો.’

‘ત્યારે જો, સરયૂ નદીને કિનારે—’

ભયંકર આફત આવી પડી હોય તેમ પ્રસન્નવદન દાદરા તરફ જોઇ રહ્યો. લાંબું, જાડું ઢંગધડા વિનાનું વિચિત્ર પહોળું

પાટલુન પહેરેલું, એવો જ હાફકોટ ધારણ કરેલું ડૉક્ટર અનંતપ્રસાદનું શરીર દાદરો ચઢીને દિવાનખંડમાં ઊભું હતું. તેની પાછળ બે સુકલકડી જેવા માણસ હતા. અત્યંત જાડા અને અત્યંત પાતળા માણસનો આ મેળ જરા રમુજ ઉપજાવે તેવો હતો.

'પ્રસન્નવદન !' અંદરથી વિજયાગૌરીએ પ્રસન્નને બોલાવ્યો તે દોડતો દોડતો અંદર ગયો. એ નાનો બાળક અંદર ગયો એટલે આ મોટા* માણસો અમદાવાદની મ્યુનિસિપાલિટીથી માંડીને છેલ્લામાં છેલ્લાં શાક શું આવે છે ત્યાં સુધીની બધી અથેતિ કરવા બેઠા. વિજયાગૌરી અંદર પોતાનાં ચોળી પોલકાંની ગણતરી કરી રહ્યાં હતાં. પ્રસન્ન દોડતો દોડતો અંદર ગયો. તેણે માતાના વાંસા પર પોતાનું શરીર નાખ્યું ને તેના ગળામાં બે હાથ પરોવ્યા.

'પ્રસન્નવદન ! હં, હં, શું કરે છે? મૂકી દે, જો આ મારી રેશમી ચોળી ચોળાય છે, હો'

પણ પ્રસન્નવદને પોતાના હાથ ઢીલા ન કર્યા.

'વિજયાબેન, બોલો પછી સરયૂ નદીનું શું થયું ?'

'એ હું તમને કાલે કહીશ. અત્યારે સૂઇ જાઓ. ચાલો.'

'સરયૂ નદી ક્યાં છે ?'

'અત્યારે સૂઇ જાઓ, ચાલો.'

વિજુબેન ! એ નદીમાં મગર હશે ? ત્યાં આગબોટ ચાલતી હશે ? ત્યાં કોણ રહેતું હશે ?'

---

* 'Big nothigs.'

'ચાલો હવે સૂઈ જાઓ છો કે તમારા 'પપ્પા' ને બોલાવું ?'

પ્રસન્નવદન ગુપચુપ પોતાની પથારીમાં જઇને પડ્યો. પણ તેનું નાનું મગજ કલ્પનાની ધૂનમાં ચડ્યું. તેણે કલ્પ્યું હતું કે ઠંડા મીઠા પાણીના સાગર જેવી એક નદી ચાલી જતી હશે. તેના પર એલિસબ્રીજ જેવો પૂલ હશે. નીચે નદીમાં આગબોટો ચાલતી હશે. કાંઠે એક મોટું શહેર હશે. તેમાં એક રાજા રહેતા હશે. રાજાને એક રાણી હશે. પછી રાજાને છોકરૂં નહિ હોય . . . અને . . . અને પછી બીજું શું નહિ હોય ?

'શું હશે 'માંથી 'શું નહિ હોય ' એ વાત પર તેનું બાળકહૃદય દોડ્યું ગયું.

'ત્યાં નિશાળ નહિ હોય, માસ્તર નહિ હોય, પરીક્ષા નહિ હોય. વળી ત્યાં ગણિત નહિ હોય. . . અને એકલું નદીમાં રમવાનું હશે ! ખરેખર સરયૂ નદી કેવી સુંદર હશે ?'

તેને પેલું વાકય સાંભર્યું; ' સરયૂ નદીને કિનારે–' પછી શું હશે . . . .

તેનાથી કોયડો ઉકલ્યો નહિ. તે સ્વપ્નસ્થ નિદ્રામાં પડ્યો. નિદ્રામાં જાણે પોતે એક નદીને કાંઠે એકલો ફરી રહ્યો છે . . . અને તે સરયૂ નદી . . . છે. નદીને કાંઠે વન છે, વનમાંથી સરકસનો વાઘ જોયો હતો તેવો વાઘ પોતાની બે પીળી આંખો પ્રસન્નકુમાર પર માંડે છે . . . અને તેનાથી રાડ પડાઇ ગઇ, 'ઓ પપ્પા !'

પાસેનું બારણું ખોલીને હર્ષવદન અંદર આવ્યા. બધી મોટી મોટી વાતો પૂરી થઈ હતી. મોટી મોટી વાતો પૂરી

થયા પછી જ માણુસ પોતાની સૌથી મોંઘી સમૃદ્ધિ સંતાન તરફ દૃષ્ટિપાત કરવા નવરો થાય છે.

'પ્રસન્નવદન !' વકીલ સાહેબે છોકરાની રાડ સાંભળી તેને ઢંઢોળ્યો. પણુ તે તો પડખું ફરીને પાછો સુઇ ગયો હતો. સવારે પ્રસન્નવદન જાગ્યો ત્યારે પહેલાં જ પ્રશ્ન તેણે પૂછયો 'પપ્પા ! સરયૂ નદીને કિનારે' હર્ષવદન હેતથી હસ્યા: 'અરે ગાંડા, સરયૂ નદીને કિનારે એ જ ગોખ્યા કરે છે કે શું'

ચાનો પ્યાલો હાથમાં લેતાં વિજ્યાગૌરી બોલ્યાં: 'માસ્તર હમણાં આવશે અને આંક કર્યા છે કે ?'

ફુલ કરમાય તેમ પ્રસન્નનો ચહેરો ઉતરી ગયો. એ જ વખતે બહાર પગરખાંનો અવાજ થયો ને ખાદીની ધોળી ટોપી તથા ધોળું ખમીસ પહેરેલા નિસ્તેજ આધેડ વયના માસ્તરે પ્રવેશ કર્યો. હર્ષવદને હસતે ચહેરે તેમના નમસ્કાર ઝીલ્યા ને બોલ્યા:

'જલદી કરો. જુઓ, માસ્તર સાહેબ આવ્યા છે.' 'કેમ માસ્તર સાહેબ! પ્રસન્ન હવે તો સારું કામ કરે છે કે ?' બહાર ગાડીનો અવાજ થયો અને વકીલ સાહેબના નામની ત્રણ બૂમ પડી. જવાબ આપવા માટે પહોળો કરેલો માસ્તરનો હોઠ આવા અકસ્માત સહજ હોય તેમ દાંત નીચે દબાઇ ગયો. પ્રસન્નકુમારનો 'સરયૂ નદીના કિનારે' વાળો કોયડો અધૂરો રહી ગયો. તે માસ્તરની સાથે ભણુવા તો ગયો પણુ પહેલો પ્રશ્ન તેણે સરયૂ નદી વિષે પૂછયો.

'માસ્તર સાહેબ ! સરયૂ નદીને કિનારે શું છે'

'સરયૂ નદીને કિનારે ? સરયૂ નદીને કિનારે એક સુંદર ગામ છે.'

'તેનું નામ શું'

એટલામાં વિજ્યાગૌરીએ પ્રવેશ કર્યો. 'માસ્તર સાહેબ, પ્રસન્ન આંક તો તદ્દન ભૂલી ગયો છે. જુઓ, તમે પૂછી જુઓ.'

'બોલો, સત્તર નવાં ?' માસ્તરે પૂછ્યું.

'સરયૂ નદી' પ્રસન્નથી બોલાઇ ગયું. પણ તેણે તરત જ ભૂલ સુધારી, સત્તર નવાં-સત્તર નવાં-

વિજ્યાગૌરીએ કડક આંખે તેની સામે જોયું, 'પ્રસન્નવદન !'

અને સરયૂ નદીને ભૂલીને તે ઘડીભર આંકની ગડમથલમાં પડી ગયો.

હવે રોજ સાંજે પ્રસન્ન જ્યારે નિશાળેથી છૂટે ત્યારે સરયૂ નદીની કલ્પના કરતો ઘેર ચાલ્યો આવતો હોય. પણ એક દિવસ પ્રેમાભાઇ હોલમાં જાહેર ભાષણ હોવાથી, બીજે દિવસે મ્યુનિસિપાલિટીમાં મિટીંગ હોવાથી, ત્રીજે દિવસે ઉપયોગી કેસ હોવાથી, ચોથે દિવસે થાકી જવાથી, પાંચમે દિવસે વિજ્યાગૌરીને બહાર જવાનું હોવાથી—ગમે તે કારણે-પ્રસન્નકુમારનો સરયૂ નદીનો તટ સુંદર અયોધ્યા વિના જ રહી ગયો ! એ નાના બાળકે સૂતાં સૂતાં કલ્પના કરી, અને કલ્પના કરતાં કરતાં સુતો, પણ સરયૂ નદીવાળી અતિ સુંદર વાર્તા તેને ફરી સાંભળવા મળી જ નહિ.

પછી આવ્યા પરીક્ષાના દિવસો. ખૂબ ગોખવાનું, ખૂબ યાદ રાખવાનું, કાંઈ અનુભવવાનું નહિ એવા સુંદર દિવસો, વિદ્યાર્થીજીવનમાં પ્રાણ પૂરે તેવા, પાસે આવવા લાગ્યા. પ્રસન્ને એ દિવસોમાં ઘણું મેળવ્યું. અને ઘડીભર લાગ્યું કે હવે એ સરયૂ સંભારશે નહિ. પણ કેટલાંક નામ અને

કેટલીક વાતો બાળકોને અકારણુ પ્રિય થઈ પડે છે અને તે તેમનાથી કદી ભૂલાતાં જ નથી.

પરીક્ષા પછી પ્રસન્નવદન પર સખત તાવનો ઝપાટો આવી ગયો. બેતાળીસ દિવસના તાવ પછી, તે તેતાળીસમે દિવસે જરાક વાર પોતાના ઓટલા પર બેઠો ત્યારે સવારનો મીઠો તાપ તેને સોનેરી રંગનો લાગ્યો. રસ્તાની ધૂળ પહેલાં કરતાં વધારે સુંદર બની રહી હતી. હમેશાં પોળમાં આંટા ફેરા મારતી ગાયો તરફ તે આનંદથી તાકીને જોઈ રહ્યો. કુતરાં ગેલ કરતાં હતાં તે જોઈને એને જીવનની મીઠાશ સાંભરી. તેણે ખૂબ ધ્યાનથી નિહાળી નિહાળીને સઘળું જોયું. પછી તેના ઘરમાંથી પાણીનો રેલો ચાલ્યો તે તેણે જોયો . . . અને ન સમજી શકાય તેવી ઝડપથી તેને સ . . . ર . . . યૂ નદી સાંભરી. તેના જીવનમાં ફરી બાળપણુનો આનંદ વહેવા લાગ્યો.

ત્યાર પછી તો તે પોળમાં રમવા જવા મંડયો. પોતે રમી ન શકે તો પણ સૌ રમતા કે વાતો કરતા તે નિહાળીને રસથી જોયા કરતો.

એક દિવસ તે પોળને નાકે ઉભો હતો. અને બે ત્રણુ છોકરાં રસથી વાતો કરી રહ્યાં હતાં તે ઉભો ઉભો સાંભળતો હતો. સૌ વાતોમાં એવા તલ્લીન હતા કે આખી દુનિયા ડૂલ થવાના સમાચાર આવે તો પણ તેમાંથી કોઇ ડગે તેમ ન હતું.

એટલામાં વકીલ હર્ષવદન એક તરફથી ચાલતા આવ્યા. તે છાના છાના ઘર તરફ જતા હતા. પણ એટલામાં ' અર્જુનના એક બાણુથી તો કર્ણુના ભૂકેભૂકા

ઉડી જાય હો, એમ મોટેથી બોલાયેલા એક છોકરાના વાક્યે તેમનું ધ્યાન ખેંચ્યું. મોટેથી બોલનાર બોલીને જ અટકયો નહિ, પણ સાથે સાથે પોતાના અભિનયથી બોલવાનું વધારે સ્પષ્ટ કરતો ગયો, 'અર્જુન કેવો બળવાન! ઓ હો હો!'

અને વકીલ હર્ષવદને ત્યાં અત્યંત રસથી એકી નજરે જોઇ રહેલો, અમૃતસાગરનાં રસબિંદુ ઝીલનારો, કોઇ તૃષાતુર આત્મા ઉભો હોય તેવો પોતાનો નબળો સુકલકડી નિસ્તેજ પ્રસન્નવદન ઉભેલો જોયો.

તે તેમની પાસે ગયા. પ્રેમથી પૂછયું: બેટા! પ્રસન્ન, શું સાંભળે છે?'

અને પરીક્ષા, માસ્તર ને સરયૂ નદી એ ત્રણની ત્રિપુટી એના મગજમાંથી સહજ જ પસાર થઇ ગઇ. આમ વાતો સાંભળવી એ પરીક્ષાથી વિરુદ્ધ વર્તન છે એટલું તેને ભાન હતું. એટલે તે બોલતાં ધ્રૂજ્યો, 'એ તો કાંઈ નહિ, કાંઇ નહિ, આ વિનોદ, વાત કરે છે. હું કાંઇ સાંભળતો નથી. મારે તો હજી આંક કરવાના છે.'

હૃદય સોંસરવું કોઇએ તીર માર્યું હોય તેમ હર્ષવદન આ સાંભળતાં વ્યગ્ર બની ગયા. પણ તેણે પ્રેમથી કહ્યું: 'શાની વાત હતી?'

'શે-ની-શાની? એ માસ્તર સાહેબ આવ્યા' તેણે પોળમાં સામેથી આવતા માસ્તર બતાવ્યા. હર્ષવદને માસ્તરને આવતા જોયા. તે વિનયથી તેમના તરફ ફર્યો. 'માસ્તર સાહેબ! આજે પ્રસન્નને રજા આપશો કે?'

આનંદનું કિરણ પ્રસન્નના મોં પરથી પસાર થઈ ગયું.

બાપ, દીકરાને આંગળીએ વળગાડી ગયો. તેણે પ્રસન્નને માયાથી પોતાની પાસે બેસાર્યો. ‘ શાની વાત એવા રસથી સાંભળતો હતો ?’

‘ અર્જુન અને કર્ણુની. ’

નીચેથી અવાજ આવ્યોઃ ‘ વકીલ સાહેબ ! ’

‘ કોણ છે ? મોતી, જરા જો તો, કોણ છે ? ’ કામ કરવાવાળીએ બહાર ડોકિયું કાઢ્યું. બહાર બે ત્રણ જણા ઉભા હતા. ‘ કેમ શું કામ હતું ? ’

‘ કાલે અમારી ‘ મિટીંગ ’ છે તે મળવું હતું. ’

વકીલે મોતીને ઇસારો કર્યો.

‘ ઘેર નથી ! ’ મોતીએ જવાબ વાળ્યો અને તે પોતાને કામે પાછી વળગી.

‘ તમે તે દિવસ વાત કરતા હતા ખબર છે ? ’

‘ શા–ની ’

‘ પેલી સરયૂ નદી–અને એવી એવી. ’

‘ હા. ’

‘ એ આજ પાછી કહેશો ?

હર્ષવદને એક નિઃશ્વાસ મૂકયોઃ ‘ અરેરે ! ’

પ્રેમાબાઈ હોલમાં કોઇકે ગાયેલું તેને યાદ આવ્યું:

‘ તમે મારા દેવના દીધેલ છો ’
‘ તમે મારે નગદ નાણું છો ! ’
‘ આવ્યાં ત્યારે અમર થઇને રહો ! ’

તેણે પોતાની આંગળી કરડીઃ ‘ ખોટું ખોટું તદ્દન ખોટું. કોઇ એમ માનતું જ નથી. એ તો ગાવાનું ગીત છે.’

નીચેથી બીજો સાદ આવ્યોઃ ‘ વકીલ સાહેબ ! હર્ષવદન ભ . . . ઇ ! ’

'મોતી, જો તો કોણ છે?'

મોતીએ નીચે જોયું: 'ડૉક્ટર સાહેબ.'

'છે? હર્ષવદન ભ . . .ઈ છે?' આવનારે બીજી વખત પૂછ્યું. વકીલની ઇશારત પ્રમાણે મોતીએ જવાબ આપ્યો: 'ના, બહાર ગયા છે.'

'ક્યારે આવશે?'

'ખબર નથી' મોતી પાછી ફરી પોતાને કામે વળગી.

'હં, પ્રસન્ન! એ વાત આજ હું તને કહું. જો, સાંભળ, 'સરયૂ નદીને કિનારે—'

'વકીલ સાહેબ! નીચેથી વળી અવાજ આવ્યો. 'મોતી, એ બારણું બંધ કરી દે' હર્ષવદને કહ્યું 'અને જે આવે તેને કહી દે કે આજે ઘેર નથી.' હુકમ પ્રમાણે મોતીએ અમલ કર્યો ને આશ્ચર્યથી બાપ દિકરા તરફ જોતી ધીમે ધીમે તે કામે વળગી.

'આજે તમારે નથી જવું કે શું?' એમ કહેતાં ક ને, હર્ષવદનનાં પત્ની વિજયાગૌરી બહારથી આવ્યાં. 'કેમ બેઠા છો? નથી જવું કે શું?'

'ક્યાં?'

'ક્યાં શું? ભૂલી ગયા? તમે આજે નાતની મિટીંગના પ્રમુખ છો ને?'

'અરે! હા હા, સાંભર્યું. પ્રસન્ન! સરયૂ નદીને કિનારે' હર્ષવદન ઉભા થઈને ખીંટી પરથી પાઘડી લેતા લેતા બોલ્યા.

'સરયૂ નદીને કિનારે, બેટા, અયોધ્યા નામે સુંદર નગરી હતી. તે નગરીમાં ધર્માત્મા દશરથ રાજા રાજ્ય કરે. રાજાને ત્રણ રાણી હતી.'

'તમારે મોડું થાય છે હો.'

'હા આ ચાલ્યો.'

'પછી શું? પછી શું?'

હર્ષવદન દાદર ઉતરવા લાગ્યા. 'રાજાને ત્રણ રાણી પણ એકેને સંતાન નહિ.'

'આ . . . હા . . . પછી?'

'વકીલ સાહેબ! એ હર્ષવદન-ભા-ઈ ચાલો છો કે?' નીચેથી કોઈ જ્ઞાતિબંધુએ ચાલતાં ચાલતાં બોલાવ્યા.

'આવ્યો આવ્યો, નવનીધરાય આવ્યો' 'પછી' રાજાએ યજ્ઞ કર્યો'

હર્ષવદન પહેલું પગથિયું ઉતરવા મંડયા . . . 'બીજી વાત તમે કરશો કે?'

'ના, મારે કાલે સ્ત્રીસમાજનું ભાષણ છે . . . પણ હું પછી કહીશ હો, પ્રસન્ન!' વિજયાગૌરી બોલ્યાં.

સજળનેને પ્રસન્નવદન જોઈ રહ્યો.

'પછી—!'

ધીમે ધીમે હર્ષવદન નીચે ઉતર્યો. તેના પગરખાંનો અવાજ નીચે ચોકમાં હાલતાં ચાલતાં ગાતી ગાતી સ્ત્રીઓના ગીતના અવાજમાં ડૂબી ગયો. નીચે સ્ત્રીઓ ગાઈ રહી હતીઃ

'તમે મારા દેવનાં દીધેલ છો!'
'તમે મારું નગદ નાણું છો!'

# દેવદૂત

'છપ્પનના પાટા' એ કહેવત ખરી જ બનેલી છે. છપ્પનના દુષ્કાળે ઘણાં ઘણાં કુટુંબોને તારાજ કરી નાખ્યાં પણ કણબી ને ભરવાડ એ બે કોમને તો સાવ ઉજ્જડ જ કરી મૂકેલી. ગોવો રબારી પણ એ ઝપાટામાં જ આવી ગયેલો નાના મોટા દોઢસો જીવમાંથી તેની પાસે માત્ર ચૌદ જીવ ઉગર્યા. તેમાં સાત ગધેડાં, એક ઘોડી અને છ ગાય હતી. ગાયોમાં મેર એની 'જાંબલી' ગાય ઉગરી ગઇ, એટલે ગોવાને મન તો જાણે રત્નની ખાણ લૂંટાતી બચી ગઈ હોય એટલો આનંદ થયો.

બત્રીસ વર્ષનો ભરજુવાનીનો ભરેલો એ રબારી પુરુષપણાની આબેહૂબ મૂર્તિ જેવો દેખાતો. માથે લાલચોળ શેલું, બન્ને હાથે કડાં, ખભે રંગબેરંગી ઊનનાં ફુમતાં મૂકેલો ધાબળો, પાંચે અંગળીએ સોનારૂપાના વેઢ, હાથમાં કડિયાળી પાતળી પાકા વાંસની લાંબી લાકડી, કાનમાં ફુલ, આંખમાં કાળો સુરમો, જરા જરા વળ દીધેલી કાળી ભરાઉ મૂછો, ને કેડે બગસરાની પાતળી પિછોડી. જરાકે લાંબું નહિ, જરાયે જાડું નહિ, કઢંગું ક્યાંય નહિ અને મર્દાનગીવાળું

એવું એનું શરીર જોનારની આંખને ઠારે એવા રૂપથી ભર્યું હતું. જાણે નરી સંગેમર્મરની મૂર્તિ કોતરી હોય એવી, શિલ્પીની કલ્પના જેવી, અજંટાની અણિશુદ્ધ રેખામાંથી બની હોય તેવી એની જુવાન સ્ત્રી પુનીના અંગેઅંગમાં પણ અથોક રૂપ ભર્યું હતું.

આ સુખી અને પ્રેમી યુગલ પોતાના જીવમાંથી પોતાનું ગુજરાન ચલાવ્યે જતું. અને વખત આવ્યે પશુધનને વધારવાનાં સ્વપ્નાં ઘડીને આનંદ પામતું ઘર આંગણે ઉદ્યોગ હતો. હૈયામાં સંતોષ હતો. અને જીવનમાં સરળતા હતી. હમેશનું હમેશ સુખી જીવન વિતાડનારા ઉદ્યોગી સ્ત્રીપુરુષની માફક આજના કરતાં કાલના જીવનમાં એમને વધારે વધારે ને જુદો જુદો આનંદ મળતો. એમનું ગરીબ ઘર, ભાઈભાંડુ જેવાં પશુ અને સરળ હૃદય સૌમાં એક જાતની શાંતિ પથરાયેલી હતી.

૯

સવારમાં રબારી રબારણ વહેલાં ઉઠી ગાયો દુએ ને રબારણ દૂધ વેચવા જાય ત્યારે રબારી શીરામણ કરીને પોતાના નાના ધણમાં આઢે. બપોરે નદી કાંઠે જ્યારે રબારી મીઠા પવનના ઘુંટડા પીતો હોય, ત્યારે આખી સીમને રૂપથી મઢી દેતી રબારણ રોટલા લઈને આવતી હોય. શેડકડું દૂધ ને રોટલાનું બટકું એવી રીતે બપોરનો ગોવાનો ભોજનક્રમ ગોઠવાયેલો હતો. સાંજે સીમનો ઠંડો પવન લેતા બન્ને પાછાં વળે. અને ઘેર આવીને ઢોર દોહી દ્દનીયાંને સાચવે. વાળુ કરે ને ઓશરીમાં ખાટલા ઢાળી સૂઈ જાય. જાંબલી ગાયને ડોકે બાંધેલી ટોકરી ગાય માથું હલાવે એટલે વારંવાર

વાગ્યા કરે, અને એ મીઠા મીઠા લાગતા અવાજમાં ·
જણું સુખેથી ઉંઘી જાય.

પુનાં દરરોજ સવારમાં એક ચાની હોટેલે દૂધ
આવતી. ચાની હોટેલ પાસે ભજીયાંવાળાની દુકાન હ
ભજીયાવાળા પાસે પાનની દુકાન હતી.

આવી રીતે ચા ભજીયાં ને પાનની ત્રિપુટીનો ·
આ જમાનાના વર્તમાનપત્ર રાજકારણ અને ચૂંટણીના ·
જેવો તે જગ્યાએ જામ્યો હતો. એટલે એ સ્થળે શો·
આળસુ ને છેલછબીલાની જમાવટ થતી. ત્યાં આ
ગામની વાતો થતી. ત્યાં ગામની રસિકતા ઠલવાતી. ·
ત્યાં જ 'પ્રેમ' નામનું પંખેરૂં પાંજરામાં પૂરાઇને પ
ફફડાવ્યા કરતું.

દરરોજ ચાની હોટેલે મીણની પુતળી જેવી આ ર·
રણ દૂધ દઈ જાય ને તે ગુપચુપ આવે તેમ ચાલી જ
એ વાત એક શોખીન જુવાનને ખુંચી રહી. તે ચાનો ·
બની ગયો. પુનાં આવે ત્યારે બારણા પરની પહેલી ખુરશી
એનો ધામો હોય. જે સ્ત્રી સહજ ન જીતાય તેને ·
શાંતિથી તક મેળવવાનો સ્વભાવ દરેક પુરુષમાં હોય
પુનાંની દૃષ્ટિએ જ કહી આપ્યું કે તે નિર્મળ છે અને ·
ડગાવવાનું હમણાં શકય નથી.

પહેલાં એણે ધીમેથી પૂછયું: 'તમારે કેટલી ગ
છે?' પુનાંએ એનો જવાબ વાળ્યો કે છ. બીજે દિ
સવાલનું રૂપ ફર્યું. 'તમારે ત્યાં બકરી તો નહિ હોય?' અમ
પાડોશમાં એક નમાયો છોકરો માંદો છે તેની દાદી બિચ
બકરીનું દૂધ ગોતે છે.'

પુનાંએ જવાબ વાળ્યો ને દયાથી પ્રેરાઇને તેનો સ્ત્રી સ્વભાવ એ વાત પર જરાક વધારે રોકાઇ ગયો.

'બચ્ચારો! શું થયું છે?'

'નમાયું છોકરૂં છે ને કોઇ દૂધ ફાવતું નથી. તમારા જેવું ચોખ્ખું દૂધ આપે તો લેવું છે.'

'અમારૂં દૂધ તો ચોખ્ખું જ. પૂછો પાનાચંદભાઇને'

હોટેલવાળો પાનાચંદ મદદે આવ્યો. વાત લંબાઈ ને તે દિવસે 'એ પુનાં! તું આજ ચા તો પી જો' એમ કહીને પુનાંને હોટેલવાળાએ ચા પાઇ.

પછી તો હમેશાં પેલો જુવાન કાંઇ ને કાંઇ વાત કાઢે, પોતાની લાગવગ બતાવવા બેચાર મિત્રોને કેસરિયાં દૂધ પણ પાય, હમેશાં તેના શરીર પર લુગડાં પણ નવાં નવાં દેખાય, કયારેક અત્તર પણ બહેકે અને એમ નવા જુવાન પ્રેમીની માફક પુનાંને આકર્ષવાની બધી યોજના ઘડતો જાય.

: : : : :

એક વખત બપોરે પુનાં ઉતાવળી ઉતાવળી ત્યાંથી નીકળી. હમણાં જ સીમમાંથી આવીને ગોવાએ ખબર આપ્યા કે ગાયો બધી ડબામાં પૂરાઇ ગઇ છે ને છોડાવવા માટે દંડ ભરવો પડશે. ગોવાને ગીરના જંગલોમાં સિંહ સાથે બાથ બીડવામાં જેટલી સરળતા લાગતી તેટલી જ પૈસાની બાબતમાં ગભરામણ છૂટતી પૈસાની વાત આવે એટલે તે ગભરાઇ જતો. એ મેળ મેળવવાનું ને ઘરની આબરૂ જાળવવાનું કામ ડાહી રબારણ જ કરતી. દૂધનો હિસાબ એની જીભે રહેતો. આજે અચાનક આ દંડ ભરવો પડશે

તેનો મેળ કરવા એ બહાર નીકળી હતી. અને બીજે તો ક્યાંથી પણ હોટેલવાળા પાસેથી પૈસા લેવાની એની નેમ હતી.

'ક્યાં ગયો ભાઇ પાનાચંદ' કહીને તે હોટેલ પાસે આવી. પાનાચંદ હતો નહિ, ને પેલા જુવાન સિવાય બીજું કોઇ દુકાન પર હતું નહિ.

જુવાને પૂછ્યું, 'કેમ શું કામ છે ? હમણાં આવશે.'

'પણ ક્યાં ગયો છે ? મારી ગાયો ડબામાં પૂરાણી છે.'

'કોણે પૂરી દીધી ?'

'પટલે પૂરી લાગે છે.'

એટલામાં પાનાચંદ સામેથી આવતો લાગ્યો.

'કેમ પુનાં, કાંઇ અત્યારે ?'

રબારણે વાત કહી ને પૈસા માગ્યા. 'અરેરે ! એમાં તે શું થઇ ગયું ! આ અમારા જમાદાર સાહેબ તમારી ગાયોને છોડાવી દેશે, વગર પૈસે. કેમ જમાદાર બોલતા નથી ?'

પેલા જુવાને મીઠા હાસ્યથી જવાબ વાળ્યો. ને તરત ઉભો થઇને 'ચાલો તો, કોણ એમ નાહક હેરાન કરે છે' એટલું બોલીને પુનાં સાથે ચાલી નીકળ્યો.

પુનાંનું ઓળખાણ ત્યારપછી વધતું ચાલ્યું. તે જુવાને વગર પૈસે ગાયો છોડાવી દીધી. સાંજે પોતે દૂધનું દનીયું બાંધ્યું. પુનાંને રસિકતાથી ખીલાવી ખીલાવીને ઘણી વખત હસાવી હતી. ચા તો હમેશાં પાતો ને ઘણી વખત પુનાં દૂધની તાંબડી પર હાથ રાખીને તેના સામે બેસી વાતો સાંભળ્યા કરે, તેવી સ્થિતિ ઉત્પન્ન થઈ હતી.

આ જુવાને માંડેલી પુનાંની ભક્તિ ફળવાનાં ચિહ્ન સ્પષ્ટ દેખાતાં હોય તેમ તેને લાગ્યું.

સાંજ પડી ગઇ હતી અને હજી ગોવાની ગાયો સીમમાંથી આવી ન હતી. મોંસુજણું બંધ થયું તો પણ ગાયો આવી નહિ એટલે ઘણાંખરાં દનીયાં તો ઘેર ચાલ્યાં ગયાં. માત્ર પેલો જુવાન ઓશરીમાં ખાટલા પર બેઠો હતો અને પુનાંને આવતી જતી નિહાળી રહ્યો હતો.

પુનાં વારંવાર બહાર જઇને જોતી હતી પણ રબારીનો પત્તો લાગ્યો નહિ.

એટલામાં રબારીને બદલે કોઇ પટલ આવ્યો. 'કયાં છે ગોવો ?' કહીને તેણે ફળીમાંથી કર્કશ અવાજે બૂમ પાડી. એ કર્કશતાની સામે વિરોધથી શોભી ઉઠતો ગોવાળણીનો મધુર પ્રત્યુત્તર આવ્યો: 'હજી આવ્યા નથી. આજ મોડું થયું છે.'

'કયાંથી આવે ? ગાયો ખેતરમાં પડી'તી તે ડબામાં પૂરી આવ્યો છું.' ગોવાળણી કાંઇ બોલી નહિ પણ તેની વ્યગ્રતા સ્પષ્ટ હતી. એ જ વખતે પેલો જુવાન ખાટલા પરથી બેઠો થયો અને ફળીમાં આવ્યો. 'એલા કોણ છે ? ડોસો પટેલ !'

કર્કશ કણબીએ ગુલામના જેવી નિર્બળતાથી જવાબ આપ્યો, 'હા, જમાદાર સાહેબ ! એ તો હું જ છું.' જુવાને આજ્ઞાવાહી સ્વરે કહ્યું. 'ઠીક જા. ડબામાંથી ગાયો હાંકીને આંહી પહોંચાડી જા. જોતો નથી દૂધ વિનાના બેઠા છીએ !'

'પણ મને શું ખબર' એમ કહીને કણબી નિર્બળતા બતાવવા લાગ્યો. એટલામાં થાકથી લોથપોથ થઇ ગયેલો ગોવો ધીમે પગલે આવતો લાગ્યો.

ગોવાળણી જુવાનની સામે પ્રશંસાથી જોઈ રહી. ગોવો આવ્યો પણ 'ગાયો ડબામાં પૂરાઇ છે' એટલું કહીને જ તે બેસી ગયો. પૈસાની વ્યવસ્થા કરવા જતાં પુનાંનો જીવ બળીને રાખ થઈ જશે એ એને ખબર હતી એટલે વધારે ન બોલતાં ચૂપ જ રહ્યો.

જુવાનનો સ્વર વધારે સત્તાદર્શક બન્યો. 'ડોસા પટેલ ! ગાયો હાંકી લાવો છો કે હું ડબે ધક્કો ખાઉં ?'

'હાંકી લાઉં ! હાંકી લાઉં !' કહીને કણબીએ ગોવાને જ પોતાની સાથે આવવા કહ્યું.

ગોવો ગયો. પુનાં પ્રશંસાથી જુવાન તરફ જોઇ રહી. અકારણ એ ઉપકાર કરી રહ્યો હોય તેમ એને લાગ્યું. અને ગોવાળણીથી નબળાઇમાં કે આભારમાં જરાક મોં મલકી ગયું.

'તમે આજે ઠીક ખપ આવ્યા' ગોવાળણી જુવાન સામે જોઇને મીઠા સ્વરે બોલી.

'એમાં શું ?' કહીને જુવાને વાત ઉડાવી; પણ તેની આંખનો સ્પષ્ટ નશો ગોવાળણી કળી ગઇ. તે જરાક આગળ સર્યો ને 'આ તમારા દાંતના ચુડલા બહુ ભારે છે હો. કેટલાના આવે છે ?' એમ કહીને ધીમેથી પુનાંનો હાથ હાથમાં લીધો.

પુનાંએ મીઠા મૌનથી એને ઉત્તેજન આપ્યું. પ્રગલ્ભતાથી પુનાંના હાથ પર એક મીઠું ચુંબન લીધું. હાથથી પુનાંની નમેલી ડોકને ઉંચી કરી . . . .

પુનાં પણ જરાક તો ગળી ગઈ ને બન્ને વચ્ચેનો પડદો ખસતો લાગ્યો. ખસ્યો નહિ, ખસતો લાગ્યો.

એ વાતને પંદરેક દિવસ વીતી ગયા.

૭

ધરમાં એક નવી ચિંતા ઉત્પન્ન થઇ. મહારાણી જેવી જાંબલી ગાય માંદી પડી.

ગોવો સાંજે ધણમાંથી પાછો ફર્યો ત્યારે પે'લવહેલો ગાયને જોવા દોડયો.

નીરેલું ખડ એમને એમ પડયું હતું. પાણીની કથરોટ પણ અબોટ રહી હતી. ગોવાએ તેની પાસે જઇ તેની ડોકે ને ગળે હાથ ફેરવ્યો. 'બાપ જાંબલી! બાપ જાંબલી!' કહીને હેતથી બોલાવતો ગયો પણ ગાયે એક વખત તેની સામે જોઇને તેના હાથમાંથી માથું છોડાવી એક તરફ ઢાળી દીધું. ગોવાએ નીરણ સમારી પાણી વધારે પાસે મૂકયું પણ ગાય તેને અડી નહિ.

સોડિયું વાળીને એક તરફ ઉભેલી પુનાં આંસુ સારતે સારતે બોલી: 'આજ તો એક તણખલાને પણ અડી નથી. કાલે તો એક પુળો ખાધો હતો.' ગોવાએ આશ્વાસન આપ્યું: 'ભગવાનનું ધાર્યું થશે.' પણ ગાયની સ્થિતિ જોઇ એનું હૈયું હાથ રહ્યું નહિ. 'બાપ! જાંબલી' એટલું બોલતામાં તેની આંખમાંથી આંસુ ખરવા લાગ્યાં; ગાય એક વખત આંખ ઉઘાડીને પાછી મીંચી ગઈ. અને ગમે તેટલા પ્રયત્ન છતાં પછી તો આંખ મીંચીને પડી રહી.

'બાપ જાંબલી!' પુનાં પણ આવીને મીઠા શબ્દે બોલાવવા લાગી. બન્ને જણા મોડી રાત સુધી ફાનસ લઇને ત્યાં બેઠા પણ ગાય શાંત પડી રહી.

છેક મોડેથી બન્ને જણાં સૂવા ગયાં.

પાછલી રાતે ગોવો અચાનક જાગી ઉઠયો. એના

મનમાં 'જાંબલી જાંબલી' થઇ રહ્યું હતું. એ ગાય વિનાનું જગત કલ્પતાં એનું શરીર આખું ધ્રૂજી ઉઠવા લાગ્યું.

તે ફાનસ લઇને ધીમે પગલે ગાયના ખીલા તરફ ગયો. હતી તેમ જ ગાય પડી રહી હતી. ઉપર નિઃસીમ આકાશમાં અનેક તારા ખીલી રહ્યા હતા. ધીમા ઠંડા પવનની લહેરથી ઝાડનાં પાન હાલતાં હતાં. બાકી સર્વત્ર પ્રસરેલી નિઃસ્તબ્ધતા મનનાં દ્વાર ઉઘાડે તેવી હતી.

ગોવે ગાયના શરીર પર હાથ ફેરવ્યો 'બાપ જાંબલી! બાપ જાંબલી ! બાપ જાંબલી'! એમ ત્રણ વખત હેતથી ગાયને બોલાવી. પરંતુ ગાયે આંખ ઉઘાડી નહિ, કાન ફફડાવ્યો નહિ, કે પૂછડું પણ હલાવ્યું નહિ.

ગોવાની આંખમાંથી ખરખર આંસુ ખરવા લાગ્યાં. કેટકેટલાં વર્ષનો આ ગાય સાથેનો સંબંધ આજે છેવટનો થઈ જશે, અને કાલે સવારે તે પોતાનું નાનું ધણ લઇને નીકળશે ત્યારે મહારાણી જેવી 'જાંબલી' વિના કેવો અંધકાર લાગશે, એ વિચારથી એનું હૃદય વલોવા માંડ્યું.

'બાપ ! જાંબલી !' તેણે એક વખત ફરીથી ગાયના માથા પર હાથ ફેરવ્યો.

મરણની છેલ્લી બૂમ પાડતી હોય તેમ ગાય બેબાકળી બેઠી થઇ ને અતિ દુઃખમય સ્વરે બે વખત 'ભાં ! ભાં !' કહીને પાછી હતી તેમ પડી ગઇ.

અરેરે ! અમારાં પાપે ગાય ગઇ ! . . . જાંબલી ! મહારાણી ! . . . મ. . . હા. . . રા . . . ણી. . . બા. . . પ !'

અને જૂની કથામાં સાંભળેલા કે કોઇ બ્રાહ્મણે કહી સંભળાવેલા વચન તેના મનમાં આવીને ઠસી ગયાં ઘણી

વખત દુઃખને આવતું જોઇને, એ પાપનું પરિણામ છે એમ માનવાની બુદ્ધિ માણસમાં પ્રગટે છે.

'મારું પાપ! મારું પાપ! .. એને પરિણામે ગાય ખોઈ'–તે મોટેથી બોલી ઉઠયો.

તરતની જાગીને ગાય જોવા આવતી પુનાં, 'પાપ'! અને 'એને પરિણામે ખોઇ' એ બે વાક્યો સાંભળીને ભડકી ઉઠી.

ગોવાના વાક્યોને પૂરાં સમજ્યા વિના તેમનો પોતાના જીવન સાથે જ સંબંધ બાંધીને આ ગાય પોતે જ ખુએ છે એ વિચારે તે ગાભરી બની ગઇ!

તે ગોવા પાસે આવી પહોંચી.

'ગાય છેલ્લી ભાંભરી તે સાંભળ્યું?'

'હા . . .' પુનાં નરમ બની ગઇ. તે રોવા જેવી થઇ ગઇ. ગોવાને રોતો જોઇને તેને અત્યંત ખોટું લાગ્યું.

'મારા પાપનું પરિણામ છે' ગોવો રોતો રોતો બોલ્યો, 'તને ખબર છે તે દિવસે મેં ગોફણુ ફેરવી ને એક હોલું બચારું તરફડતું નીચે પડી ગયું? અરેરે! પાપના દંડ તો ભર્યે જ છૂટકો!'

પુનાંનું અંતઃકરણુ છેક જ ગળી ગયું, 'હોલાને અકસ્માત લાગતાં તેને પાપ માનનારો ક્યાં ભોળો રબારી અને ક્યાં પોતે હાથે કરીને પાપમાં પડવા દોડતી રબારણુ?'....

તે અચાનક નીચે નમી: ગોવાના પગ પાસે પડીઃ 'રબારી! રબારી! મારા પાપે આ જાંબલી ગાય જાય છે'

'તારા પાપે?.. અરેરે! તારા જેવીના ઓછાયામાં પણુ માણુસ પવિતર થઇ જાય છે'

'ના મારા પાપે ગાય મરે છે. ગાયને આભડછેટ લાગી છે.'

'અરે ગાંડી! શાસ્તરમાં હોલા માર્યાનું પાપ છે'

પુનાં તો ધ્રસ્કે ધ્રસ્કે રોવા લાગી: 'ના મારું પાપ. મારા પાપે ગાય ગઇ. તું મને માફ કરય લે.'

'પણ શું તારું પાપ?'

'મેં નાં ઓલ્યો જુવાન હમેશાં આવે છે એને કનજર નાખવા દીધી છે. આ ઇ પાપે આપણી જાંબલી ગાય અભડાણી છે'

ગોવો થંભી ગયો. જોગમાયાના અવતાર જેવી પોતાની પુનાંમાં આટલી કાંકરી છે એ વાત જ એના માન્યામાં આવે નહિ.

'ગોકળી! હવે તું મને ડંડ દે!

'ડંડ દેનાર છે દીનોનાથ પણ રબારણ ભલા કે'હતો ખરી કે તેં મારામાં શું ખામી જોઈ?'

પુનાં ઉભી થઇ. તેની આંખમાંથી આંસુ ચાલ્યાં જતાં હતાં. 'રબારી તું બત્રીહ લખણો છે, પણ હું જ પાપી છું'

ગાય જરાક સળવળતી લાગી.

'હેં? હાલી કે નહિ?

જરાક ખખડાટ થતો સાંભળીને ગોવાએ ડોકું પાછું ફેરવ્યું: ગાય જાણે તણખલાં માટે ડોક લંબાવતી હોય તેમ લાગ્યું. ઉંડા સંતોષથી રબારી બોલ્યો: 'પુનાં! ગાય જાણે જીવવાની લાગે છે!'

'કેમ નો જીવે? હે દીનોનાથ! મારી પાપણીના

પાપે મારા રબારીની રતન જેવી ગાય લેશોમાં માબાપ! ગાયને બદલે મને જ ઝ. ડ. પી'...

'હં... હં... હં... કરતા રબારીએ પુનાંના હાથને પકડી લીધો. અને આંસુ વડે શુદ્દવિ બનેલા જિગરથી બન્ને એક બીજાના હાથમાં ઝીલાઇને ઓશરી તરફ વળ્યાં.

# ફિલસુફનો ભ્રમ

જ્ઞાનના સમુદ્રમાં ચારિત્રનું મીઠું ઝરણું ક્યારેક સૂકાઇ જાય છે પણ પ્રોફેસર નંદનપ્રસાદનું ચારિત્ર શુદ્ધ હતું એમ ઘણા કહેતા; અને તેનું જ્ઞાન વિશાળ હતું તેમ સૌ કહેતા. નંદનપ્રસાદ સૌને પ્રિય હતાઃ શોપનહોર ને નીત્શે હર્બર્ટ સ્પેન્સર ને હેગેલ, કૅન્ટ ને શંકર, ડાર્વિનનો ઉત્ક્રાન્તિવાદ ને કાર્લાઇલનો અગમ્યવાદ, શુદ્ધાદ્વૈત ને દ્વૈતાદ્વૈત બધા જ ફિલસુફમાંથી હજારો સિદ્ધાંતો નંદનપ્રસાદના નાના માથામાં ઘર કરીને રહ્યા હતા. એણે જ્યારે કૅાલેજમાં *The Sick Soul* એ વિષય પર ભાષણ આપ્યું ત્યારે જાણે મૂર્તિમંત ઉપનિષદ્ પશ્ચિમને પૂર્વનો જીવન્ત સ્પર્શ આપે છે, એવી લાગણી થઇ. વાતાવરણ બધું મૃત્યુ પછીના જીવનના કોયડાથી ભરાઇ ગયું, ને હજારો શિષ્યો ને શહેરીઓ નંદનપ્રસાદે ભાષણ પૂરૂં કર્યું ત્યારે અંતઃકરણથી નમી પડ્યા હતા.

૭

રસસુંદરીના સ્મિત જેવી ઉષા પોતાનો નવરંગી સાળુ પાથરતી હતીઃ એમાંથી ઉડતી સુગંધથી વાતાવરણમાં નવયૌવનનો તન્મનાટ હતો. એ વખતે ભદ્રાવતિના કિનારા

પર આવેલા એક રમ્ય મકાનની જાળીમાંથી નદી પર નજર ફેરવીને એક જુવાન બેઠો હતો. ઠંડીથી ધ્રૂજતા મજુરો ને થાકથી લથડતાં પશુઓ ધીમે ધીમે નદીનું પાણી કાપી રહ્યાં હતાં. રેતીના વિશાળ મેદાનમાં એક સાધુ બેઠો હતો. તેનાથી થોડે દૂર બે ચાર કુતરાં ગેલ કરતાં હતાં. ને છેક દૂર એક ઝાડ પર એક વાંદરો આ દૃશ્ય પર ડહાપણ ભરેલી સમાલોચના કરતો, જરા વધારે પડતી ગંભીરાઇમાં, દાવકું મોં રાખી બેઠો હતો.

પેલો જુવાન આ બધાં દૃશ્યો એકી સાથે જોઇ રહ્યો હતો.

તેટલામાં અચાનક બારણું ઉઘડ્યું.

એણે પોતાની દૃષ્ટિ નદીપટ પરથી ખેંચી પાછળ જોયું. વિવેક જાળવવા શીખેલા ચહેરામાં જરા સ્મિત આવ્યું, ને તે બોલી ઉઠયો :

'અરે! ઉષા! તું અત્યારમાં કયાંથી? હેં?'

'આજે પ્રભાતના ઉડતા રંગ પકડવા છે!'

'એમ?...તો...' તે પોતાની ખુરશી પરથી બેઠો થયો: 'જો, અહીંથી આ દૃશ્ય આબાદ છે! બરાબર ઉતારવા જેવું!'

ઉષા આગળ વધી ને પ્રોફેસરની ખુરશી પર બેઠી: પૂર્વના આકાશની ચટકી ત્યાંથી ન્હાના સ્વરૂપમાં રૂબરૂ ખડી થતી હતી. પાસેનું દ્વાર ખોલી, તે અગાશીમાં ગઇ: વળી પાછી ફરી: અને છેવટે અગાશીમાંથી, ઉડતા રંગને કાગળ ઉપર ભાષામાં ઉતારવા લાગી.

ઉષા, પ્રોફેસર નંદનપ્રસાદની શિષ્યા હતી. એનામાં કુદરતે શબ્દજ્ઞાન કરતાં રંગનું જ્ઞાન વધારે આપ્યું હતું. એણે

એક વખત તો નંદનપ્રસાદના આખા ભાષણને રંગની ભાષામાં ઉતાર્યું હતું, એક વખત આત્માનો રંગ ચીતર્યો હતો. નંદનપ્રસાદને એના પર અત્યંત વ્હાલ હતું. નંદનપ્રસાદની ફિલસુફી જેવી તે સમજતી તેવી બીજું કોઇ સમજતું નહિ. ઉષા નંદનપ્રસાદને પોતાના જીવનપ્રવાહ જેવા રંગના અર્ધ્યથી પૂજતી.

ઉષાએ થોડા વખતમાં આકાશની એ ક્ષણને અનંતતાનું સ્વરૂપ આપ્યું.

'આબાદ ! ટર્નર–'

ઉષા હસી: 'મ્હને લાગે છે તમે ફિલસુફી સિવાય બીજા વિષયમાં બાળક જેવા છો!'

જ્ઞાનના અભિમાનથી પ્રોફેસરના ચહેરામાં સંતોષ દેખાયો.

'અને હા હું બાળક જેવો જ છું. તને ખબર નથી ઉષા ?'

'શું ?'

'તે દિવસે નોકર એક તપેલી લાવ્યો. મેં તેને પોણાબશેર દૂધ સમાય તેવડી લાવવાનું કહ્યું હતું અને તે લાવ્યો બશેરની'

ઉષા ઉત્સાહના વેગમાં જ બોલી: 'હા હા. પછી ?'

'પછી શું ?. . . એ બાબત રકઝક ચાલી. મેં કહ્યું તું બશેરની લાવ્યો. હવે એમાં પોણાબશેર ક્યાંથી સમાય ?' ઉષા તો એક કૂદકે ખંડમાં ગઇ: તે હસતી હસતી કૂદવા લાગી. વધારે ને વધારે સુંદર થતી ગઇ! નિર્દોષ બાળક!

'હા હા હા! મારા પ્રોફેસર! ફિલસુફ! . . . તમે આટલું જ ગણિત જાણો છો ?'

પોતે એક વિષયમાં પારંગત છે એ દર્શાવવા બીજા વિષયમાં બાળક જેવી અજ્ઞાનતા દેખાડવી એ વિદ્વાનોનો દંભ કયાં છાનો છે?

'અરે! ઉષા!'–નંદનપ્રસાદ બોલ્યો:—'પછી નોકરે મને સમજાવ્યો કે સાહેબ, બશેરમાં બશેર પણ સમાય ને પોણુબશેર પણ સમાય.'

'બરાબર ન્યુટન જેવું.'

'હાં, ઠીક એ દાખલો તને યાદ છે'

'તમારે વિદ્વાનોને તો એક એક વિશ્વાસુ મિત્ર જોઈએ....'

નંદનપ્રસાદની આંખ ચમકી. પણ નિર્દોષ સરલતાની મૂર્તિ જેવું ઉષાએ આછું હાસ્ય કર્યું: મોડે મોડે તે સમજી કે એના બોલમાં નંદનપ્રસાદને કાંઈક સંદિગ્ધ લાગ્યું છે.

'હા. બસ એ જ ઉષા!–*Genius*–એનું રક્ષણ સ્નેહની હૂંફ વિના કોણ કરે?'

અને હવે ઉષાની આંખને ચમકવાનો વારો હતો. પણ તે તો કૅન્ટનું એક સૂત્ર સંભળાવી વિવરણ માગતી ઉભી: *The senses are blind without the soul: the soul is empty without the senses. What is the relation between the senses and the soul?* આત્મા વગર ઇંદ્રિયો અંધ છે. ઈંદ્રિયો વગર આત્મા ખાલી છે: આત્મા અને ઇંદ્રિયોનો અન્યોન્ય સંબંધ શા પ્રકારનો?



એવો જ એક બીજો દિવસ.

પણ તે દિવસ સંધ્યાનાં કિરણોથી ઉષાના ગાલ પર

ચમકતી શરમની લાલી વધારે પ્રકાશિત થતી હતી. તે દિવસે ઉષા અને નંદનપ્રસાદ વચનથી એક બીજાનાં થઇ ચૂક્યાં હતાં. ઉષા નંદનપ્રસાદ જેવા Genius-પ્રતિભાશાળી પુરુષ પાસે-પોતે સાથી થવા યોગ્ય નથી, એવા અધીન સ્વરૂપમાં શાંત ઉભી હતી: અને તે એક વિચારથી જ પ્રેરાણી હતી: 'આવા પ્રતિભાશાળી પુરુષને એકલડોકલ મુસાફર રાખવો એ પાપ નથી? નંદનપ્રસાદ પેલી લીટીઓ બોલતા તેની સામે જોતા એ વાત ઉષાને યાદ રહી ગઇ હતી; '*Alone, unfriended–melancholy–slow.*'

કોલેજના દિવસો પૂરા થતાં પોતે જેને પૂજ્ય માનેલ છે તેને છોડવાનો વખત આવ્યો, એથી ઉષાને દિલગીરી થવા લાગી: તે જ સમયે પ્રોફેસર નંદનપ્રસાદ પણ ઉષાના જ્ઞાનથી એના તરફ વધારે ને વધારે આકર્ષાયા હતા, અને તે મૈત્રી આજે એક બીજાના જીવનસારથી બનવાના કોલમાં પૂરી થઈ: તે કોલ પાળવા પ્રતિજ્ઞા લીધી અને હવે ઉષા-નંદનપ્રસાદની માવજત રાખે છે: વારંવાર તેને મળે છે ને ફિલસુફને ક્યારેક દુનિયાના સ્પર્શમાં રહેલું સૌન્દર્ય દર્શાવે છે.

ત્યાર પછી થોડા સમયમાં નંદનપ્રસાદ આગળ અભ્યાસ કરવાના ઉદ્દેશથી ઇંગ્લંડ ગયો. હવે ઉષા એકલી-જે નદીના કિનારા પરથી પહેલાં પ્રભાતનો રંગ પૂરતી તેમ પૂરે છે: પણ તેને ટર્નરની ઉપમા આપી પ્રોત્સાહન આપનાર નંદનપ્રસાદ ગેરહાજર છે. એને હવે આજે જ પોતે કરેલા કાર્યનું મહત્ત્વ સમજાય છે: પોતાને આજે દુનિયાના તમામ વ્યવહારથી કપાઇ ગયેલી એકલતા કેવી સાલે છે? આવી જ સ્થિતિ નંદનપ્રસાદ જેવા વિદ્વાનને હતી અને પોતે એના સમાન

યોગ્ય સાથી નથી, તોપણ વિશ્વાસુ મિત્ર બનવાની છે, એ વિચારથી, તે પોતે કરેલા કાર્યની મહત્તા સમજી આનંદ લે છે. પ્રોફેસર ગયા પછી ઉષાએ પોતાના બંગલામાં પેટાભાડૂત તરીકે એક માણસને રાખ્યો હતો, તે બિચારો સાધારણ કારકુન હતો, સાદો ને સીધો હતો. કેટલીક વખત, મધ્યમ વર્ગમાંથી નીકળી આવે છે તેમ, વ્યવહારકુશળ છતાં, સાચો હતો. તેનું નામ પણ તેના જેવું જ સાદું હતું,–શાંતિલાલ. સવારમાં શાંતિલાલ મૂગટો ઓઢી પોતાના ફળીમાં ચટાક ચટાક ચાંખડી પર ફરતા ફરતા 'હરિઃ ૐ' કરતા હોયઃ ને જૂની ઢબના માથા પર તે દિવસનો નવો સૂર્ય પ્રકાશતો હોય હાથમાં કયારેક માળા પણ રાખતાઃ ને ઉષાની કામ કરવાવાળી સાથે નળ પાસે ઉભા રહી, 'કાલે તો સાળું, કુતરાં ભસતાં હતાં, મીઠીબાઇ !'–એટલું બોલી 'હરિઃ ૐ' એ લાંબા સ્વર સાથે પાછી ચાંખડી ઉપાડે !

શાંતિલાલ જેવો સાદો હતો તેવો જ દુઃખી પણ હતો. બિચારાની સ્ત્રી ત્રણ વર્ષનો એક છોકરો મૂકી મરણ પામી હતી. આજે ચાર વર્ષથી શાંતિલાલ તેને જીવની પેઠે જાળવી રહ્યો હતો. છોકરો બહુ મધુર હતો. શાંતિલાલે પોતાની સીધી વાટ જાળવી એનું નામ માધવલાલ પાડયું હતું. પણ બધા એને માધુ કહેતા. માધુ પણ બડો ગમતી હતોઃ નળમાં આડે હાથ રાખી પાણીના ફુવારા છોડી મૂકતો ને ઉષાની કામ કરવાવાળી તો થાકી જતી. એક વખત માધુએ શું કર્યું કે બસ કોઇને પૂછયા વિના ઉષાનો મોટો અરીસો ઉપાડી લાવ્યોઃ મીઠીબાઇ અજીઠાં વાસણનો ખડકલો લઇ નીકળ્યાંઃ એટલામાં તો માધુએ બરાબર સૂર્યનાં કિરણ, અરી-

સામાં ઝીલીને એના મોં પર ફેંક્યાં. ઠામ પડયાં નીચે, ને ઉપર મીઠીબાઈ 'ઓય વૉય મારો પીટયો રે!' એમ કરતાં પડ્યાં; એક મોટા ઠામને જરા દડવાનું મન થયું ને સાથે સાથે મીઠીબાઇને પણ નોતરું દેતું ગયું! દાળથી ખરડાયલા મોં સાથે મીઠીબાઇ, કડછી હાથમાં લઇને તો દોડયાં. પણ માધુ તો દૂર દૂર દોડી ગયો હતો એટલે ફાયદો એટલો જ થયો કે પોતે એક દોરડામાં–એ પણ માધુએ ગઇ સાંજની રમતનું બાંધી રાખેલું–આવી જતાં, જરા શરીર લથડી ને દડી ગયું! ને તેજ વખતે માધુએ પણ બૂમ પાડીઃ 'એ મીઠીમા સૂતાં! આહાહા! તાલ ભાઇ તાલ!'... એટલામાં દૂરથી શાંતિલાલ આવ્યો એટલે આ યુદ્ધમાં કોલકરાર તો થઇ ગયાઃ પણ તેનો ભંગ તો સાંજ પહેલાં જ, માધુએ મીઠીમાનાં નવેણ માટે સૂકવેલાં કપડામાંથી એક કપડું ઉપાડી લઇને કર્યો હતો; પણ પોતાનું એક ધોતિયું ગારાવાળું થતાં તે ધોઇને સૂકાવી નાખી, શાંતિલાલ આવે તે પહેલાં ઉજળા બની જવાની જરૂર હતી. આવો અસાધારણ પ્રસંગ હતો તેથી માધુને કોલકરારનો ભંગ કરવો પડયો હતો. રાજ ધુરંધરોની શી વાત કરવી, છોકરાંઓ પણ ક્યારે કોલકરાર પાળે છે?

આ માધુ જેવો રમતિયાળ તેવો ખુલ્લા દિલનોઃ જેવો ખુલ્લા દિલનો તેવો નિર્મળ ચહેરાનો, અને જેટલો તોફાની એટલો જ આનંદી હતો. માધુ ઉષા પાસે વારંવાર જતોઃ ત્યાં તે ડાહ્યો ડમરો થઇ બેસી રહેતો જો કે પછી છેવટે ઉઠતાં ઉઠતાં, બંધમાં રાખેલી તોફાની વૃત્તિ 'કાં મીઠીમા કેમ છે?' એટલું કહીને પણ તોફાન કર્યાનો સંતોષ લઇ લેતી.

માધુ પર ઉષાને મા જેવા પ્યાર હતોઃ ને માધુને પણ જાણે ઉષા તો બીજા સ્વરૂપમાં પોતાની મા હોય તેમ લાગતું. શાંતિલાલ ઑફીસમાં જાય, ત્યારે માધુ ઉષાબેન પાસે રમતો હોય, ભણતો હોય ને ક્યારેક વાતો સાંભળતો હોય! એ ફળી માધુથી માણસવાળું લાગતું.

૭

ઉનાળાની મીઠી સવાર હતી. અને કુતરાના બચ્ચાં શાંતિલાલની ઓરડી તરફ નજર રાખીને ઉભાં હતાંઃ એ ઓરડીમાંથી હમેશાં એક તોફાની છોકરો આવી, વિદ્વાનોનું પેલું મશહૂર વર્ગીકરણ–'નખવાળાં પ્રાણી'–એ ભૂલી જઈ તેમની સાથે દોડતો. એ દોડતો ને પાછળ કુતરાં પણ–ક્યારેક દેશી રાજ્યના અધિકારીઓને ગવર્નર કે એજંટ બોલાવે ને દોડે તેમ-દોડતાં. પણ આજે એ ઓરડીમાંથી દુઃખી શાંતિલાલનું મોં પહેલાં દેખાયુંઃ

'મીઠીબાઇ! . . . . . હરિઃ ૐ'

અત્યારે પણ સહજ બનેલું હરિઃ ૐ શાંતિલાલના મોંમાં આવ્યું.

'અરે! મીઠીબાઈ! ઉષાબેન છે કે?

'હા કેમ?'

'આ જુઓને આજ અમારા માધુને તાવ આવ્યો છેઃ કાલે રાત્રિનો.'

'ઑય વૉય–એ વળી ક્યાંથી. છોકરાં રખડે બહુ તો–પાણીમાં લાગટ રખડે છે, માડી, કાંઇ કોઇનું માને છે!...' એટલામાં ઉષા પણ અગાશીમાં આંટા મારતી દેખાણીઃ શાંતિલાલની વાત સાંભળતાં તે નીચે આવીઃ

ડૉકટરને બોલાવ્યો ને શાંતિલાલ ઑફિસમાંથી પાછો આવ્યો ત્યાં સુધી પોતે તેની પાસે બેઠી રહી. આજે એને પ્રથમ ખબર પડી કે માધુ ન હોય ત્યારે ફળીમાં ગ્લાનિમય શાંતિ જ હોય છે!

○

કેટલાંક છોકરાં એવાં આનંદી ને રમતિયાળ હોય છે, કે બપોરે મરવાનું હોય તોપણ સવારે રમી લેવાનાં! માધુનો સ્વભાવ મૂળથી જ આનંદી હતો. ત્રણ ચાર દિવસ તાવની સખત બિમારી છતાં તે ઉષા બ્હેન પાસે કાંઇ ને કાંઈ આનંદની વાતો કરી લેતો છેવટે પેલાં માહીમા દડી ગયાં હતાં એ પ્રસંગ સંભારીને સૌને હસાવતો. શાંતિલાલ બિચારો માધુને હસતો જોઇ ઓછો ઓછો થઈ જતો, ને ઉષા તો મૂર્તિમાન માતૃહૃદય; છોકરાના દરેક શબ્દમાં વ્યાકરણની ભૂલ ન જોતાં હૃદયની અગાધતા જ દેખતી . . . પણ એ તાવ હતો શીતળાના પ્રવેશ માટે. ત્રીજે દીવસે માતા દેખાયાં એટલાં ઘાટાં કે તિલમાત્ર જગ્યા મળે નહિ. હવેજ કટોકટીનો પ્રસંગ આવ્યો. ગરમી એટલી થાય કે માધુ રાડો પાડે, ને શીતળા પણ કચકચી ગયાં. માધુનું જીવન હવે થોડો વખત છે એ ગંભીર વિચારથી સૌનાં હૃદય ધબકી ગયાં.

નવમો દિવસ હતો. રાત્રિના આસમાની આકાશમાં તારા હતા. ઉષાના ફળીમાં ભયંકર શાંતિ હતી. જે વખતે જીવ જવા રહેવાનો સવાલ હોય, ત્યારે દરેક ઘડીમાં હજાર વર્ષનું ગાંભીર્ય આવે છે. રાત્રિના લગભગ બાર થયા હશે, તે વખતે માધુની પથારી પાસે માત્ર બે જણ જાગતાં બેઠાં હતાં. ઉષા અને શાંતિલાલ. દર્દીને ગરમી એવી થતી હતી કે ન પૂછો વાત.

એ વખતે એવો પ્રસંગ બન્યો કે ઉષાનું જીવન ફરી ગયું. અચાનક માધુએ અસહ્ય દુઃખથી રાડો પાડી. 'મા ! મા !' અને 'હં બેટા, ! 'હં બેટા !' એ બે જ શબ્દો સંભળાવા લાગ્યા. શાંતિલાલ દિઙ્મૂઢ બની ગયો, કોઈને કેમ સાંત્વન દેવું તે સૂઝે તેવું હતું નહિ, પણ હવે માધુને સાંત્વનની જરૂર ન હતી; તે રહ્યા રહ્યા છેલ્લા બળથી પથારીમાંથી બેઠો થયો. અને ઉષા તરફ દોડયોઃ એના આત્મામાંથી હજાર શબ્દનો એક શબ્દ આવ્યો. 'મા ! . . .'

આ ગંભીર પરિસ્થિતિ સમજી શાંતિલાલે તેને અટકાવ્યોઃ 'બેટા! બેટા! માને અડકાય નહિ હો ! ' લથડતે પગે માધુ પાછો ફર્યોઃ ' અરે ! બાપુ ! મારે એક વખત ઉષાબેનને– બાને . . . માને–ભેટવું છે ! . . . મને તો ટાઢક થાશે !

'જો બાપુ ! . . .' શાંતિલાલ કાંઈ બોલી શક્યો નહિ.

પણ માધુની બંધ આંખોનાં બધાં વાક્યો ચહેરા પર પથરાતાં હતાંઃ ' મા ! . . .'

અને તે અચાનક દોડીને ઉષાને ભેટી પડયોઃ શાંતિલાલ ભયથી–શોકથી શૂન્ય બની જોઈ રહ્યો. પણ ઉષાના કુમળા હાથોએ માધુને ઉપાડી લીધો હતો ને જ્યાં સગી મા દૂરથી બેટા કહીને દોડી જાય, ત્યાં ઉષાએ તેના માથા પર, અને વાંસાપર વારંવાર હાથ ફેરવ્યોઃ આત્માને સ્પર્શ થયો હોય તેમ માધુને કાંઈક ઠંડી થઈઃ ' મા !' તે એક વખત આનંદથી બોલ્યો.

'બેટા ! માધુ ! હું ઉષા તારી મા છું હો ! બાપુ . . .'

ઉષાના આંસુમાં બીજા શબ્દો ડૂબી ગયા.

પણ શાંતિલાલ ઉષાના વિચારથી ધ્રુજી ઉઠયો.

ઉષાએ ફરી માધુને બોલાવ્યો: તેને હાથમાં રાખી રમાડ્યો: ને પછી ધીમેથી પથારીમાં સૂવારી દીધો.

એ ઢંઘમાંથી માધુ ઉઠ્યો નહિ. ને બીજા દિવસના પ્રભાતમાં પેલાં કુરકુરિયાં રાહ જોતાં જ ઉભાં રહ્યાં. પોતાના એકના એક આશાના થંભને ગયેલો જોઇને શાંતિલાલ દીવાનો બની ગયો, ને મગજની નબળાઇના ઉપાય માટે ગાંડાની હૉસ્પીટલમાં ગયો.

માધુના સ્પર્શના પરિણામે બીજે કે ત્રીજે દિવસે ઉષાપર શીતળામાતાનો હલ્લો થયો હતો. મીઠીબાઇની બહુ મહેનતથી તે બચી ખરી, પણ એક આંખ ગુમાવી: ને મોં પર પરોપકારના ન ભૂંસાય તેવા કલ્યાણમય ચાંદલા પડ્યા. શરીર બેડોળ બની ગયું ને આત્મા વધારે સુંદર–મધુરતાની મૂર્તિ જેવો બન્યો.

❁

દરમ્યાન પ્રોફેસર ઇંગ્લાંડથી પાછા આવ્યા હતા.

રાતની મેઘલી મળી હતી; ને વરસાદના ટમટમ છાંટા શરૂ થયા હતા. એક જુવાનબાઈ તે વખતે નંદપ્રસાદના ઘર પાસે આવીને થોડીવાર શાંત ઉભી: પછી વિચાર કર્યો ને છેવટે ઘરની સાંકળ ખખડાવી.

'કોણ ?' અંદરથી અવાજ આવ્યો.

વરસાદ એકદમ તૂટી પડ્યો; ને 'નિદ્રામાંથી મયૂર ટહુક્યા હર્ષથી જાગી ઉઠી !'

'હું ઉષા !'

'હા. ખોલું છું હો !' અવાજ મોટો પણ ઠંડો હતો અને પ્રોફેસરે તરતજ દ્વાર ખોલ્યું: દ્વાર ખોલતાંજ તે આશ્ચ

બની ગયોઃ શ્વેત સંગેમર્મરની મૂર્તિને બદલે શીળીના ડાઘવાળી, એક આંખનો ડોળો બહાર નીકળેલ, કદંગી સ્ત્રી જોઇ.

'આ કોણ ઉષા—તું?'

'હા. તમને ખબર નથી? હું હજી આંહીજ છું. એમ. એ. માટે વાંચવા રહી ગઇ.'

'એમ કે? બહુ ઠીક કર્યુંઃ શું ફિલસુફી લીધી છે કે? પ્રોફેસરના માયાળુ ઠંડા શબ્દો આવ્યાઃ ઉષાના ચહેરા પરથી અનુમાન કરવા જેટલું 'ડાકટરૂં' તો એ પણ શીખ્યા હતા. ને વળી કોઇની ખોડ વિષે ઉલ્લેખ કરવો એ ડહાપણ નથી.

પણ ઉષા દિઙ્મૂઢ બની ગઇ. જેની રાહ જોઇ પોતે અભ્યાસ કરવા રોકાઇ ગઇ હતી, ને જે પ્રતિભાશાળી પુરુષે તેને મિત્ર તરીકે સ્વીકારી હતી, તેનામાં અસાધારણ ઠંડી કેમ હતીઃ આંખમાં, આવકારમાં કે શબ્દમાં ક્યાંય ઉષ્મા કેમ ન મળે?... નિર્દોષ મૂર્તિ!... તે મોડું મોડું સમજી ને મનમાં બબડી; 'હા ઠીક, મારું સ્વરૂપ ફરી ગયું છે!'

'કેમ તમે બોલતા નથી?'

'શું બોલું, ઉષા! તારી બધી મુશ્કેલીઓ તો કોલેજમાં solve—સમજાવાશે જ.'

'બરાબર પણ'... ઉષા ધ્રૂજી.

'આજે વરસાદ પડશે તેમ લાગે છે ઉષા! તને બહુ મોડું તો નથી થતું કે?'

ઉષા અંતે નિશ્ચિત સ્વરમાં જ બોલીઃ ક્યારેક શંકા અસત્ય જ હોય છે.

'આપણી કલ્પના—જીવનમૈત્રી તમે ભૂલી ગયા કે શું? મેં મારૂં જીવન આજ સુધી તમારે માટે સાચવ્યું છે.'

પ્રોફેસરનું ઉંચું શરીર વધારે ટટ્ટાર થયું. હાથની આંગળી નાક પર આવી; તે પણ એટલા જ નિશ્ચયાત્મક સ્વરથી બોલ્યોઃ

'આપણી મૈત્રીને તેં એટલી ગંભીર માની છે?'

'સ્ત્રીનું જીવન મૈત્રી છે. એટલે એને મન એ પહેલેથી ગંભીર જ નહિ પણ પવિત્ર બાબત છે.'

'હં...' પ્રોફેસર નંદનપ્રસાદ હસ્યા 'હા! હા! હા... ઉષા! છોકરવાદ!'

'એમ નહિ...' નંદનપ્રસાદ હું મૂર્ખ બનવા નથી માગતી. કહો કે આપણે સંકલ્પ કર્યો ત્યારે તમે વચન આપ્યું નથી? સ્નેહલગ્નનું!... અને હવે'

'હવે?... ઉષા!'—નંદનપ્રસાદની મદદે એની ફિલસુફી આવી. 'જીવન એ વિકાસ છે. એ વખતથી આજે જુદી દૃષ્ટિ છે.'

'બરાબર'—એકદી શ્રદ્ધાનું તેજ આવ્યુંઃ 'પણ તમે એમ ચોખ્ખું કહેશો કે હવે મારા સ્વરૂપમાં તમને કંટાળો છૂટે છે?'

'ના.'

'આ કેમ થયું તે તમે સાંભળ્યું છે?'

'હા.'

'તમને લાગે છે કે આ વાત–મારા–સ્વરૂપની આપણી આડે આવે છે.'

'હા અને ના.'

'ફીલસુફી ચોખ્ખું બોલી શકે જ નહિઃ વ્યાકરણમાં વિકલ્પ જ હોયઃ ચોખ્ખું બોલે સ્નેહ ને શ્રદ્ધાઃ જાઓ'

નંદનપ્રસાદ, સ્પાઇનોઝા વાંચો: બસ વાંચો: વાંચવાનો પણ રોગ છે! અને બીજા રોગોમાં જ્યારે આંખ, કાન, નાક, હાથ, પગ, પેટ ખોવાય છે, ત્યારે વાંચવાના રોગી આત્મા ખુએ છે! અભણ્યુ શબ્દ વિના લાગણી બોલે છે: ભણેલા લાગણી વિના શબ્દ બોલે છે. એકલો ભ્રમ!'

પણ નંદનપ્રસાદ વિદ્વાન હતો: વેદાન્તી હતો: વૈયાકરણી હતો: આવા ઉછળતા શબ્દોથી તે ડગે તેવો નહિ હતો: निस्त्रैगुण्ये पथि विचरतां को विधिः को निषेधः . . . નંદનપ્રસાદે ધીમેથી બારણું અટકાવ્યું; 'ઉષા!' તે બોલ્યા વિના રહી શક્યા નહિ: 'It was lovely to be myself: but not to be myself–was death in life: Do not be tempted to accomodate yourself to the world by moral suicide:'[1]

ઉષાએ જવાબ ન દીધો; એક વાર મકાન તરફ જોયું; નંદનપ્રસાદના ઓળા તરફ એક દૃષ્ટિ ફેરવી; ને પછી ઘોર અંધારી રાત્રિના ગાઢા અંધકાર વચ્ચે થઇ ચાલી ગઇ. એ નંદનપ્રસાદને મળી ગઇ એ વાત પણ ઘોર અંધારા જેટલી જ છાની રહી.



ગામમાંથી નમાયાં છોકરાંઓ ઉષાના ઘર તરફ હમેશાં દોડી જાય છે. એ ઘરમાં હવે એ જ કલ્લોલ મચ્યો છે.

૧. સ્વ–સ્થ જીવનમાં એકલવાયાપણાનો દોષ નથી એમ નહિ; પરંતુ સ્વ–સ્થ ન રહેવું અર્થાત્ સ્વસ્થાવિરહિત જીવન તો મોતનો જ પર્યાય છે. દુનિયાની નીતિરીતિને નમ્યું આપવાની લાલસા સ્વસ્થતાની પરમ નીતિની વિઘાતક પણ નીવડી શકે!

ફિલસુફીનાં પુસ્તકો ઉંચે મૂકી, છોકરાંઓ સાથે ઉષા સાદી ભટુરિયાંની વાત કરે છેઃ ને તેને લાગે છે કે કેટલીક ફિલસુફીની શંકા હવે આપોઆપ ખરી જાય છે.

ભટુરિયાંની વાતમાં તલ્લીન નમાયાં છોકરાં ઉદાસ થઇ જાય છેઃ ઉષા, વળી બીજી સારી વાત કરે છેઃ તે પ્રતિભા-શાળી પુરુષની મિત્ર થવાને બદલે, આ સાદાં છોકરાંની મૈત્રીમાં ઉષા વધારે અગમ્યવાદ જુએ છે !

# સ્વપ્નસુંદરી

વિંધ્યાચલની પર્વતમાળા એવી જુદીજુદી રમણીય જગ્યાઓથી ભરપૂર છે કે, દરેકે દરેક જગ્યામાં પોતપોતાની મોહિની છે. પણ જ્યાં ભગવતી નર્મદાનો ધોધ પડે છે, અને જ્યાં પ્રાચીન વખતમાં મહર્ષિ ભૃગુનો આશ્રમ હતો ત્યાં ભેડાઘાટ આગળ, એનું રૂપ કાંઈક જુદું જ છે.

પૃથ્વી એવું રૂપાળું મોં ક્યારેક જ ધારણ કરે છે.

ત્યાં નાખી નજર ન પહોંચે એવી અનંત વનરાજિ શોભી રહી છે. કોણ જાણે કોણે ગોઠવ્યા હશે એવા ગોળ મોટા મોટા પથ્થરના ડુંગરા ઉપર ડુંગરા ખડકાયા છે. ધમધમ માર માર કરતી, ક્યાંક મંદમંદ હસતી, તો ક્યાંક ગંભીર ધુનામાં નિઃશબ્દ વહી જતી, ભગવતી નર્મદા, એવો એવો વેષ પલટે છે કે, માણસ એને કાંઠે કાંઠે ફર્યા કરે તો આખી જીંદગીભર ચાલે એટલાં નિત્ય નવાંનવાં રૂપ નિહાળવાનું મળે !

મધ્યયુગનો મધ્યાહ્ન હતો. ત્યારે આ વિંધ્યાચળમાં એક જોગી રહેતો હતો. એને સૌ પ્રિયનાથ કહેતા. એ ક્યાંથી આવ્યો, ક્યારે આવ્યો, અને અહીં શું કરે છે તે વાતની કોઈને ખબર નહતી. આસપાસના જંગલોમાં ભીલ

લોકોનાં પુષ્કળ જુથો વસતાં હતાં. રાજા નરસિંહદેવની અકાલ વૃદ્ધત્વ પામેલી નગરીનાં ખંડચિહ્નો પણ આ જંગલમાં જ હતાં. જંગલી પ્રાણીઓ, રક્ષણ માટે રાજાઓએ બાંધેલા કિલ્લાઓ, ભીલના ઝુંપડાઓ અને નર્મદાતટે આવેલી ધર્મશાળાઓ ને સાધુની પર્ણકુટીઓ, એમ અનેકરંગી પ્રદર્શન આ જંગલના અંતર્ભાગમાં એક બીજાથી દૂર દૂર પથરાયેલું હતું.

પ્રિયનાથનો એક ભાવિક શિષ્ય હતો. ભૃગુઘાટ–ભેડાઘાટમાં એક માલધારી રહેતો હતો. તેને ત્યાં સ્હેજે બસો–અઢીસો જીવ હશે. તેનું ઘર એ જમાનાની તાસીર પ્રમાણે સુરક્ષિતકિલ્લા જેવું, મજબુત, ને ઝુંબલાથોરની વાડથી વીંટાયેલું હતું. આ માલધારીનું નામ શંકર હતું.

શંકરને સ્ત્રીઓમાં રૂપમણિ જેવી જુવાન વહુ હતી. તેનું નામ સોનાં. વરસાદથી ધોવાઇ ધોવાઇને ઉજળા બનેલા નર્મદાના સફેદ આરસમાંથી, જાણે કોઈ જાગનાચારીએ, જીવનની ધન્ય પળમાં હળવે હાથે કોતરી કાઢી હોય તેવી તે સુંદર હતી. શુદ્ધ સંગેમર્મર જેવી ગોરી ગોરી રૂપરૂપનો ખજાનો હતી. જાણે કેસુડાંની ટાચથી ધોયેલું આકાશી ફુલ નર્મદાના સંગેમર્મરના ખડકોમાં કોઇ અપ્સરા ભૂલી ગઇ હોય, જાણે કામદેવને શોધવા નીકળેલી રતિ હોય, જાણે રૂપની, રસની અને રંગની અધિષ્ટાત્રી મૂર્તિમાન ‘ કલા ’ હોય એવી એ લાવણ્ય ભરેલી હતી. વિંધ્યાચળ, વનરાજિ, નર્મદા અને આરસના પહાડો એનાથી રસરસ ભર્યા લાગતા. શંકરને તે પ્રાણથી પણ વહાલી હતી. અને ધણી ધણીયાણીનો મેળ દૂધ ને સાકર જેવો એકરસ અને અખંડ હતો.

સાંજે જ્યારે પ્રિયનાથ આ ડુંગરાઓમાં રખડતો ફરતો ત્યારે તેનો પ્રિયશિષ્ય શંકર હમેશાં સાથે જ હોય. ધોળા ફુલ જેવા આકાશી તારાની ભાતથી નર્મદાતટનાં આરસનાં ખડકો શોભી નીકળે, ને ધોધનાં પાણીનો એકસો અવાજ આખા જંગલને કોઇ ગેબી વાતાવરથી છાઈ દે, ત્યારે શંકર પોતાને ઘેર જાય. પણ પ્રિયનાથ, ધોધનો ચાલ્યો જતો—વહી જતો—અખંડ પાણીનો પ્રપાત જોતો જોતો મોડી રાત સુધી ત્યાં ને ત્યાં બેસી રહે.

• સવારે શંકર પ્રિયનાથને શોધતો શોધતો, દૂધનો મોટો લોટો લઈને આવતો. રાત્રે છૂટા પડ્યા હોય ત્યાંથી થોડે દૂર કોઈ સુરક્ષિત ગુફામાં પ્રિયનાથ ઈશ્વરધ્યાનમાં તલ્લીન બેઠો હોય!

શંકર એની સમાધિ છૂટવાની રાહ જોતો. અને પછી ઘણીવાર સુધી ગુરુ શિષ્ય સાથે બેસીને જંગલની નવાજુની વાતો કરીને છૂટા પડતા.

આ પ્રમાણે પ્રિયનાથ એક શંકર સિવાય બીજા કોઇને મળતો નહિ. એકાંત શાંત તટસ્થ એકધારું જીવન ગાળતો. જંગલના બીજા કોઈ ભાગના માણસોએ આજ દિવસસુધી એને ઓળખ્યો ન હતો.

પણ આખા જંગલમાં સૌને ખબર હતી કે નર્મદાતટે ભૃગુઘાટમાં એક મહાયોગી રહે છે. એનો ભેખ અદ્ભુત છે. અને જુવાની છતાં એણે જાળવેલો જોગ ઘણાઘણા યોગીઓને શરમાવે તેવો છે. પ્રિયનાથ ભૂત વર્તમાન ભવિષ્ય જાણે છે એમ ભીલની સ્ત્રીઓ કહેતી. એ શંકરનો અવતાર છે એમ ચોસઠજોગણીના મંદિરનો મહંત કહેતો.

એ ગમે તે રૂપ લઈ શકે છે, અષ્ટમાસિદ્ધિ એને વરી છે, દુર્ગા એને હાજરાહજૂર છે એવી એવી બીજી પણ ઘણી વાતો ચાલતી. પણ એ બધી પ્રશંસાથી અલિપ્ત, પ્રિયનાથ, કીર્તિના અંધકારને ફેંકીદઇને જીવનનો મર્મ શોધવા મથી રહ્યો હતો.

*

એક વખત સવારે તે સમાધિમાંથી જાગ્યો ત્યારે શંકર હાજર ન હતો. આ પહેલો જ દિવસ હતો કે જ્યારે શંકર હાજર ન હોય. જોગી તો નર્મદાતટ પર ફરવા ગયો અને સોનેરી તડકાથી રંગાયેલાં આરસનાં ખડકો એકીનજરે જોઇ રહ્યો.

પણ ખુદ મહેશ્વરને હંફાવવા જાણે અનંગે સ્ત્રીશરીર ધારણ કર્યું હોય તેવી, રસની પ્રતિમા જેવી, શંકરની સ્ત્રી સોનાં, દૂધનો લોટો હાથમાં લઇને સામેથી ચાલી આવતી પ્રિયનાથની નજરે પડી.

સોનાં આવી. તેણે પ્રિયનાથને લજ્જાભર્યાં મોંએ પ્રણામ કર્યાં. ને દૂધનો લોટો ધર્યો.

સોહામણું સોડિયુંવાળીને ઉભેલું સ્ત્રીશરીર પ્રિયનાથને અનેક રીતે આકર્ષવા લાગ્યું. આ આકર્ષણ પૃથ્વી જેટલું જૂનું છે, આકાશ જેવું સર્વવ્યાપી છે, ને ઇશ્વર જેવું સનાતન છે.

પ્રિયનાથે ધીમેથી પૂછ્યું 'હમેરે પ્રિયદોસ્ત કહાં હૈ? આજ ક્યું નહિ આયે? કુછ બિમાર તો નહિં હૈ?'

રસબિંદુ જેવા થોડા મીઠા શબ્દો સોનાં બોલી: 'મા'રાજ! એને તો અંગેઅંગે તાવ ભરાયો છે. કાલે આવશે.'

પ્રિયનાથને પ્રણામ કરીને ને ધીમે ધીમે ચાલી ગઈ.

બીજે દિવસે પણ, જ્યારે શંકરને બદલે એની એ રસમૂર્તિ આવી, ત્યારે પ્રિયનાથની અધીરાઇ જરા વધી હતીઃ આકર્ષણ વધારે દૃઢ થયું હતું. ને આરસપથ્થર પરનો સોનેરી તડકો જોવા ટેવાયેલી તેની દૃષ્ટિ ગુલાબની પાંદડીપર ઠંડી ચાંદની ઝમતી હોય એવી સોનાંની દેહલતા નિહાળી જરાક હેલે ચડી હતી.

ત્રીજે દિવસે મેંદીના પાનથી રંગાયેલા આછા લાલ રંગવાળા હાથે જ્યારે દૂધનો લોટો સાધુ પાસે મૂકાયો ત્યારે, સાધુએ પહેલી વખત તાજા ઉઘડેલા કેસુડાના ફુલ જેવી સોનાંની કાંતિ નિહાળી.

તે રાતે આછી ચાંદનીમાં આરસનાં ધોળાં ધોળાં ખડકો પર બેસીને, પ્રિયનાથ પોતાની સ્વપ્નસૃષ્ટિ રચતો હતો. તરતના વેરેલા ચોખ્ખા હાથીદાંત જેવા, તાજા દૂધના ફીણુ જેવા, સમુદ્રફેન જેવા, નર્મદાતટના સંગેમર્મરના પહાડો પર, નિર્મળ વૃત્તિ જેવી ધોળી ચાંદની પથરાતી હતી. નર્મદાના પાણીમાં ઉભા ને ઉભા પડેલા આરસપહાડના પડછાયા સોંસરવા નીકળેલા શબ્દો જેવા, સ્પષ્ટ ને સુંદર દેખાતા હતા. ખડકો સ્થિર હતાં; રાત્રિ ઠરતી હતીઃ ને વન વનનો પવન સંગેમર્મરને ચંદનરસની સુગંધથી ધોઇ રહ્યો હતો.

રસનાં સ્વપ્નાં આવે તેવી મધુર રાત્રિ હતી. પ્રિયનાથ પોતાનાં સ્વપ્ન ઘડતો હતો . . .

તેમાં તેના સ્વપ્નની મધુર મૂર્તિ સોનાં, સુવર્ણરજથી ઘડેલી પ્રતિમા જેવો ઉભી હતી.

તરંગે ચડેલા મનુષ્યના વિચારો સોનાની રજ જેવા છે. એ રજમાંથી તે સુવર્ણની પ્રતિમા રચે છે, ને એ સ્થિર થાય ન થાય ત્યાં, પ્રતિમા ખરી પડીને રજ રજ થઇ જાય છે. પ્રિયનાથ પણ તરંગે ચડયો હતો. એના મનમાં વારંવાર એકજ પ્રશ્ન ઘોળાતો હતો: ' પણ એ અહીં ક્યાંથી ?

અને ' એ ' એટલે કોણ ? . . .

ઉગતી જુવાનીનાં, સુંદર ઉષા જેવાં સંસ્મરણોના આછા આછા રંગોમાંથી, યોગી પ્રિયનાથ એક મૂાત રચતો હતો. અને તેને સોનાં સાથે સરખાવતો હતો. અને તેનાથી પવનમાં હાથ ાવજતાં વિંજતાં, છેવટે મોટેથી બોલાઇ ગયું: 'આ–હા–ખરી ! ખરી ! એ તો એ જ. રસમૂર્તિ. સ્વપ્નસુંદરી.'

અને સ્થળ તથા સમય બન્ને વટાવીને, ઓરિસ્સાના પ્રાણ જેવા, એક વખતના મહાન ભુવનેશ્વર મંદિરના વિશાળ ચોગાનમાં તે ફરી રહ્યો હતો. ભયંકર દુકાળથી પીડિત માલધારીઓના અનેક નેહડા આસપાસ પથરાઇ ગયા હતા. અને સૌ વિંધ્યાટવીને આશ્રયે જવા માટે નીકળ્યા હતા. પ્રિયનાથ એક વખત ખંડગિરી અને ઉદેગિરીના જોગી લોકોને મળવા ગયો ત્યારે રસ્તામાં એક નેહમાં પાણી પીવા ને રોંઢો ગાળવા થોભ્યો હતો. ત્યાં એણે કનકની મૂર્તિ જેવી એક કન્યા જોઇ અને ઓરીસ્સાની રતુંબડી માટીથી રંગાયેલા એના પગ એની નજરમાં ઠસી ગયા. એ કનકમૂર્તિ એની નજરમાંથી પછી ખસીજ નહિ. એ ઉદેગિરી ગયો, ત્યાં ઘણો વખત રહ્યો, ને પછી વિંધ્યાટવીમાં રખડવા ચાલી

નીકળ્યો, પણ પેલી રસમૂર્તિ એની કલ્પનામાં આવી જતી; અને એને સૌમ્યદર્શન દેતી.

આજે એ વાત પાછી સાંભરી. સોનાંના મેંદીથી રંગાયેલા હાથે, તેને ઓરીસ્સાની રતુંબડી માટી સંભારી આપી.

એના હાથે મીઠું પાણી પીધેલું, ને એણે મીઠા મીઠા શબ્દોમાં દૂધ લેવા આગ્રહ કરેલો. પ્રિયનાથ આવાં આવાં આછાં સંસ્મરણોની માળા ગુંથવા લાગ્યો. બાળાએ એને હસીને પૂછ્યું નહોતું કે, 'મા'રાજ! આવડી વયે આવો ઉગ્ર જોગ કેમ ધર્યો?' અને એ સાંભળીને તો તેનાં માતા પિતા પણ હસી પડયાં હતાં. પછી તેણે પોતાના હાથથી સમારી સમારીને તરબુચ નહોતું આપ્યું?–અને એ વખતનું એનું મોં કેટલું સુંદર–કેટલું નિર્દોષ–કેવું રમતિયાળ!...

અને છેવટે તે ઉઠયો ને રજા લીધી. તે સૌની સાથે બહાર આવી ને પ્રિયનાથે ફરી પાણી પીવાની માગણી કરતાં, પોતે લોટો ભરીને પાણી લાવી. પ્રિયનાથે લોટો ન લેતાં ખોબો વાળ્યો. ને તેણે નીચા નમીને તેને પાણી પાયું!–બધું ભૂલાય, પણ એ સંસ્મરણ જાય?

બસ એ જ. ઓરિસ્સામાં જોયેલી એ કનકમૂર્તિ તે જ સોનાં. એ વખતે રતુંબડી માટીમાં ચાલવાથી, પગ સ્હેજે રંગાયેલા રહેતા. આજે એણે મેંદીના પાનથી હાથને ભીના કર્યા હતા. એટલો જ ફેર!.. પણ...એ જ!



કોઈ પર્વતના સુંદર શિખર પર, શંકરના લલાટે શોભતા બીજચંદ્ર જેવો નાનો તારો જોયો છે?.... એને આપણે ક્યારે આપણા ઘરમાં દીવાની જગ્યાએ મૂકવાના હતા?....

પણ ઘણી વખત એની રઢ લાગે છે તે છૂટતી નથી. આ રઢમાં પ્રેમની ખાતર પ્રેમ છે. નિર્મળ સૌન્દર્યે પ્રેરેલો શાંત શુદ્ધ અત્યંત ગંભીર એવો પ્રેમ છે

જોગી પ્રિયનાથને આ સુવર્ણકન્યાની રઢ લાગી હતી. બસ, એને સંભારવી, એની મૂર્તિ ઘડવી, એને નિહાળવી, એના સંસ્મરણથી પોતાના એકાંતજીવનને રસમય કરવું અને એની કલ્પના મૂર્તિમાંથી કોઇ આકાશી શક્તિનું સૌમ્યદર્શન કરવું.

પછી તો પાછો શંકર નિયમિત દૂધ દેવા આવવાં લાગ્યો. એને આ જોગી પુરૂષની સેવાની લગની હતી. અને કોઇને દાદ ન દેનારો પ્રિયનાથ, ઘણી વખત શંકરના માનની ખાતર પોતાની પાસે રહેલી અકસીર દવા, ભોળા જંગલીઓને આપતો. એ ગુરૂશિષ્યનો ક્રમ તો એમ જ ચાલતો.

એક વખત પ્રિયનાથે શંકરને સ્હેજ જ પૂછ્યું હતું: ‘ કયું ! અમારી બહન તો અબી કોઈ દિન આતી બી નહિ’ . . . ભોળા શંકરે તેને જ દૂધ લઇને બીજે દિવસે મોકલી હતી. અને પછી તો ઘણીવખત આ કનકમૂર્તિને જોવા માટે જોગી પ્રિયનાથ શંકરને ઘેર જતો !

લોકવાયકા હતી કે જોગ ડગે છે. ચોસઠ જોગણીના મંદિરનો મહંત કહેતો કે સોનાંની કનકમૂર્તિ જોતાં હવે પ્રિયનાથ વધારે વખત જોગ નહિ સેવે–સાથીઓ ગુપચુપ કહેતા કે ‘ જોગટો ’ છેવટે દગો દેશે . . . ’ અને જબરદસ્ત ઝેરીમાં ઝેરીનાગના ઝેરને પ્રિયનાથે ઘણી વખત ઉતાર્યું હતું. પણ થોડા દિવસ પહેલાં એક ભીલના છોકરાને વાંસમાં રહેનારો લીલો નાગ કરડ્યો ત્યારે પ્રિયનાથની સત્તા ચાલી

નહિ. આ વાત અને સોનાંની અતિરમ્ય દેહલતા, શંકરની મૈત્રી, અને જોગીની આસક્તિ.... એ બધાનો મેળ જમાવતાં જમાવતાં છેવટે એકજ પડછંદ પડવા લાગ્યો કે જોગીએ શક્તિ ગુમાવી છે: અને જોગ ખોતો જાય છે અને એને આવી માયા લગાડનાર સોનાં પણ એમાં લટુર બની છે.

એક વખત અતિરમ્ય બપોર હતી. વિંધ્યાટવીમાં પડતો તાપ શિતળ બનીને આનંદ ફેલાવી રહ્યો હતો. એકલા કેસુડાંથી ભરચક્ક જંગ ખાખરા શોભી રહ્યા હતા; બીલાં પર વાંદરાં રમતાં હતાં; અનેકવિધ ચંપા ગુલાબ ને નારંગીના ઝાડની શિતળછાયા નીચે, ઢેલો અને મયૂરો પ્રેમની ભાષા બોલી રહ્યાં હતાં; તે વખતે જોગી પ્રિયનાથ પોતાના નિયમવિરૂદ્ધ ડુંગરાઓ પર ભમતો હતો, ને નીચે મેદાનમાં સોનાં માલ સાચવવા ઉભી હતી. પરમ સૌન્દર્યનું દર્શન હોય તેમ તે એના તરફ એકી નજરે જોઇ રહ્યો, અને પછી ધીમે ધીમે નર્મદાના તટપર ફરવા ચાલ્યો ગયો.

ઘણે દૂરથી શંકરે આ જોયું હતું. એને મનમાં જરાક શંકા પણ ઉત્પન્ન થઇ કે, કુંચન કામિનીથી જોગ તૂટવાનો જૂનો કોયડો ફરી નવું રૂપ તો નહિ ધરે કે?

*

હવે તો પ્રિયનાથ ઘણી વખત શંકરને ત્યાં આવતો. શંકરને જે શંકા જન્મી હતી તે ખરી પડવાના કિસ્સાઓ બનતા ચાલ્યા. ઘણીવખત 'અમારી માઇજી તો અબ દર્શન કર્યું નહિ દેતી' કરીને પ્રિયનાથ, શંકરને તેના સમાચાર પણ પૂછતો. ડુંગરાઓમાં રખડતો જોગી, ને મેદાનમાં હરતી ફરતી સોનાં એ દશ્યો પણ વારંવાર જોવાતાં: માઇજીના

હાથનું દૂધ પીવા પ્રિયનાથ ચાલીને ઘેર પણ આવતો જતો. શંકરના અંતઃકરણ પર આ ઘા થવા લાગ્યો. તેને જોગી માટે વધારે ને વધારે શંકા થતી ચાલી. પ્રિયનાથ જે દિવસ સોનાંને ન જુએ તે દિવસ તેને પણ ચેન પડે નહિ એવો તાલ થવા લાગ્યો.

અત્યંત દુઃખી થઇને ભોળા માલધારીએ આ વાત સોનાંને કરી. ચતુર સ્ત્રી તુરત સમજી ગઈ. અને પ્રિયનાથ પોતાનો પડછાયો પણ ન જોઇ શકે એવી રીતે રહેવા લાગી.

એક વખત અરધી રાત્રિ જામી હતી. આકાશમાં રૂપેરી ચાંદો શોભતો હતો, નર્મદાનાં ધોળાં પાણી, ધોળા પથરા, ધોળા આરસ ને ધોળી ચાંદની, બધાં એકરસ બની ગયાં હતાં; એકરસમાં ભળી જતો પવન પણ શાંત હતો; અને મૂંગાં ઝાડ ચુપચુપ ઉભાં હતાં. અત્યંત એકાંતની હોય તેવી શાંતિ હતી. તે વખતે પ્રિયનાથ અચાનક જાગી ઉઠ્યો.

જોગીને એકલતા એકાંત ને શાંતિ વેદના આપતાં હતાં. વેદના તો નહિ પણ હૃદય પર ભાર ભાર લાગતો હોય તેવું જણાતું હતું. એકલી ગુફામાં જાણે પોતે અકળાતો હોય તેવું લાગ્યું. શંકર પણ હવે ભાગ્યે જ આવતો જતો. સોનાં તો લગભગ લુપ્તજ બની ગઇ હતી.

પ્રિયનાથ બહાર નીકળ્યો, 'કેવી સુંદર રાત્રિ!—'

મારો વહાલો કૃષ્ણકનૈયો આવી રસરાત્રિમાં જ જીવનની અકથ્ય તૃષાને શાન્ત પમાડવાના કોયડા ઉકલતો ફર્યો હશે, કેવી સુંદર ધોળીફુલ જેવી, પવિત્રતાના પડછાયા જેવી રાત્રિ!

અને તે બહાર નીકળ્યો. તેને તરસ લાગી હતી. તે પાણી પાણી ઝંખતો હતો. અને એક નાના છોકરાના

જેવી મનોદશાથી તે શંકરના ઘર તરફ ચાલ્યો. 'સોનાં એને પાણી પાશે!...'

તે શંકરને ઘેર પહોંચ્યો ત્યારે મોડીરાતે સૂવાવાળા સાથીઓ પણ ઘાબળાપર ડાંગનું ઓશીકું કરી નિરાંતે ઘોરતા હતા. મરવા પડી હોય તેમ અનેક ગાયો લાંબી થઇને સૂતી હતી, પણ ઘણી તો બેઠે બેઠે જ ઝોકાં ખાતી હતી. એક પગ ખોડંગીને શંકરનો ઘોડો મીઠી નિદ્રા લેતો હતો. પ્રિયનાથ સાથી પાસે ઝાંપો ઉઘડાવી સોંસરવો શંકરના બારણાં પાસે જઇને જ ઉભો.

સુખના પડઘા જેવી પરમશાન્તિ ઘરમાં પથરાયેલી હતી.

તેણે બારણું ધકેલ્યું.

જવાબ આવ્યો નહિ.

ફરી બારણું ધકેલ્યું. અને 'એલા કોણ છે અરધી રાતે?' એવો ઉંઘમાંથી જાગેલા શંકરનો જવાબ આવ્યો.

મધુર શબ્દોથી રાત્રિને બોલાવતી હોય તેમ સોનાં પણ કાંઇક બોલી. 'કોણ છે?'

'ભાઇ, શંકર, એ તો હું પ્રિયનાથ છું!

'હેં! અત્યારે કાંઇ મા'રાજ!'

'હા ભાઇ, ઉઘાડ ઉઘાડ, મને તો ભારે તરસ લાગી છે.'

'તરસ લાગી છે? તરસ લાગી છે? અરે મા'રાજ આખાં રેવાજી ભર્યાં છે ને આ શું!' શંકર બેઠો થઇને આગળ આવ્યો.

'તમે જ છો કે?'

'હા હા, ભાઇ, ઉઘાડ.'

શંકરે બારણું ખોલ્યું. ખાટલામાંથી બેઠી થઈને ઉતાવળે સોડિયું વાળતી સોનાંએ કોડિયાની વાટ સંકોરી એટલે ઘર તેજથી લિંપાઈ ગયું.

'કેમ મા'રાજ, જોગીરાજ!—તમારે ભેખને વળી પાણીની ચિંતા હોય? મારા જ! આ શું?'

સોનાં પાણીનો લોટો લાવીને આગળ આવી.

'બસ, માઈ, એ જ લોટો ને એ જ પાણી. બીજું ખપે નહિ!'

દબાવેલા ગુસ્સાથી શંકર પ્રિયનાથ તરફ જોઈ રહ્યો. સોનાંએ પાણીનો લોટો નીચે મૂકીને ચાલવા માંડયું.

'ના માઇ, એમ નહિ. એમ તરસ નહિ જાય. તું પા. જો મેં આ ખોબો વાળ્યો'

સોનાંને અચાનક પેલો ઉદેગિરી ખંડગિરીનો નેહ ને તે જુવાન મારાજ સાંભરી આવ્યાં. આતો એ જ મારા જ કે શું?' તે કાંઈક કૌતુકથી, કાંઇક અતિથી ધર્મના માનથી, કાંઈક મારાજનું મન રાખવા પાછી ફરી. લોટો લીધો ને પાણીની ધાર કરી.

પણ...ધાર કેમ મોળી પડી?–

તેણે શું જોયું?

હા. તે જ જુવાન જોગી. જેણે એને પ્રથમ દર્શન આપ્યું હતું તે જ. આજ દિવસ સુધી જેને ઓળખી ન શકી તેની યાદી આજ પેલો જ બનાવ ફરી બનતાં સ્હેજે આવી ગઇ. આવી ગઈ ને ચાલી ગઇ. એ જ મારાજ છે, એટલું જ.

પાણી પી સંતોષ પામીને પ્રિયનાથ પાછો ફર્યો. થોડે મૂકી આવવા શંકર સાથે ચાલ્યો. સોનાંએ તેને જતાં જતાં, મારાજ ઉદેગિરિમાં ખંડગિરીમાં, આ પ્રમાણે જ એકવખત પાણી પી ગયા હતા એ વાત કહી.

'ઠીક' કહીને શંકર મારાજ સાથે ચાલ્યો.

જ્યારે ઠીકઠીક દૂર પહોંચ્યા, ધોળા પથરા દેખાવા લાગ્યા, રૂપાળાં પાણીનાં ફીણ નજરે ચઢ્યાં, જંગલના ઢળાવ આવ્યા, ત્યારે પ્રિયનાથે શંકરને પાછા ફરવા કહ્યું.

'ના મારાજ, મારે તમને એક વાત કહેવી છે.'

'તમે મારી વહુને ઓળખો છો ?'

પ્રિયનાથ કૌતુકથી તેની સામે જોઈ રહ્યો.

'હા, ભાઈ! કેમ નહિ? ઉદેગિરી ખંડગિરી હતા ત્યારની જૂની પિછાન છે.'

'અને તમને જોગીને-ભેખને આ મોહ શોભે? તમારે તો નારી નરકની ખાણ જેવી.'

'ભાઇ! શંકર! હું તો જેમ કોઇ મધુર સ્વપ્નને સાચવે, ફુલની તાજગી સાચવે, પ્રેમની છાની કથા સાચવે, તેમ, સોનાંને પવિત્ર સૌન્દર્યની પ્રતિમા જેમ, સાચવું છું!'

'એમ ?—ભાઇ!—મા—રાજ! હું રબારી છું. માલધારી છું. ખબર છે કે? જો હવે કોઇ દિ એ વાત સંભારી કે ડુંગરાપર રખડતાં રખડતાં સોનાંને નિહાળતો જોયો તો મારૂં તો ઠીક—પણ તારી ને સોનાંની બેયની જો માથાવઢ ધીંગાણાની વાત ન કરૂં તો રબારી નહિ. એકલિંગ મહાદેવના સોગનથી વાત કરૂં છું!'

'પ્યારાભાઇ, શંકર, સાંભળ'—પણ શંકર તો રવાના થઇ ગયો.

'ભાઇ!

ગુસ્સે થયેલા માલધારીની મોટી ધબધબ ડાંગનો પડઘો જ માત્ર સંભળાયો!

પ્રિયનાથ અનેક તારાઓ સામે, અસંખ્ય વૃક્ષો સામે ચોખૂટ ધરતી સામે જોઇ રહ્યો.

'ક દા ચ.... એ સુવર્ણપ્રતિમા ભાંગી નાંખશે.'

અનંત સૌંદર્યનો સ્વામી પણ આવી રજ ક્યારેક જ મેળવે છે. અને તેને જીવનનો મર્મ મળ્યો હોય તેમ તે ઘડીભર શાંત ઉભો. પણ પ્રિયનાથ!—નિર્મળપ્રેમને આટલી દર્શનની પ ણ ઈ ચ્છા શી?...દૂર....દૂ....ર થી એના સ્વ મ સૌ દ ર્ય નો જ હું નો પૂજારી....ચાલો!

*

અને તે ત્યાંથી તરત ચાલી નીકળ્યો. એ વખતે વ ન વ ન ના પવન ફુંકાતા હતા; નર્મદાજી વેગે વહી રહ્યાં હતાં; આકાશમાંથી વિલાપી તારાના મૂંગા રૂદનસ્વર છૂટતા હતા. પણ કાંઇ ન હોય તેમ તે ચાલી નીકળ્યો. એની સાથે માત્ર સૌન્દર્યની એની રાણી, પવિત્રતાની એની પ્રતિમા, એના મધુરસ્વપ્નની દેવી, ખીલતા ફુલ જેવી, ઉગતી ઉષા જેવી, પ્રેમનાં આંસુ જેવી, સોનાં—સોનાં ગઈ! . . . . સ્વપ્નારૂપે.

# આંસુની મૂર્તિ

'અરે ભાઈ! એમ થાય નહિ '–અમે એને બહુ વાર્યો. પણ એ માને શાનો? આઠ–દસ વર્ષ પહેલાંની વાત છે. જુનાગઢમાં રસિકમાં રસિક સ્થળ પંચહાટડી છે. દહીંવાળાની, મીઠાઇવાળાની, પાનવાળાની ને અંગડીઓવાળાની એવી ચારપાંચ દુકાનો ત્યાં પાસે પાસે છે. અને રાઘવજી ભટ્ટની વિશી પણ ત્યાં જ એટલે એ સ્થળ રસિક ઉતારુઓ માટે ને રસિક વિદ્યાર્થીઓ માટે બહુ યોગ્ય મનાતું. જુઓ ભાઇ, આમ મેં બે વખત રસિક શબ્દ વાપર્યો છે માટે ખીજાતા નહિ; પણ આ તમારો સેવક રાઘવજી ભટ્ટની વિશીનો જ નિત્યમિજમાન હતો.

આ વિશીના અનેક ગુણુગ્ર સભ્યોમાંથી અત્યારે તો માત્ર ત્રણની જ સુગંધ સહવાસ મળશે. એક તો જાણે, વિશીવાળા રાઘવજીભટ્ટ, સારામાં સારી મોટરની ઝડપ કેટલી ગણાય? સો માઇલની?–ત્યારે રાઘવજી ભટ્ટ કલાકની સો 'સા'બ ફુલકાં' રોટલી ઉતારતા. 'સા'બ ફુલકાં' એટલે કે, રાઘવજી ભટ્ટ રોટલી ઉતારીને પછી, 'સા'બ ફુલકાં લેશો?' એમ બોલતા. ને જમનારામાં ટીખળી વિદ્યાર્થીઓ

બહુ હતા એટલે પછી એ રોટલીનું નામ જ 'સા'બ ફુલકાં' પડી ગયું.

બીજાં રાઘવજી ભટ્ટનાં રાણી—અથવા જવા દો—એમના વિષે પછી કહેવાશે.

બીજાં રાઘવજી ભટ્ટના ભાઇની વહુ અ. સૌ. ગુલાબભાભી.

અને ત્રીજા આ અમારા ભાઇ—રસિકલાલ ગાંધી—જેમને અમે શહીદ ન થવા માટે વારી રહ્યા હતા અને કહી રહ્યા હતા કે, 'અરે ભાઈ! એમ થાય નહિ. બીજી વખત પાસ થવાશે—'

વાત એવી હતી કે રસિકલાલ નાપાસ થયા હતા. અને તેથી હવે ઘેર શું મોં બતાવું એમ વિચારી ભાગી જવાની તૈયારી કરતા હતા.

અમે સૌ તેમને 'શહીદ' ન બનવા વિનવતા હતા.

રસિકલાલ હતા જરા રસિક—જરાક એટલે થોડાક. રસિકલાલ સૌથી પહેલા સવારે નવ ઉપર પાંચ મીનીટે આવે. પછી કામવાળા બાઇને બોલાવી પોતાની થાળી મંજાવે, પછી બે આનાનું દહીં મંગાવે, પછી એક આનાની ખાંડ મંગાવે, પછી 'મા'રાજ ઘી છે કે?' એમ રાઘવજી ભટ્ટને પૂછે, પછી પોતે 'સા'બ ફુલકાં' રોટલી જમવા બેસે. અને જો રાઘવજી ભટ્ટને બદલે અ. સૌ. ગુલાબભાભી રોટલી કરવા બેઠાં હોય, તો તમારે, તે દિવસે રસિકલાલ જમતા જાય, 'ભાભી! કેળાં ખાવાનું મન થયું છે' એમ જરા લાડમાં બોલતા જાય, અને છેવટે ભાભી કહે કે, 'મોકલો'ને પૂરીને, લઇ આવશે,' એટલે પોતે કામવાળી

પૂરીને ખીસામાંથી પૈસા કાઢીને આપતા જાય, પણ તે દિવસે પાટલાપરથી બેઠા થવાની વાત નહિ!

કામવાળી પૂરી તેનું માન રાખતી કારણકે પોતે મહિનો પૂરો થય એટલે એક 'આઠ આનડી' ફેંકી દેતા. 'આનડી' શબ્દ માટે મને મહેરબાની કરીને કોઇ ધકેલપંચે લેતા નહિ. કારણ કે એ શબ્દ રસિકલાલનો છે. પોતે મહિનો પૂરો થયે અરધો રૂપિયો પૂરીને આપતા ત્યારે તેના તરફ ફેંકીને બોલતા 'લે પૂરી! આ ઠ આ ન ડી.'

અ. સૌ. ગુલાબભાભી જરાક શ્યામરંગે હતાં: પણ એ રંગ એમને શોભતો બહુ: એ હસમુખાં તો બહુ જ હતાં. જ્યારે જુઓ ત્યારે હસીને જ બોલે. 'લ્યો, રસિકભાઇ તો જમવા આવ્યા' એમ કહીને હમેશાં તે આકર્ષક રીતે મોં મલકાવતાં. ને પોથીનો રંગ મૂકેલા એમના દાંત શોભી રહેતા. એમના મીઠા સ્વભાવ માટે સૌ કોઇને નિર્મળપ્રેમ હતો. રસિકલાલ ને અ. સૌ. ગુલાબભાભી તો કોઈ મીઠા ઘરનાં દીયર ભોજાઇ હોય તેમ વર્તતાં. રસિકલાલ ભાભી માટે બંગડી લાવતો. અને ભાભી પણ શાક પીરસતી વખતે રસિકલાલના ઉપકારનો બદલો વાળી દેતાં!

રાઘવજી ભટ્ટનો ભાઇ તો આફ્રિકામાં કામવા માટે ગયો હતો. અને દરમહિને ત્યાંથી પચાસ રૂપિયા મોકલી આપતો. ગુલાબભાભી કામેકાજેથી પરવારે ત્યારે અગાશીમાં જઇને બેપડી બેસે, અને નીચે આવતા જતા માણસોની ઠઠ્ઠ જોયા કરે. કોઈ વખત કપાળે હાથ દઇને એકલાં ઊંડા વિચારમાં બેઠાં હોય, ત્યારે તો બારે કલાક હસતું રમતું એમનું મોં જે વેદના બતાવે, તે જોઇને ભલભલા તર્કવાદીઓ

પણ લાગણીવશ થઇ જાય. ગુલાબભાભી જ્યારે જુઓ ત્યારે ચાલતાં ન હોય પણ દોડતાં જ હોય. એમના પગ પણ 'ધબ' દઇને જ પડે.

આટલાં રમતિયાળ ભાભી, કોઇક દિવસ, શાંતિ ભરેલી વેદનામાં પડી જાય, ત્યારે રસિકલાલને તો ખાવાનું જ ભાવે નહિ. બીજે દિવસે, જ્યારે સૌથી વહેલો જઇને, 'ભાભી! કાલે મારા ભાઇ સાંભર્યા હતા કે?' એમ કહીને ભાભીનું મોં જરા મલકાવે ત્યારે જ તેને નિરાંત થાય.

હિંદુઓના બારે માસમાં શ્રાવણમાસ જેવો રસિક મહિનો એકે નથી. રસિકતા અને ધાર્મિકતા એ બન્ને હિંદુસંસ્કૃતિમાં 'હરિ હર બન્ને એક જ રુપ' જેવાં હોવાથી, રસિકતા, ધર્મનાં અનેક રૂપોમાં વહેંચાઇ ગઈ છે. શ્રાવણમાસ આવ્યો. આકાશમાં વાદળાં ઘેરાય, વરસાદ પડે ને ઘડીપછી સ્વપ્નની માફક બધું વેરાઇ જાય. ગુલાબભાભી આ મહિનામાં પાઠપૂજા ને એકટાણું કરવા માંડ્યાં.

અચાનક રમતિયાળ સ્વભાવ છોડીને એકદમ શાંત બની ગયાં. કેટલાંક જાનવરો જ્ઞાનને લીધે નહિ પણ પ્રેરણાને લીધે આગામી તોફાનનાં ચિહ્ન અંતરમાં ઉંડા ઉંડા અનુભવી શકે છે, તેમ ગુલાબભાભી, તેના હૃદયમાં પ્રેરણા જન્મી હોય કે ગમે તેમ હોય, પણ વારંવ ર બોલતાં કે 'રસિક ભાઇ! પીટયું એવું થાય છે કે પેટમાં જાણે આખો દિ બળ્યા કરે છે. મને લાગ્યા કરે છે કે હવે સુખના દિવસ પૂરા થાય છે'

રમતિયાળ ભાભીને આવું બોલતાં સાંભળીને રસિકલાલ ગળગળો થઇ જતો. તે પહેલાં તો ગુલાબભાભી

ત્રણુ ચાર મહિને કયારેક ટંક બપોર જ ગંભીર બની જતાં અને થોડીવારમાં જ તેમનો મૂળ સ્વભાવ પાછો ફરતો પણુ આખો શ્રાવણુ માસ લગભગ હમેશાં, ગુલાબ-ભાભી ઉંડી વેદના અનુભવતાં હોય તેમ નહિ પણુ કોઈ જબરજસ્ત તોફાનનાં ચિહ્ન જોતાં હોય તેમ, વ્યગ્ર બની રહેતાં. શ્રાવણુ માસનો છેલ્લો દિવસ હતો. તે દિવસે સોમ-વાર હતો. વિદ્યાર્થીઓએ ને વિશીના બીજા નિત્ય જમવા વાળાઓએ એક મિજબાની ગોઠવી હતી. રાઘવજી ભટ્ટ અને તેનાં વહુ કામમાં મશગુલ હતાં: માત્ર ગુલાબભાભી કામમાં મન ચોટયું નહિ તેથી કે ગમે તેમ અગાશીમાં બેસીને નીચે આવતા જતા માણુસોને શૂન્ય દષ્ટિથી જોઇ રહ્યાં હતાં. હરતાં ફરતાં, આવું જોતી ત્યારે રાઘવજીની વહુ ઠપકો આપતીઃ ‘એલી વહુ! તું તે બાઘાની જેમ બેઠી બેઠી જોયા કરે છે અને આ કામ પડયું ઇ તે કોણુ તારો દાદો કરવાનો છે? મહીના’ દિ થયાં, બાઈ! આ વહુએ તો ઉપાડો લીધો છે. ધણી તો કેટલીએ બાઈડીના પરદેશ વેઠે છે, પણુ આવો ઉપાડો તો કોઇ લેતું નથી.’

ગુલાબભાભી કાંઈ બોલ્યાં નહિ. પણુ તેમણે સજળ નેને જેઠાણી સામે જોયું. ‘આ !’ એટલું જ તે બોલી શકયાં.

રાઘવજીની વહુ આ દશ્ય જોઇને થંભી ગઇ. તેને પણુ લાગ્યું કે દેરાણી કાંઇક એવું એવું અંતરમાં અનુભવી રહી છે કે અત્યારે વધુ બોલવામાં સાર નથી. તે અગા-શીમાં પડેલી સાવરણી લઇને રસોડા તરફ ચાલી. ધબધબ પગથિયાં ચઢીને કોઇ આવતું હોય તેમ લાગ્યું એટલે ઉભી રહી ગઇ. એટલામાં રાઘવજી હાંફળો ફાંફળો ઉપર આવ્યો.

ગુલાબભાબી સફાળાં બેઠાં થયાં ને લાજમાંથી, તેના હાથમાં લટકતા પીળા કવર તરફ, જોઇ રહ્યાં.

રાઘવજીની વહુને ફાળ પડીઃ 'શું છે? કોઇનો તારછે?'

'હા. દુધી તો ત્રણ પૈસે શેર છે. પછી બટેટાં જ લાવ્યો. પણ કોઇ છોકરો નથી આવ્યો?'

'ગુજારે જે શીરે તારે જગતનો નાથ તે સહેજે'

ગાતો ગાતો રસિકલાલ ઉપર આવતો હતો. ગુલાબભાબી એકીટશે સાક્ષાત મૃત્યુને જોતી હોય તેમ તાર સામે જોઇ રહી. રસિકલાલ તો, ઘરના એક ખૂણામાં છત્રી ફેંકીને ટોપી હાથમાં લઈ ગાતો ગાતો આગળ આવ્યો.

'ગુજારે જે શીરે તારે જગતનો નાથ યે સહેજે'

ગુલાબભાભી આતુરતાથી અક્ષરે અક્ષર અનુભવતી હોય તેમ લાગ્યું. રાઘવજીએ તારવાળો હાથ રસિકલાલ તરફ લાંબો કર્યો. તેનો સાદ જરાક બોખરો થઇ ગયોઃ 'રસિકલાલ! કોનો તાર છે?'

રસિકલાલે તાર હાથમાં લીધો. કવરની ઉપલી કોર ફાડી. એ જરા જેટલો અવાજ જાણે ભયંકર વેદનાભરી ચીસ હોય તેમ ગુલાબભાભી વ્યગ્ર બની ગઇ. રસિકલાલની આંખ તારના અક્ષરો પર ફરી.

'આફ્રિકાથી છે.'

શીણીના જેવી હૃદયને ફાડી નાખનારી ઝીણી વેદનાભરી ચીસ સાંભળીને રાઘવજીની વહુએ પાછું ફરીને જોયું. ગુલાબભાભી નીચે પડી ગઈ હતી. રાઘવજી, 'શું છે! દીવાળી ઉપર આવે છે?' એમ કહીને વ્યગ્રચિત્તે રસિકલાલ તરફ જોઇ રહ્યો.

રસિકલાલની આંખમાંથી આંસુ ખરવાં લાગ્યાં. એક ઘડીમાં બોલ્યાવિના બધું સ્પષ્ટ થઈ ગયું. રાઘવજીની વહુએ વેદના ભર્યા આર્તસ્વરે ઘર ગજાવ્યું. રાઘવજી નીચે બેસીને રોઈ પડયો.

મિજબાનીની મોજ લેવા આવતા બે ચાર જણ આ દેખાવ જોઇને પગથિયા પર જ થંભી ગયા. 'રાઘવજીનો ભાઇ આફ્રિકામાં મરી ગયો' એમ છાનેછાને વાત કરીને, એક પછી એક સૌ સરી જવા લાગ્યા. પાળ તૂટતાં જેમ પાણી વહી જાય છે તેમ ધણી મરતાં હિંદુસ્ત્રીનાં બધાં સુખ અદૃશ્ય થઇ જાય છે. એ ની એ ગુલાબભાભી જાણે વૃદ્ધ ડોશી હોય એટલી ગંભીર અને શાંત બની ગઈ: છતાં કયારેક કયારેક એનો મૂળ રમતિયાળ સ્વભાવ પાછો ફરતોઃ પણ પોતે કઇ અવસ્થામાં છે એ ભાન આવતાં જ પાછી શૂન્ય બની જતી.

હવે રાઘવજીની વહુને 'વહુ'ના ઢંગ સારા નથી એમ લાગવા માંડ્યું.

હવે રસિકલાલ જ્યારે જ્યારે 'ગુલાબભાભી!' કહેતો ત્યારે ત્યારે રાઘવજીની વહુ એની સામે જોઈ રહેતી: અને વહુ રસિકલાલને શાક પીરસવા જાય ત્યારે પણ રાઘવજીની વહુ એકી નજરે-અનિમેષ નયને, જાણે કાંઇ અદ્‌ભુત દેખાવ જોવાનો હોય તેમ જોઈ રહેતી.

એક સાંજે રસિકલાલ જમવા આવ્યો ત્યારે ગુલાબભાભી એકલાં જ ઘેર હતાં.

ગુલાબભાભીને જીવન એવું આકરું થઇ પડયું હતું કે કેટલાં વર્ષ કે કેટલા દિવસ નહિ પણ પોતાને કેટલા

'કલાક' જીવવાનું હશે એનો હિસાબ પોતે માંડી રહી હતીઃ કારણ કે એને જીવનની ભયંકર શૂન્યતા દર કલાકે કલાકે પ્રત્યક્ષ થતી હતીઃ રાઘવજી આફ્રિકા ગયો હતો. એના ભાઇની કાંઇ માલમિલકત હોય તેની સંભાળ લેવા. રાઘવજીની વહુ તો, જ્યારથી ગુલાબભાભી એકલી બની ત્યારથી એને બોજારુપ માનતી થઇ ગઇ. અને હવે તો હરઘડીએ એના પર ચીડાતી. ગુલાબભાભી બેઠી હતી, ત્યારે રસિકલાલ આવ્યો.

'કેમ ભાભી ! જમવાને કેટલીવાર ?'

'શાક ચડે છે. પછી બેસી જાઓ.'

'ભાભી ! તમે કેમ હમણાં હમણાંમાં તદ્દન લેવાતાં જાઓ છો ? દુનિયામાં કોઇના ઉપર દુઃખ જ નહિ પડતું હોય એમ ?' પડી ગયેલું છોકરૂં હિમ્મતભેર આવતું હોય તેટલામાં કોઈ કહે કે 'ફીકર નહિ, લાગ્યું નથી હો' તો તરત રડી પડે છે કારણ કે ટકાવી રાખેલી હિમ્મત, બીજું કોઇ હિમ્મત દેવા આવે ત્યારે પીગળી જાય છે.

ગુલાબભાભી તરત રડી પડી. થોડીવાર પછી સ્વસ્થ થઇને બોલીઃ 'રસિકભાઈ! પેલી કવિતા ફરી ગાઓ તો !'

'કઇ ?'

'પ્રભુનો નાથ સે'જે ને એવું છે નાં ?'

'હા, હા.' રસિકલાલે ગાવાનું શરૂ કર્યું.

'ગુજારે જે શીરે તારે જગતનો નાથ તે સે'જે,
ગણ્યું જે પ્યારૂં પ્યારાએ, અતિ પ્યારૂં ગણી લે'જે.
દુનિયાની જુઠી વાણી વિષે જો દુઃખ વાસે છે,
જરાએ અંતરે આનંદ ના ઓછો થવા દે'જે.'

એટલામાં 'કાં વહુ! શાક જોયું ?' એમ બોલતી

બોલતી રાઘવજીની વહુ આવી પહોંચી. આ દૃશ્ય જોઈને એની આંખ ફરી ગઈ.

ગુલાબભાભી એની એ હતી. કામકાજ એનું એ હતું. રસિકલાલ ને બીજા જમવાવાળા એના એ હતા. પણ પરિસ્થિતિ એની એ ન હતી.

રસિકલાલ ને ગુલાબભાભીનો નિર્મળ સંબંધ રાઘવજીની વહુને કણાની માફક ખટકવા લાગ્યો: એટલી હસમુખી ને રમતિયાળ ને પ્રેમભરી સ્ત્રીને તદ્દન શાંત ને શૂન્ય થઇ ગયેલી જોઈ, જમનારા તેને વધુ ને વધુ માયાથી બોલાવવાનું કરતા. પણ તે સૌમાં રસિકલાલ તો પહેલેથી જ ગુલાબભાભીનો લાડકા દીયર જેવો હતો એટલે તેણે ગુલાબના જીવનમાં પડેલા ઘા ભૂલાવવા માટે થઈ શકે એટલું કર્યું. 'ભાભી! આ કેળાં તમારા માટે મૂકયાં છે; ભાભી! દહીં મેળવ્યું છે એ મને ભાવતું નથી તમે ઉપયોગમાં લેજો; ભાભી, આજ મેળો જોવા જેવો છે હો. ભાભી, આ ચોપડીમાં રામાયણનાં ચિત્રો સારાં છે તમે જોઇને મને સાંજે આપી દેજો.' આમ દરેક નાની નાની તક લઇને આ રખડુ વિદ્યાર્થી, ગુલાબના ઘા પર મલમપટા કરતો અને આવી મમતાની નાની નાની બાબતો વીણીવીણીને ભેગી કરી, રાઘવજીની વહુ તેમના ભયંકર કાંટા બનાવી દેતી.

એક દિવસ સાંજે રસિકલાલ જમીને નીચે ઉતર્યો ત્યારે છેક છેલ્લા પગથિયા પર ગુલાબભાભી એક તરફ ઉભાં હતાં: રસિકલાલ જેવો નીકળ્યો કે તરત જ ગુલાબે ઉતાવળથી તેને કહ્યું: 'રસિકભાઇ! એક માગણી કરવી

છે. માગણી નમેરી છે. પણ તમે સમજુ છો એટલે સમજી જશો.'

રસિકલાલ શાંત ઉભો રહ્યો: 'ભાભી, શું છે બોલો'
'ભાઇ !' ગુલાબ બોલી, 'માઠું ન લગાડતા. પણ તમે હવે વિશી બદલો તો સારૂં.'

ગુલાબ એથી વધારે બોલી શકી નહિ.

રસિકલાલે એક વખત તેની સામે જોયું. છેલ્લી વખત જોઈ લેતો હોય તેમ, પોતાની સામેનું દુ:ખ ભરેલું હેતાળ મોં હૃદયમાં ઉતારી ગયો. જરાક વેદનાભરેલું હસ્યો અને ધીમેથી બોલ્યો;

'ભાભી, સમજ્યો. કાલથી હું નહિ આવું !'

અને ગુલાબ કાંઈ પ્રત્યુત્તર આપે તે પહેલાં તે શેરીના અંધારામાં ચાલી ગયો.

*

ત્યારપછી થોડા જ દિવસે કોઇ જાનવર કસાઇખાનામાંથી જીવલઇને જેટલી વ્યાકુળતાથી ભાગે તેટલી જ વ્યાકુળતાથી, ગુલાબભાભી, એક સાંજે નાનું સરખું પોટલું લઇ વિશીમાંથી નીચે ઉતર્યા. સજળનેને એક વખત પાછા ફરીને દાદર સામે જોઇ લીધું અને અનેક ફુલો અણજાણ્યાં કરમાઇ જાય છે તેમ, અનેક તારા અણજાણ્યા ખરી જાય છે તેમ, પોતે ભયંકર અંધકારમાં છુપાઇ ગયાં. કયાં ગયાં એ કોઇને ખબર પડી નહિ. રાઘવજીની વહુના દુ:ખે ગયાં એ સૌને ખબર હતી પણ કોઈ બોલ્યું નહિ. જાણે એ રમતિયાળ હસમુખાં નિર્દોષ ગુલાબભાભી કોઇ દિવસ સંસારમાં હતાં જ નહિ એવો પડદો પડી ગયો. પરીક્ષામાં

બીજીવાર નાપાસ થયેલા રસિકલાલ ગાંધીને એ ખબર પડી ત્યારે તે વિશીમાં ખબર કાઢવા ગયો; પણ 'જો, મારો પીટયો મલકનો ઉતાર ગુલાબ ભાભી! ગુલાબભાભી! કરતો આવ્યો છે આંહી કેની તારી ભાભી?' એટલા જ શબ્દો રાઘવજીની વહુ પાસેથી મળ્યા. ગુલાબભાભીના નામની આસપાસ ન ભેદી શકાય એવો ભયંકર અંધકાર ફરી વળ્યો. ત્રીજીવાર નપાસ થઇ રસિકલાલ ગાંધી ભાગી ગયો. ત્યાં સુધી એ અંધકાર ભેદાયો નહિ. અને પછી તો તેના પોતાંના નામને પણ અંધારું વીંટી વળ્યું.

*

ભાયખલા પોસ્ટ ઑફીસ નં. ૮ ના મકાનની બરાબર સામે હૃદયવિનાનું મનુષ્ય હોય તેવું એક ઝાડ ઉભું છે. એ ઝાડમાં જરાય તેજ નથી. થોડું ઘણું છે તે રસ્તાપરની ધૂળથી ઝાંખું પડે છે. પણ એ જગ્યાએ એ ઝાડ આસપાસની બધી રચના સાથે બહુ જ સુસંગત લાગે છે. પોસ્ટ-ઓફીસની બહાર રસ્તાની ફરસબંધી પર થોડા કાગળ લખનારા બેસે છે. કાગળ લખનારાની સામે જાણે લખાતા અક્ષરો આપણી વેદના બરાબર રજુ કરશે એવી શ્રદ્ધા ધરાવનારી અનેક ગુજરાતી અને મરાઠી સ્ત્રીઓ પોતાનાં હૃદય ઠાલવવા બેસે છે. કોઈ શોખીન જુવાન રસ્તાપર મોટરમાં બેઠા બેઠા આ સ્ત્રીઓ સાથે વાતચિત કરે છેઃ જેમના સંસારમાં માત્ર તૃષ્ણા, નિરાશા ને લાલસા રહ્યાં હોય, અને જીવન ચાલ્યું ગયું હોય તેવી અનેક અભાગી સ્ત્રીઓ—કેટલીક ખરેખર સુંદર, કેટલીક બનાવટી રીતે બનેલી સુંદર—ત્યાં આંટાફેરા

કરે છે: અને શાહીમાં બોળેલી કલમથી લખનારા આંસુના અક્ષરો લખ્યા કરે છે. આવા અનેક લખનારા ત્યાં બેસે છે. રસિકલાલ સવારમાં નવવાગ્યેથી તુળશીકૃત રામાયણ બગલમાં મારી શાહીનો ખડિયો ને કાગળ લઇ ત્યાં હાજર થઇ જતો. ને સાંજના ચારસુધી આ અશ્રુકથા લખ્યા કરતો. નાપાસ થઇને એ મુંબઇ ભાગી આવ્યો હતો અને તેણે પોતાના ગુજરાનનો માર્ગ આવી રીતે ખોળી લીધો હતો.

એક દિવસ, સવારે નવ વાગે, તે પોતાના હાથમાં, તુળશીકૃત રામાયણનાં પાનાં ફેરવી રહ્યો હતો. કયારેક જાણે, જે વાંચ્યું તેથી પોતે હાલી ઉઠયો હોય તેમ, સામેના ઝાડ પર એક દૃષ્ટિ ફેંકી કે રસ્તે પસાર થતી મોટર જોઇ લઈ, પાછો નીચી મુંડી કરી ફરીવાર વાંચવામાં તલ્લીન બની જતો.

'જૈન મિત્રદુખ હોહિં દુખારી તિન્હૈં બિલોકત પાતક ભારી,
નિજદુખગિરિસમ રજકૈ જાના મિત્રક દુખરજ મેરૂ સમાના'

નિયમ પ્રમાણે એ ચોપાઇની ધૂનમાં તેણે રામાયણ બંધ કર્યું: સામેના ઝાડપર ન જોયું: પણ નીચી મુંડીએ આંખો બંધ કરીને,

'તિન્હૈ બિલોકત પાતક ભારી–જૈ ન મિત્ર દુખ હોહિં દુખારી'

એ ધૂનમાં પડયો. એટલામાં પાસેના હાટ પરથી પાન લઇને મોંમાં પાન ચાવતી એક સ્ત્રી આવી, તેણે તેને જગાડયો.

'આ કાગળ લખજો'—

એટલું બોલીને તેણે તેની સામે કવર ધર્યું: નીચી મુંડીએ યંત્રવત સાહીમાં કલમ બોળીને તેણે કાગળ પર ધરી: 'હું કયાં લખવો છે?'

'લખો મુંબઇથી લખતંગ—'

'લીખતીંગ પછી'—તેણે નીચી મુંડીએ લખતાં લખતાં જવાબ વાળ્યો—'શું લખવાનું છે તે કહો ?'

બાઇ લખાવવા માંડી.

દરેકે દરેક વાકયમાં, લખનારો પીગળી જાય તેવી કરુણ હકીકત આવતી હતી.

હમેશાં આવી હકીકતોના પરિચયથી કાંઇક કઠણ કાળજાનો થઇ ગયેલો લખનારો અટકયા વિના લખ્યે જ ગયો.

'મારી આજ આવી દશા થઇ ને તમને કોળિયો ધાન ગળા હેઠે ઉતરે છે એટલો કળજુગનો મહિમા ગણુવો. ધણીવિનાની થઇ, એટલે હું માણસ પણ મટી ગઈ. તમારા ઘરનું ઢોર પણ આટલી વેદના નહિ સહેતું હોય. હું બીજું તો શું કહું પણ તમને આ ચોથો કાગળ લખ્યો છે. તમે આવીને મને આ નરકખાનામાંથી નહિ છોડાવો, તો ઇશ્વર એ અન્યાય સાંખશે નહિ. તમારૂં નિર્વંશ જાશે. તમારૂં ધનોતપનોત થઇ જાશે. અને એક અબળાના નિઃશ્વાસથી તમારૂં છેવટે સારૂં નહિ થાય. લોકનિંદાથી ડરીને મને આંહીને આંહી રાખી મૂકો છો—અને આંખઆડે કાન કરીને મને મરેલી ઠરાવો છો—પણ હું જીવતે જીવત મરેલી છું. તમારા ઘરમાં ટાઢો ટૂકડો ખાઇને પડી રહીશ પણ એક વખત મારી ભૂલ વિસારીને મને પાછી તમારા આશરામાં લેવા આવો'—છેલ્લું વાકય આવ્યું:—'તમારે ત્યાંથી ભાગી એ મારી ભૂલ થઈ. રસ્તામાં મને લબાડ મળ્યા અને મારી આ દશા થઇ. પણ હવે એ બધું ભૂલી જાઓ.'

'હં હવે પતું પૂરૂં થાય છે.—'

વેદનાની જ્વાલા હજી પણ શમી ન હોય તેમ બાઇ ફરી બોલી 'જો મને નહિ ઉગારો તો આ મારો શાપ છે કે તમારા જેવા જેટલા હોય તે રૌરવ નરકમાં પડજો. અને પૃથ્વી ઉપરથી તેમનું નામનિશાન પણ નીકળી જાજો.'

આ વાકય બોલ્યા પછી તે જરાક શાંત થઈ. 'લીખીર્તીંગ તમારા ભાઇની વહુ'

લખનારે અત્યારસુધી ઉંચું જોયું ન હતું તેણે આ શબ્દ સાંભળી આશ્ચર્યથી એક નિમિષમાત્ર ઉંચે જોયું: જે જોયું તે માનતો ન હોય તેમ તે થંભી ગયો.

બાઈ આગળ બોલી, 'તમારા ભાઇની વહુ ગુલાબ!'

રસિકના હાથમાંથી કલમ પડી ગઈ. તેણે ગુલાબની સામે જોયું. જે હેતાળ વેદના ભર્યું મોં તેણે હ્રદયમાં ઉતાર્યું હતું તે જાણે ફરી ખડું થઈ ગયું: રમતી, હસતી, કૂદતી પ્રેમભરેલી ગુલાબભાભી, તેની સામે આવી ગઈ: તેનાથી બોલાઇ ગયું:

'ગુલાબભાભી!'

તેના હાથમાંથી કાગળ લેવા લાંબો કરેલો ગુલાબનો હાથ થંભી ગયો—તેણે રસિક સામે જોયું: જરાક વ્યગ્ર બનીને ગુલાબભાભી યંત્રવત ધીમું હસી:

'રસિકલાલ! હું તો પડેલી સ્ત્રી–વેશ્યા છું. હું ગુલાબભાભી નથી.'

'મારે મન તું પડેલી સ્ત્રી નથી: એની એ–એટલી જ હેતાળ રમતિયાળ ગુલાબભાભી છે. હું સગાં સંબંધી સૌથી વિખુટો પડેલો, માતાપિતા વિનાનો, એકલો રસિકલાલ— જુનાગઢની વિશીમાં જમવા આવતો જૂનો રસિકલાલ જ

છું. ભાભી, ચાલ, ચાલ, તું મારી સાથે ચાલ તું હવે મારી સાથે રહે.'

આંસુ આવવાથી, વધારે હેતાળ ને વધારે દુઃખમય બનેલું ગુલાબભાભીનું મોં રસિકલાલનું હૃદય વલોવી રહ્યું; તેણે રામાયણ ખડિયો ને કલમ હાથમાં લીધાં: ગુલાબનો હાથ પકડીને તેને ઉભી કરી: ભાભી, ગુલાબભાભી, ચાલ-મારે ઘેર ચાલ-હું તને જીવનભર સાચવીશ. અને તું મને સાચવજે'

'એ ટેકસી'—કરીને મારેલી રસિકલાલની ખૂમે કેટલાક લખનારાનાં ને કેટલીક સ્ત્રીઓનાં ધ્યાન તેની તરફ ખેંચ્યાં. પાઇએ પાઇનો હિસાબ કરનારા આ વેપારી લખનારાને પણ લખતાં લખતાં મોહનારુ લાગ્યું એમ ધારીને તે સૌ અંદર અંદર ધીમું ધીમું હસવા લાગ્યાં.

# રજપુતાણી

ચો માસામાં જ્યારે બે કાંઠામાં ચાલી જતી હોય ત્યારે રૂપેણુ નદી બહુ ભયંકર બની જાય છે. જે ઝપાટામાં આવે તે ઘુમરી ખાતા ધરામાં પડીને ઘડી બેઘડીમાં અદશ્ય થઇ જાય છે. એક વખત ચોમાસું હતું. રૂપેણુ બે ય કાંઠામાં આવી હતી, ખેતર છલકયાં હતાં, નદીનાળાં તૂટયાં હતાં, અને બારે મેઘ ખાંગા થઇને આજ ને આજ આકાશ પૃથિવી એક કરવાનું જોસ બતાવી રહ્યા હતા, તે વખતે એક ગરાસિયો પોતાની ઘોડી પર સવાર થઇને ત્યાંથી નીકળ્યો.

પોતાની ઘોડી તેણે રૂપેણુમાં નાખી. ઘોડી બહુ પાણીદાર ને જાતવંત હતી. પણ પાણીનો વેગ ઘણો જ હતો અને થોડીવારમાં સવાર તથા ઘોડી, પાણીમાં ગોથાં લેતાં ઘુમરી ખાતાં ધરામાં જઇને પડ્યાં.

ગરાસિયાની બધી મહેનત નકામી ગઈ અને થોડીવારમાં જ એ સાહસ ને શૌર્ય અચેતન થઇ ગયાં.

રૂપેણુમાં થઇને જતો એ માર્ગ, આડે દિવસે, બહુ રળિયામણો, ને સુંદરવનરાજિથી ભરપૂર છે. તેમ જ ગાડાં

વિસામો લે એવી એક વડલાની ઘટા પણ ત્યાં જામી ગઈ છે. એ સુંદર વડલાનીચે કૈંક મુસાફરોએ આરામ લીધો હશે: અને કૈંક થાકેલાં પશુઓ આનંદ પામ્યાં હશે. રૂપેણ નદી, આવો સુંદર વડલો, રૂપાળી ચોખ્ખી જમીન, નાનું પણ સારૂં ને રળિયામણું, ભયંકર ન લાગે તેવું વન, એ બધાંને લીધે પોચામાં પોચો વાણિયો પણ ત્યાં આરામ કરવા લલચાય એવી એ જગ્યા બની રહી છે.

પણ આ ગરાસિયાના મૃત્યુ પછી એ સુંદર માર્ગ ઉજ્જડ પડતો ગયો. ઘણી મુશ્કેલીઓ વેઠીને પણ લોકો લાંબો માર્ગ લેવા લાગ્યા અને એ સુંદર માર્ગ ઉજ્જડ થવા લાગ્યો.

ચારે તરફના ગામડામાં વાત ચાલતી હતી કે એ માર્ગે થઇને કોઇ મુસાફર સહીસલામત જઇ શકતો નથી એટલે રળિયામણો માર્ગ છોડીને લોકો વેરાન માર્ગે જવા લાગ્યા અને છોડી દીધેલો માર્ગ ધીમે ધીમે ભયંકર બનવા લાગ્યો.

એક વખત ખરે બપોરે ધૂમ તડકામાં એક ચારણ પાસેના ગામડામાં થઇને આ રસ્તે આવવા નીકળ્યો. ગામ સોંસરવો નીકળ્યો ને માર્ગ પૂછવા લાગ્યો, ત્યારે કેટલાકે વગર માગી સલાહ આપી કે, ભાઇ, એ રસ્તે જવા જેવું નથી: એ રસ્તે જનારનું માથું ધડ ઉપર રહેતું નથી.

'કેમ એવું શું છે?'

'પાંચ વરસ પહેલાંની વાત છે, પણ એક ગરાસિયો અવગતે ગયો છે ત્યારથી એ રસ્તો ઉજ્જડ બન્યો છે. ગરાસિયો ચોમાસામાં નદી ઉતરતાં તણાયો ને આશા ભર્યો

ગયો. એને જાવું હતું નદી ઉતરીને સામે પાર, પોતાના સાસરાના ગામમાં ઠકરાણુંને તેડવા, પણ અધવચાળે રહી ગયો. ત્યાર પછી એ માર્ગે જાનાર કોઇ બચ્યો નથી.'

'જોઇ લેશુ' કહીને ચારણે તો ઘોડી મારી મૂકી. ગામડાના લોકો મૃત્યુના મુખમાં દોડતા મૂર્ખ ઉપર હસીને છૂટા પડી ગયા. ચારણે એ પંથ લીધો.

*

બપોર જરાક નમતા હતા. પશુ પંખી તડકાથી ત્રાસીને ઘડીવાર આરામ લેવા છાયા તરફ વળી ગયાં હતાં. આખી સીમમાં એક જાતની નિઃશબ્દતા વ્યાપી ગઈ હતી, તે વખતે પેલો ચારણ, રૂપાનો રસ વહેતો હોય તેવો રૂપેણનો ધોળો સુંદર પટ નિહાળીને લાખલાખ ઉર્મિઓથી ઘેલો ઘેલો થઇ ગયોઃ એ....ય....ને આ તરફ વડલો ઝુકી રહ્યો છેઃ બીજી તરફ ખાખરાનાં વન ઉભાં છેઃ ઘાટી છાયામાં, પારેવાં, તેતર, ને મોરલા કેવી કેવી ગોઠડી માંડી રહ્યાં છેઃ ચારણ તો આ સ્થળ ને આવી રૂપાળી રચના જોઇને, 'ભલે રૂપેણ! ભલે રૂપેણ!' બોલતો આગળ વધવા લાગ્યો. વડલાની છેક પાસે પહોંચ્યો ત્યારે ત્યાં એણે જે રચના જોઈ, એ જોઇને તો આડો આંક વળી ગયો.

વડલાની નીચે, કોઈ પચીસપચાસ, દેવાંશી રજપુતોની સભા ભરાઇ હતી. રૂડી જાજમ ઉપર, બરાબર એક હાથ દળની ગાદીઓ પથરાઇ ગઇ હતી. ધોળા બાસ્તા જેવા ઓછાડ પથરાયા હતા, અને વચ્ચો વચ્ચ રેશમી ગાલીચા ઉપર એક જુવાન રજપુત બેસીને ડાયરામાં વાત કરી રહ્યો હતો. વડલાની પાસે કચ્છી ને કાઠિયાવાડી જાતવંત ઘોડાં

ઉભાં રહી ગયાં હતાં, ડાયરામાં રૂપેરી હુક્કો ફરી રહ્યો હતો, એક તરફ કસુંબો ઘૂંટાઇ રહ્યો હતો, બીજી તરફ મીઠાઇના થાળ ભર્યા હતા, બાર ગામનો ગરાસિયો ઘડીભર મુસાફરીમાં આરામ લેવા ઉતર્યો હોય તેવો સમૃદ્ધિભરેલા, પણ જૂનવટ ને શૌર્યની રેખાએ રેખા સાચવતો, આ દેખાવ જોઇને, ચારણ પણ ઘોડી ઉપરથી ઉતરી પડયો ને ડાયરા તરફ ચાલ્યો.

એને આવતો નિહાળીને જુવાન રજપૂત જરા મલકયો. તેણે ડાયરા તરફ અર્થવાહી દૃષ્ટિએ જોયું, ને ચારણને આવકાર દેનારા પચીસપચાસ સાદ એક સાથે થઈ રહ્યા. 'આવો, આવો, બાપ આવો, ટાણાસર છો. કયાંથી આવો છો ?'

ચારણ બેઠો. પણ આખી સભામાં કોઈના મોં પર માનુષી તેજ લાગ્યું નહિ. તે જવાબ દેતાં ખંચાયો; પણ વડલાની નીચે હણહણાટ કરતાં જાતવંત ઘોડાં જોઇને, ઠંડે પેટે સામે બેઠો. ડાયરામાં ફરતો રૂપેરી હુક્કો આવ્યો તેની બેચાર ફૂંક લીધી, ખાસી આડી હથેળી ભરીને કસુંબો પણ લીધો. સ્વપ્નસૃષ્ટિમાં ચડયો હોય તેમ ચારણ જાતજાતની વાતો કરવા લાગ્યો.

'દેવી પુતર છો કે ?' પેલા જુવાન રજપુતે અચાનક વચ્ચે પૂછયું, 'એક સવાલનો જવાબ દેજો.'

ચારણ તેની સામે જોઈ રહ્યો.

'એવું છે કે ઇશ્વરે આટલા આટલા દિ ને આટલી આટલી ઋતુ ઘડી છે પણ એક રતની મીઠાશ બીજી રતમાં

મળે નહિ. પણ બધી રતુમાં—સારામાં સારી ને મીઠામાં મીઠી કઈ?'

ચારણ જાણે વાત કળી ગયો હોય તેમ ગોઠણભેર થઇ ગયો.

'દરબાર! રતુ બધી સારી, પણ દીનાનાથે, જોબનવંતાં નરનારી માટે શિયાળો ઘડીને હાથ ધોઇ નાખ્યા છેઃ શિયાળો, બાપ! કાંઇ શિયાળો થાવો છે? એ...ને રૂડાં ભાતભાતનાં પકવાન ખવાય, મીઠા તાપે દેહ તપી તપીને રસરસ થઇ જાય, અને પોંખ ને ઓળા ને જાદરીયાં ને મીઠાં ગોરસ ને ગોરી નાર ને બાપ! શિયાળો ઇ શિયાળો. શિયાળો કાંઇ થાવો છે? શંકર પારવતીનો જોગ છોડાવવા દીનાનાથે શિયાળો ઘડયો છે.'

રજપુત ચમકતી આંખે ચારણ તરફ જોઇ રહ્યો.

'પણ માણસ માત્રને જીવન દેનાર વરખા રતુ કાંઇ થાય?' તેણે ફરીને ચારણને પૂછયું. ચારણે માથું ધુણાવ્યું: 'ના, બાપ, ના. જ્યાંત્યાં ડોળાં પાણી હાલે, ને કાદવ થાય, ને વીજળી ચમકે, ઢોર ખેંચાય, માણસ તણાય...'

રજપુત વધારે ટટ્ટાર થયો. તેની ચમકતી આંખમાં ઉંડી વેદના ને નિરાશા દેખાવા લાગ્યાં. ચારણ જોયું ન જોયું કરીને આગળ વધ્યો:

'એવી ચોમાસાની રત તો બાપ, કણબી માટે હોય. એમાં કાંઇ પિયુ ને કામની મલકાતે મોંએ રસની વાતો માંડે? બાપ, રતમાં રત શિયાળો. તે પછી લ્યો તો આવે ઉનાળો, ને ચોમાસું તો કાંઇ રત કહેવાય? ઈ તો, કરત, કરત.'

'ભારે કરી, ચારણુ બહુ કરી, દેવીપુતર ખરો' કહીને રજપુત બેઠો થયો. તે ઉઠીને ચારણુની પાસે આવ્યો, ને તેનો હાથ ઝાલીને તેને ઉભો કર્યો.

'દેવી પુતર ! હું ગરાશ્યો છું' રજપુત બોલવા લાગ્યો. ચારણે વિહ્‌વળતાથી આસ પાસ જોયું. ત્યાં ડાયરો ગેબ થયેલો લાગ્યો. ઘોડાનો હણુહણાટ એકદમ બંધ પડતો લાગ્યો. માત્ર પોતે ને ગરાસિયો બે જ જણા વડ નીચે ઉભા હતા !

'અને, ભડકતો નહિ હો—'

ચારણુ હસ્યો : 'હું ભડકું? બોલ બોલ, રજપુત, તારે કહેવું હોય ઈ કહી દે'

જુવાન રજપુતના મોં ઉપર આશાનાં કિરણુ ફૂટતાં લાગ્યાં. તેણે વધારે પ્રેમથી ચારણુનો હાથ દાબ્યો :

'પાંચ વરસ ઉપર ભર ચોમાસે રજપુતાણીને મળવા હું નીકળ્યો. રૂપેણુ બે ય કાંઠામાં આવી હતી, અને પેલો ધૂનો—'તેણે વેદનાથી હાથ ઉંચો કરીને ધૂના તરફ અ યંત દુઃખભરી દષ્ટિ કરી.

'ધૂનામાં હું ડૂબ્યો અને રજપુતાણીને મળવાની આશા અંતરમાં રહી ગઇ !'

નિરાશાના ડુંગરા દાબવા યત્ન કરતો હોય તેમ રજપુત ઘડીભર શાંત થઈ ગયો.

'અને દેવીપુતર ! બે માણુસના વજોગ જેવી વસમી વાત કઇ છે?'

'હા બાપ, હા. તું તારે તારી વાત પૂરી કરી જા.'

'સાત સાત જનમારાનાં ચકર મારા ઉપર તોળાઇ રહ્યાં છે. તું મારૂં એક કામ કરે તો આ અવગતિયો દેહ ગતે જાય. તને ખબર છે, કે દેહ વિનાની એકલી વાસના આગના ભડકાની પેઠે, ન બળી શકે એવા આત્માને પણ ભરખી જાય છે?'

'હા.'

'ત્યારે તું રૂપેણ ઉતરીને આથમણી કોર હાલ્યો જા. પાંચ ગાઉ ઉપર, દાંતાસર ગામ છે. ત્યાં નરી કંકુમાંથી ઘડી હોય એવી મારી રજપુતાણી રહે છે. જો રજપુતાણી મને એક વખત આવીને આંહી દર્શન દઇ જાય, તો મારો જીવ હેઠે બેસે. તારા વિના આ કામ બીજું કોણ કરશે?' આજીજીભર્યો રજપુતનો દુઃખી સ્વર બંધ થયો કે તરત જ ચારણે જવાબ વાળ્યો: 'રજપુત! મારો કોલ છે કે જો સાચો દેવીપુતર હોઉં તો રજપુતાણીને એક વખત આંહી લાવું. પણ તું જો અણિશુદ્ધ ગરાસ્યો હો તો વેણ દે કે આ રાજમારગ જેવા, મુસાફરીના મારગ ઉપર પછી કોઈ દિ ઉભા ન રહેવું'

'કોલ છે, જા કોલ છે, કે પછી આ મારગ છોડી દેવો. અને ચારણ! હું ચોમાસામાં મર્યો છું એટલે મને ચોમાસું ખારૂં લાગે છે. મુસાફરને કઇ રત સારી એમ જ હું પૂછું છું. હેમતથી કે ભેથી, માણસ બીજે ત્રીજે દિવસે મરી જાય છે. મુસાફરો આ રીતે મરે છે, એમાં મારો વાંક નથી ચારણ!'

'બહુ સારું, બાપ! ત્યારે આજથી આઠમે દિવસે રજપુતાણી આંહી આવશે.'

ચારણે ડોકું ધૂણાવ્યું ને ઘોડાની રેનને પકડવા પાછળ નજર કરી. તેણે ફરી વાર જોયું ત્યારે માત્ર વડલાનાં પાન ખખડતાં હતાં, તીવ્ર વેદના ભોગવતા તે એકલો જ ઉભો રહીને પાન ખખડાવી રહ્યો હતો.

*

રજપુતે કહેલો માર્ગ પકડીને ચારણ દાંતાસર આવ્યો. ચારણ તો જુદ્ધરમણે ચડેલા રજપુતનો આનંદ છે: અને રાજદરબારે, જ્યારે મોંઘો રાણીવાસ સૌના ઉપર કાંઇ ને કાંઇ આળપંપાળ ચડાવી જાય, ત્યારે એકલો રાજકવિ જ એમાં નિર્દોષ મનાય છે. ચારણ રજપુતના સસરાને ત્યાં ઉતર્યો અને રજપુતાણીને એકલો મળ્યો.

'ગરાસણી! જોજે બાપ! પાછું ડગલું ભરતી, એક કામ સાટુ સંભારી છે.'

કાઠિયાણી બોલવે જરાક જાડી લાગે છે, પણ ગરાસણી તો એના શરીર જેવી બોલવે મીઠી હોય છે: સોનરેખ દાંત દેખાતા હોય, અને ઘાટીલાં નાનાં ઠોળિયાં કાનમાં લટકતાં હોય, એવી ગરાસણી જ્યારે બોલે છે, ત્યારે જાણે બોલમાં મીઠપનો પાર નથી એમ લાગે. ગરાસણીએ જવાબ વાળ્યો: 'બોલો, મારા જેવું શું કામ પડયું?'

'બાપ! જીવતાં નેહ તો માનવી માતર રાખે છે, પણ આ તો મર્યા પછીના નેહની વાત છે.'

ગરાસણી ચમકી. ચારણ બોલે તે સાંભળવા વધારે આતુર બની.

'દરબાર ગામતરે ગયાં કેટલાં વરસ થયાં?'

'પાંચ વરસ.'

'ભણે બાપ! સાચું બોલજે તો પછી તને દરબાર સપને ય ચડેલા ખરા કે?'

'ના. ક્યારે ય નહિ. જાણે ગયા પછી પ્રીતિ ભૂલી જ ગયા છે.'

'ના બાપ, ના. સાચો અણિશુદ્ધ ગરાશ્યો કાંઈ સતીને ભૂલે? શંકર પારવતીના જોગમાં કાંઇ મણા હોય? ભૂલ્યો નથી, હજી ગરાશ્યો તને ભૂલ્યો નથી. અને સાંભળજે બાપ, ભડકતી નહિ હો, સાચી ગરાસણી છો કે?'

રજપુતાણી ટટ્ટાર થઇ: ચારણ ધ્રૂજે એટલી દૃઢતાથી બોલી: 'આજ પરીક્ષા કરવી છે?... શું ગરાસ્યાએ ભૂત થઇને મારી ખબર કઢાવી છે નાં?'

ચારણ હેબતાઈ ગયો: 'ર જ પુ તા ણી! ગજબ કરી, તને ખબર ક્યાંથી?'

'ખબર ક્યાંથી? રણસંગ્રામમાં મરે નહિ, એ રજપુત માત્ર ભૂત. અને એવા ભૂતને વાસનાસહિત જડમૂળથી ઉખેડી નાખવા માટે જ, હું ગરાસણી છતાં સતી નથી થઇ. બોલ, ચારણ હવે કાંઇ કહેવું છે?'

'ગરાશ્યો તને મળવા આવતાં રૂપેણમાં ડૂબ્યો છે, એ નેહ કાંઈ જેવો તેવો કહેવાય?'

'ના, ના, નેહ કાંઇ જેવો તેવો કહેવાય?' ગરાસણી કરડાકીથી બોલી, 'અને એટલે જ રૂપાળો સોને મઢયો હોય એવો રાજમારગ ગરાશ્યો ઉજ્જડ કરી રહ્યો છે સાચું કે?'

'સાચું! બાપ! સાચું. પણ મરેલ હારે કાંઇ વેર હોય? ભૂતની હારે કાંઇ ભડ થવાય? ઇ તો એવાની વાસના હોય એને કટકું બટકું નાખો, એટલે જાય ભાગ્યાં. લે સાંભળ

બાપ, ગરાસ્યાની વાસના છે તને જોવાની, મને બે દિ પહેલાં વડ હેઠળ મળ્યો'તો. ધોળે દિએ કેસરીસિંહ જેવો, કચેરી ભરીને બેઠો'તો. અને જુઓ તો દેવાંશી રજપુતોનો ડાયરો જામી ગ્યેલો. જાણે મરત લોકમાં ફરીવાર અવતર્યા હોય. મારી પાસેથી વેણુ લીધું કે, ગરાસણીને એકવાર દેખાડ. મેં બાપ! વેણુ આપ્યું છે અને તારે વેણુ પાળ્યે છૂટકો છે. અને પછી ગરાસ્યો ઈ મારગે કોઇ દિ દેખા નહિ દીએ એવું વેણુ લીધું છે'

'વેણુ પાળીશ, એકવાર નહિ હજારવાર. પણ હું તો ગરાસણી છું. એણે વટેમાર્ગુને માર્યા છે ને માર્યા પછી જાણે, કાળો કેર વરતાવ્યો છે. રૂપેણનો ઘેઘુર વડલો ઉજ્જડ કરી મૂક્યો છે, અને સોનાની રેખ જેવો રાજમારગ કાળો ધબ કરી દીધો છે. એવો ગરાશ્યો મારો ધણી હોય તો ધણીને ય સોંસરવો વાઢી નાખું. આવીશ, મળવા આવીશ, પણ ચારણુ! એને કહી આવજે કે રજપુતાણી આવે છે ને ખાંડાની ધારે ફરી વાર લગન કરવાના એને કોડ જાગ્યા છે!'

'ર જ પુ તા ણી,—બાપ! આ તો અવગતિયો દેહ. એની હારે કાંઇ ખાંડાની ધારે ધીંગાણું થાશે? ઇ તે કાંઇ મનખાદેહ છે કે કબજ રીયે? ઉડી જાશે, જાણે વંટોળિયો હાલ્યો ગયો.'... કેતકીના સોટાની જેમ રજપુતાણી સીધી ટટ્ટાર થઇ ગઇ. એની પાતળી દેહલતા નાગણની જેમ, જાણે ફુંફાડા દેતી ઉભી થઇ ગઇ: મરદના પણ હાડેહાડ ધ્રૂજે એટલી કડકાઇથી તે ચારણ સામે જોઇ રહી: 'દેવીપુતર છો! રજપુતાણી હારે વાત કરવી છે કે વાણિયણ હારે?'

અને ઝડપ દેતીક ને એક ફલાંગે તેણે ખીંટી ઉપરથી કાળી નાગણ જેવી તલવાર લીધી. એને નાગી કરીને મ્યાન ફેંકી દીધું. 'ચાલો! દેવીપુતર! મોઢા આગળ થાઓ. આજ એ મારગને નરભે કરી મૂકવો છે.'

બોલ્યા ચાલ્યા વિના ચારણ આગળ ચાલ્યો. અને પાછળ મહિપાસુરને હણવા ચડેલી જાણે રણચંડી હોય તેવી રજપુતાણી ચાલી.

બપોરની બાર વાગ્યાની તક સાધીને જ રજપુતાણી અને ચારણ વડલા હેઠે આવી પહોંચ્યાં. વડલાનાં પાન એવી ભયંકરતાથી ખખડી રહ્યાં હતાં કે કાચું પોચું હૃદય તો ત્યાં જ ગેબ થઇ જાય. આખી સીમમાં બીજું કોઈ દેખાતું નહોતું: વડલા નીચે કોઇ પણ મુસાફર નહોતો: અને આવી ભયાનક એકલતામાં ચારણ ને રજપુતાણી બે જ જણાં ઉભાં રહ્યાં.

'ક્યાં છે રજપુત!' રજપુતાણી બોલી, અને એના અવાજથી જાણે ધ્રુજતો હોય તેમ વડલો વધારે ખખડ્યો. 'આંહી તો કોઇ નથી!'

'હવે ઘડી બેઘડીમાં તમને આવ્યા દેખાડું'

થોડીવાર સુધી બન્નેના મૌનથી જગ્યા વધારે ભયંકર થતી લાગી.

અચાનક એક ઘોડેસવાર દેખાયો. રજપુત પોતાની પાણીપંથી ઘોડી લઇને જાણે ચાલ્યો આવે છે. નજર તો રૂપેણુની સામે ને સામે મંડાઇ રહી છે.

ચારણે વિહ્‌વળતાથી રજપુતાણી સામે જોયું. રજપુતાણીના ચહેરા પર ભયનું નામનિશાન ન હતું, તેણે પોતાની તલવાર વધારે જોસથી પકડી, અને ચારણને

પડકાર્યો: 'જોજે મરદ થાજે હો!' થોડીવારમાં ઘોડેસવાર છેક પાસે આવ્યો. અઠાવીસ ઓગણત્રીસ વર્ષનો ભર જુવાનીમાં આવેલો રૂપાળો રજપુત દેખાયો.

'બસ એ જ. આવવા દે.'

'જોજે હો, જોગમાયા! ઘા ન કરતી.'

રજપુત તદ્દન નજીક આવ્યો. તેનું રૂપાળું મોં દેખાયું. તે રજપુતાણીની સામે જોઇ રહ્યો. રજપુતાણી તેની સામે જોઇ રહી.

'ઓળખાણ પડે છે કે?'

'હા, હા,' રજપુતાણીએ જવાબ વાળ્યો, ઓળખાણ કેમ ન પડે? જેણે બાયડીને મળવા નિર્દોષ વટેમાર્ગુ માર્યાં, રાજમારગ અભડાવ્યો, ને ભીખારીની પેઠે ચારણને જાચ્યો અને...'

'હં હં બાપ!' ચારણે રજપુતાણીને વારી. રજપુત ખસિયાણો પડી ગયો. તેના હાથમાંથી ઘોડાની રેન સરી જતી લાગી. તેણે અત્યંત દુઃખભરી દૃષ્ટિથી રજપુતાણી સામે જોયું: 'રજપુતાણી!'

'મારા ગામનાં મારાં આશ્રિત માણસોને માર્યાં એનું શું'

'મેં? મેં નથી માર્યાં રજપુતાણી!'

'ખરો અગ્નિશુદ્ધ ગરાસિયો હો, તો તૈયાર થઇ જા'

ગરાસિયાનો દેખાવ એકદમ ફરી ગયો. ચારણ ધ્રૂજતો હોય તેમ લાગ્યું પણ જેમ ભયંકર વીજળી ખરે તેમ ગરાસણીના હાથની તલવાર ચમકી ને જનોઇવઢ કાપી નાખવો હોય એવા જોસથી તેણે ગરાસિયા પર ઘા કર્યો.

'માર્યા બાપ! ભારે કરી' કહીને ચારણ વચ્ચે કૂદ્યો. પણ ગરાસિયો ત્યાં હતો નહિ, અને રજપુતાણી, તલવારનો

જોસભર્યો ઘા ખાલી જવાથી, ગોઠણભર નીચે નમી ગઈ હતી. તલવારના ઘાથી ઉડેલી થોડીક ધૂળ જ માત્ર દેખાણી.

'ભારે થઇ બાપ!'

'વાંધો નહિ, દેવીપુતર! તેં તારૂં વેણુ પાળ્યું છે.' હવામાંથી ખાલી શબ્દો જ સંભળાયા!

રજપુતાણીએ ઝડપથી પાછળ જોયું. ગરાસિયો, નદી તરફ ઘોડો હાંકીને જતો દેખાયો. તે તેની પાછળ ઉઘાડી તલવારે દોડી, અને એને વારતો ચારણ પાછળ પડયો.

રૂપેણનાં ચોખ્ખાં પાણી ચાલ્યાં જતાં હતાં. ગરાસિયો ઘોડા સહિત તેને કાંઠે પહોંચ્યો. રજપુતાણી પાછળ ચાલી.

'ગરશાયો હો તો ઉભો રે!' રજપુતાણીએ હાકલ મારી. એ સાંભળી ગરાસિયો સ્થિર થઈ ગયો.

રજપુતાણી છેક તેની પાસે પહોંચી. ફરી ત્યાં કોઇ મળે નહિ...પણ પાણીમાં રજપુતાણીનું વસ્ત્ર ખેંચાતું લાગ્યું. રજપુતાણીનો ઘાઘરો પલળ્યો હતો અને તેમાંથી પાણીની ધાર ચાલી રહી હતી. રજપુતાણીએ નીચે જોયું, ત્યાં જાણે પાણીમાં અત્યંત વેદનાભર્યું રજપુતનું મોં, બે તરસ્યા હાથનો ખોબો વાળીને આ પડતું પાણી ભારે વિહ્‌વળતાથી પી રહ્યું છે! ઘટ્ટક...ઘટ્ટક...ઘટ્ટક ઘૂંટડા લે છે.

રજપુતાણી જોઇ રહી. રજપુતે તેની સામે જોયું. પણ આહ! કેટલી વેદના–કેવું દુઃખ–કેવી નિરાશા–કેટલી તૃષ્ણા કે ન પૂછો વાત. રજપુતાણીથી અત્યંત માયાભર્યા અવાજે બોલાઇ જવાયું: 'રજપુત, આ શું?'

'બસ, હવે તૃપ્તિ–અતિ તૃપ્તિ થઇ ગઇ. હવે તલવાર ચલાવી લે રજપુતાણી! એ બીજા મૃત્યુની કાંઈ વળી ઓર મજા આવશે.'

રજપુતાણીના હાથમાંથી તલવાર ઢીલી પડી ગઇ. તેણે નીચે નમીને રજપુતનો હાથ પકડી લીધો.

રજપુતે એક વખત છોડાવ્યો. રજપુતાણીએ ફરી પકડયો; 'તું કયાં ડૂબ્યો છે? હવે તું કયાં જાય છે?'

રજપુતે રૂપેણમાં લાંબે નજર કરી: એક ઠેકાણે પાણી ઉંડું હતું ત્યાં તેની દૃષ્ટિ સ્થિર થઇ ગઇ.

'હવે તને નહિ જાવા દઉં!' રજપુતાણીએ તલવારને નદીના પાણીમાં દૂર ફેંકી દીધી ને રજપુતનો બીજો હાથ પણું પકડયો.

પણ રજપુતાણીના હાથમાં માત્ર પાણીના પરપોટા રહ્યા. રજપુતનું મોં નદીના તરંગ પર થોડે દૂર દેખાયું. રજપુતાણી આગળ વધી. હાથની નિશાનીથી રજપુતાણીને આગળ વધવા ઉત્તેજતો રજપુત વળી વધારે દૂર દેખાયો. રજપુતાણી આગળ વધી, પણ રજપુત હજી દૂર દેખાયો.

ચારણે કાંઠા પરથી બૂમ પાડી: 'ગરાસણી, પાછાં વળો, હવે પાણી ઉંડું છે. એ તો ઉડી ગયો. બાપ! પાછાં વળો!'

મોં મલકાવીને રજપુતાણી મીઠાશથી બોલી: 'જા જા, દેવીપુતર! હવે તું સુખેથી ઘેર જા. મારે તો આ દુઃખી ગરાશ્યાનું ઘર ફરી વસાવવું છે!'

# ચંપાનું ફુલ

## § ૧ સોનેરી રજ

'મારે પણ આવવું છે' એટલું કહીને દેવુ કોળણ નાનું સરખું પોટલું બગલમાં મારીને અમારા તૈયાર ગાડામાં ચડી બેઠી. એ વખતે હજી અમારે ત્યાં ટ્રેઇનની સગવડતા મળે નહિ એટલે રાત્રે નવ વાગે ગાડાં તૈયાર થઇને ઉભા રહેતાં અને સ્ટેશને જવા માટે ઉતારુઓ તેમાં બેસી જતા. નવ વાગે ચાલેલાં ગાડાં છેક સવારે સાડાછએ સ્ટેશને જાય એટલો લાંબો પંથ હતો.

પણ આજે અગિયારશ હતી. એટલે મેપાને મેં માંડમાંડ સમજાવીને ગાડું જોડાવ્યું હતું. કોઈ સારો સથવારો મળે તો સાથે સાથે ચાલ્યા જઇએ, એમ રાહ જોઇને મેપો ઉભો હતો. પણ આજે અગિયારશ હોવાથી બીજો કોઇ ગાડાવાળો મળ્યો નહિ. અને ઉતારુ પણ મળે નહિ. મળી એક માત્ર દેવુ કે જે મળે ન મળે બધું સરખું હતું. અમારા ગામમાં દેવુની ગણત્રી બહુ લાયક માણસમાં ન ગણાતી. અને એનો સંગાથ એ કુસંગાથ જ ગણાય. પણ હવે એ ગાડામાં ચડી બેઠી, મેપો પણ એને જોઈને 'લ્યો તમે આવ્યાં' કહીને કાંઇક ભરમ ભરેલું હસ્યો અને પછી અમારું એકલું ગાડું રાતનો અંધકાર કાપતું પંથે ચડયું.

રસ્તામાં થોડે સુધી તો દેવુએ વાતો કરી મેપાને સાવધાન રહેવા કહ્યું. મારગમાં વોંકળો આવે છે ત્યાં ચોરનો ભો છે એ વાત છેડી, અને પછી ગાડાવાળો, ઝોકાં લેતો લેતો, હોંકારો ભણવામાં ધીમો પડયો એટલે માથે ઓઢીને સૂઈ ગઈ.

હવે આખે રસ્તે ભયંકર અંધારું છવાઇ ગયું. તમરાના એક જ જાતના અવાજ સિવાય જંગલ નિઃશબ્દ બની ગયું. બળદની અનિયમિત ચાલને લીધે ઉતાવળે કે ધીમે વાગતી ટોકરી અને કયારેક બળદ બહુ ધીમા પડે ત્યારે ગાડાવાળો 'અરે! હો, હો' કહીને બળદને પરોણો ઘોંચી ડચકારે, તે ડચકારા સિવાય બીજો શબ્દ સંભળાતો બંધ થયો. અને ગાડું એક જ સ્વરે આગળ વધવા લાગ્યું.

બરાબર પેલો વોંકળો આવ્યો. જાગ્રત સ્વપ્નાવસ્થામાં હોય તેવો ગાડાવાળો જાણે અચાનક સ્ફુર્તિમાં આવતો લાગ્યો. અને માથે ઓઢીને પડેલી દેવુ પણ જરાક સળવળી. 'કાંઇ દગો તો નહિ હોય નાં?' એવી તીવ્ર શંકાથી મેં આડું અવળું જોયું પણ અંધકાર ને અંધારામાં ખખડતાં વડનાં પાન સિવાય જીવતી સૃષ્ટિની કાંઇ વધારે નિશાની દેખવામાં આવી નહિ.

*

'કેમ દેવુ, જાગે છે કે?' ગાડાવાળાએ અચાનક પૂછયું. પેલો ભયંકર વોંકળો પાસે આવતો હતો. ત્યાં એક મોટો વડ હતો અને ઘાડું જંગલ પણ ત્યાંથી શરુ થતું. એટલે ગાડાવાળાનો પ્રશ્ન સાંભળતાં મારાં હાજાં ગગડી ગયાં. 'કાંઈ દગો તો નહિ હોય?' કાંઈ નહિ કાંઈ નહિ તો પણ, બસેં ચારસેંની રકમ મારી પાસે હતી.

'હા હા, ઉંઘ ક્યાંથી આવે? ભૂખ્યે પેટે ઉંઘ આવે?'

'કેમ ભૂખી છે?'

'હા. આજે નિમી અગિયારશ છે ને?'

'હવે તારે ને અગિઆરશને શું લાગે વળગે? પણ દેવુ, આજે દરબાર કેમ નથી?'

દેવુ જાતની કોળણુ હતી પણ એક કાઠી દરબારની સારી પિછાન ધરાવતી. આ કાઠી દરબાર લૂંટફાટ માટે પ્રસિદ્ધ હતા. ગાડાવાળાએ દેવુ પાસે એને સંભાર્યા એટલે મારી શંકા વધારે સતેજ થઇ. દેવુ, ગાડાવાળો તથા દરબાર ત્રણે એક હશે અને આ વોંકળો આવ્યો એ વિચાર આવતાં હું વધારે સતેજ બની ચારે તરફ જોવા લાગ્યો. મારો ઉકળાટ પામી ગઈ હોય તેમ દેવુ હસી ને બોલી :

'શેઠ! પાસે કાંઇ જોખમ લાગે છે?'

હવે? આ તો પોતાના મોંએ જ એકરાર કરવો એવી વાત થઈ. મેં વાત ઉડાવી: 'ના ના, જોખમ તો આ જમાનામાં કોણુ પાસે રાખે પણ કહ્યું છે ને, ચેતતા નર–' એટલું બોલીને મેં હસીને વાતને અધૂરી જ ઉડાવી દીધી.

એટલામાં તો જાણે નવું ચેતન આવ્યું હોય તેમ ગાડું જોરથી ચાલવા લાગ્યું. આવા પ્રસંગની અનુભવી હોય તેમ દેવુ સફાળી બેઠી થઇ ગઇ.

'મેપા!' એ બે અક્ષર બોલવામાં ઘણો અર્થ સમાવ્યો હોય તેવી ઢબથી તે બોલી: 'મે...પા!' મેપો કાંઈ બોલ્યો નહિ પણ વધારે જોરથી ગાડું હાંકવા લાગ્યો.

વીજળીની જેટલી ઝડપથી દેવુ નીચે કૂદી પડી. શું થાય છે એ ન સમજાતાં હું પણ નીચે કૂદ્યો. દેવુએ

બળદનાં જોતર પકડી જોરથી ગાડાને ઉભું રાખી દીધું: અને સત્તાવાહી સ્વરે બોલી:

'એલા મારે નીમી અગિયારશ છે એ ખબર નથી? ગાડાવાળો થંભી ગયો, 'અરે પણ તમે?'

'હા, હા, અમે. તેં ને દરબારે આ વોંકળા પાસે વાણિયાને લૂંટવાની સંતલસ કરી છે એ મારી જાણ બહાર નથી.'

'અરર!'..મારાથી અરેરાટ થઈ ગયો.

'અરર શું? શેઠ! આ જ મારે નીમી અગિયારશ છે આ-જ તમને લૂંટાવા નહિ દઉં!'

'અરે, પણ કોણે સંતલસ કરી છે શું?'

'કોણે કરી છે? તેં અને દરબારે....સાચું કે? મેં આડે રહીને બધું સાંભળ્યું છે. દરબારને મેં આજ જાળવી જાવા કહ્યું હતું પણ એણે નો માન્યું.'

એટલામાં તો 'એલા કોણ છે એ?' એવો પ્રચંડ અવાજ આવ્યો.

'એ તો હું મે પો.'

'એલા ગાડું ઓરૂં-ઓરૂં લાવ. ઓરૂં લાવ. આંહી ઉતારાપાણી થાય એવું છે.'

મૂઢની માફક મેં મેપા તરફ ને દેવુ તરફ જોયા કર્યું. અંધકારમાં મોં પરના પુરા ભાવ જાણી શકાય તેમ ન હતું. પ્રતાપ ભરેલા કરડા અવાજે દેવુએ જવાબ વાળ્યો:

'દરબાર, આ જ હવે ઉતારાપાણી ઘેર જ કરો.'

'એલા કોણ છે એ? માથામાં બહુ રાય આવી લાગે છે?'

એટલામાં મેપાએ 'એ તો દે..વુ છે' એવો જવાબ આપ્યો અને જાણે એ શબ્દના જાદુથી તોફાન શમી જતાં હોય તેમ સામેનો આદમી શાંત થઇ ગયો.

• ‘ઓય માળી, એ વળી આ ગાડામાં કયાંથી નીકળી પડી?’

‘મે તમને નો’તું કહ્યું દરબાર? આજ મારે નીમી અગિયારશ છે. આજનો દિ મારા જાણતાં પાપ કરો માં.’

એક પણ શબ્દ બોલ્યા વિના દેવુનો પ્રતાપ સ્વીકારતો હોય તેમ પેલો આદમી પોતાની લાકડી ખભે મૂકીને અદશ્ય થતો લાગ્યો.

પવન પાસે વાદળ વિખરાઈ જાય તેમ એક ઘડીમાં સામેનો માર્ગ ચોખ્ખો બની ગયો. ને ગાડામાં બેસીને દેવુએ મેપાને કહ્યું, ‘લે મેપા! હવે ગાડું લઈ લે.’

*

એક ઘડીમાં પાછું જંગલ હતું તેવું જ થઈ ગયું. મેપો ગાડું હાંકવા લાગ્યો, દેવુ માથે ઓઢીને સૂતી સૂતી ગાવા લાગી. ઘડી પહેલાના પ્રતાપી ને સત્તાવાહી સ્વરોને બદલે રમત ભરેલો રાસડો ગાવા લાગી:

‘મા! મારો ફુલ ફટાકનો ઘાઘરો,
‘ફરતી દાળોયાની કોર, રાસડે રમત ચડીરે લોલ!’

‘મે..પા’! વચ્ચે વચ્ચે મેપાને બોલાવતી હતી. પણ શરમથી કે પછી જેના બળથી યુક્તિ નિષ્ફળ ગઇ તેની સાથે ધુંવાંફુંવાં થવાથી, મેપો સ્પષ્ટ ઉત્તર આપ્યા વિના ‘અરે! હો હો!’ કરીને હોંકારા કરીને જવાબ આપવામાંથી બચી જવા લાગ્યો. પણ રમતિયાળ કોળણ તો આગળ ગાયા કરતી હતી:

‘મા! મારો સસરો તે આણે આવીયા,
‘મા! મારા આણલાં પાછાં વળાવ,
રાસડે રમત ચડીરે લોલ!’

## § ૨ આશાનું બિંદુ

દુઃખીમાં દુઃખી કુટુંબ તરીકે અમે પ્રીતમલાલનું કુટુંબ માનતા. પ્રીતમનો સ્વભાવ એવો ઉદાસી જેવો, એની મા એટલી બધી અરસિક, વહુ એટલી બધી કામઢી અને છોકરો એવો બધો ખાઉધરો કે, એ ચાર જણાનો સંસાર કાંઇને કાંઈ વિટંબણાથી ભરેલો હોય જ. 'કેમ પ્રીતમલાલ આજે?' એ સવાલ, અમારા મંડળમાં સાંજે પ્રીતમલાલ અમારી સાથે ફરવા આવે, ત્યારે પહેલવહેલાં જ પૂછવાનો શિરસ્તો પડી ગયો હતો અને પ્રીતમલાલ જવાબ દેતા, 'શું યાર! આજે તો બે શાક કરવાનાં હતાં એમાં જે માજી આડે પડ્યાં કે એકે ય શાક ન થયું ને પાણી જેવી દાળથી જ ચલાવી લીધું!' હા, એક વાત નોંધવી જોઈએ. પ્રીતમભાઇનો પ્રિયવિનોદ જ ભોજન.

પ્રીતમલાલ એવા ઉદાસી ને ઉગ્ર સ્વભાવના હતા કે ઘરમાં સૌ એમનાથી ડરતા પણ કોઇ એમને ચાહતું નહિ. પ્રીતમ ઘરમાં હોય ત્યાં સુધી છોકરો આડો અવળો રમ્યા કરે. પ્રીતમની વહુ બહુ ઉદ્યોગી હતી. રાતના ચારે ઉઠે અને રાતના બાર સુધી કામ ખેંચે. પાડોશમાં જઇને કામ કરી લાવે: કોઈના પાપડ વણે, કોઇને શેવ કરી આપે, કોઇના છોકરાંને ઝભલું શીવી આપે, કોઇ કણબીને 'કોથળી'

મંગાવી દે, કોઇને કાગળ લખી આપે એમ એની અનેક દેશી પ્રવૃત્તિ મચી જ રહી હોય. પ્રીતમ તો રૂપરડીવીસનું કારકુનું કૂટતો—અને એમાં પાછો ખમીસ કોટ બૂટમાં અક્કડ રહેતો. એટલે એની વહુ જે આવી આવી પ્રવૃત્તિ કર્યા કરતી, તેમાં ક્યાંયથી દાણા, ક્યાંયથી તલ, કોઇ ઠેકાણેથી શાક, એવું એવું પેદા કરીને પરચુરણ ખર્ચ કાઢી નાંખતી. પાડોશમાં એને સૌ ચાહતા. એ સૌને ચાહતી.

એની પાડોશમાં બધાં જ સાધારણ માણસ હતાં. ખેડૂતનું એક બહોળું કુટુંબ, કોળીનું કુટુંબ, એકલો વૃદ્ધ વાણિયો, બે ભૈયા—બન્ને ચેવડો કરીને વેચતા, ખેડધારી લુહાણાનું કુટુંબ એવા સાદા સારાં ને ઉપયોગમાં આવે તેવાં જ સૌ હતાં. પણ પ્રીતમ પાંચવાગે ઑફીસેથી પાછો ફરે ને ત્યાં ફળીમાં કોળીની વહુ એનાં એક બે ને ત્રણ છોકરાં લઇને ઉભી હોય એટલે એનો પિત્તો જાયઃ 'સા. . .ળાં . . .વાઘરાં! આપણે હજાર કામ હોય, ઑફીસનાં કામ હોય, કાગળ લખવા હોય, કોઇ મળવા આવે ને આવાં આવાં ફળીમાં રખડ્યા કરે એ શું? તારે એવું શું વાતો કર્યા વિના નથી ચાલતું?' આવી રીતે વહુને ધમકાવી કાઢે.

એની વહુ જવાબ આપતીઃ 'એ તો અમસ્તી જ બિચારી આવી હતી. છો ને આવે આપણું શું જાય? પ. . .ણ જુઓ, આ શાકની મોસમ આવી એટલે હમેશાં બશેર શાક એના વાડામાંથી મળશે. અધમણની શેવ મેં વણાવી'તી તો'

પ્રીતમ વધારે ઉગ્ર બનેઃ 'હવે દીઠું બશેર શાક. આપણે બજારમાંથી લાવશું. પણ એટલા માટે એવા

સાથે સંબંધ રાખવો આપણને અમલદાર માણસને પોસાય નહિ. સમજી કે ?'

એની વહુ કાંઈ જવાબ વાળતી નહિ. પણ મનમાં સમજતી કે બશેર શાકના ત્રણ ચાર આના બેસશે. અને વીસરૂપિયામાં પછી દાણાના પણ વાંધા પડશે. પણ એ કાંઈ બોલતી નહિ. માત્ર અંતરથી પ્રીતમને 'મૂર્ખ' માનતી. અને પ્રીતમ ન હોય ત્યારે આડું અવળું કામ કરીને ઘર ચલાવ્યે રાખતી.

પ્રીતમના લાંબો મંદવાડે તેને વધારે ચીડિયો બનાવી દીધો હતો. ઘરમાં ગેરવ્યવસ્થા જામી હતી. અને એ તો પ્રીતમની વહુના આગલા પાછલા સંબંધ એટલે કોઈ વસ્તુની ખામી જણાયા વિના ઘર ચાલ્યા કર્યું, બાકી દરમહિનાની પહેલી તારીખે પગાર લઇને પાછા વીસમી તારીખથી પગારની રાહ જોનારા બીજા કોઈ કારકુનના ઘરમાં તો ઘરેણાં વેચવાનો કે ઠામણાં મૂકવાનો સમય આવ્યો હોત. પણ આ ડાહી બાઈ ઘરનો ભાર વહ્યા કરતી, અને તેથી ઘરની ગરીબી ઢંકાઈ ગઇ હતી.

પણ એમાંથી પ્રીતમને જાણે નવી સમૃદ્ધિ મળી હોય કે સુખની સ્વપ્નાવસ્થા પ્રાપ્ત થઈ હોય તેવું લાગ્યું.

એણે માંદગી મટયા પછી પણ માંદગીના બહાના નીચે ઑફીસે જવાનું મુલતવી રાખવા માંડયું. બસ, સવારમાં સાતે એક તૂટેલ ખુરશી ને ભાંગેલ ટેબલ લઇને ફળીમાં બેસે, ચા કોફી આવે તે ધીમે ધીમે સ્વાદથી પીએ, પાન મોંમાં નાંખે અને પછી લોટવા માંડે. પછી જમે. બપોરે જરા આરામ કરે. રોંઢે પાછા ચા પાણી લેવાના અને સાંજે

ફરવાનું. ઘરના ખર્ચ વિષે પોતે જાણતા છતાં જાણે જવાબદારી સમજતો ન હોય તેમ કાંઈ બોલે જ નહિ. કોઈ એ વાત કાઢતું નથી માટે ગમે તેમ ખર્ચ નભે છે એમ તેણે માની લીધું અને આ સ્વપ્ન મિથ્યા થવાના ભયથી તેણે તે વિષે કોઇને પૂછ્યું પણ નહિ. પ્રીતમને આવી આરામમય જીંદગી ધીમે ધીમે સદવા લાગી.

પ્રીતમના આ આરામથી ઘરમાં શાંતિ જન્મી. તેનો ઉગ્ર સ્વભાવ જે ગેરવ્યવસ્થા કરાવતો તે ચાલી ગઇ. ને આખું ઘર એની વહુની શીળી છાયા અનુભવવા માંડ્યું.'

પ્રીતમની વહુએ જાણે આવું બને તો પણ પહોંચી વળવાની અગાઉથી તૈયારી કરી રાખી હોય તેમ લાગ્યું. ચોમાસું માથે આવ્યું હતું ને પ્રીતમે ચાર માસની રજા લીધી હતી. પ્રીતમની વહુએ આ સ્થિતિને પહોંચી વળવાની પણ તૈયારી બતાવી. તેણે કાંધાથી રૂપિયા આપવાની શરતે એક ભેંશ લીધી. જાણે નવુંજીવન આવ્યું હોય તેમ ઘર ફરવા માંડ્યું. ધીમે ધીમે આ જીવનનો રંગ પ્રીતમને ચડ્યો. તેને હવે કારકુનનું જીવન કેદ જેવું લાગવા માંડ્યું!

પણ ચાર માસ જોત જોતામાં ચાલ્યા ગયા.

સવારે સાડાદસે છત્રી ખંખેરી પ્રીતમ એક દિવસ પાછો ઉગ્ર સ્વભાવનો કારકુન થવા માટે તૈયાર થયો. તેણે છત્રી હાથમાં લીધી, પગથિયા નીચે પગ મૂક્યો, ત્યાં એની વહુ બોલી: 'તમને કેટલું રોજ મળે છે?'

'બાર આના!'

'ઠીક. ત્યારે આ ભેંશને ગોંદરે મૂકી આવો. સાંજે લઇ આવજો. અને બે ચાર પાડોશીના કાગળ લખજો. અને

જરાક ઘીના ભાવની ખબર કાઢી આપો. બાર આના તમને હું આપીશ!'

'તું?'

'હા, હા, હું. તમને છ મહિના ઘેર બેઠા મેં જ ખવરાવ્યું ને? એ અનાજ કયાંથી આવ્યું?'....

'કયાંથી શું? ઘરેણું મૂકયું હશે.'

'તમે સ્ત્રી જાતને ઓળખતા જ નથી. અમારા નાના નાના ઘરઉદ્યોગે તો આવાં કેક ઘરેણાં કરાવ્યાં છે-લ્યો હવે-'

સત્યની પહેલી દૃષ્ટિ મળી હોય તેમ પ્રીતમલાલ સ્થિર થઇ ગયો. તેણે પોતાની છત્રી બંધ કરી, કોટ કાઢી નાખ્યો અને ધીમેથી પગથિયા પર જ બેસી ગયો. એના મનમાં પહેલવહેલું જ સત્ય સ્ફુર્યું કે, સ્ત્રી—અને માત્ર સ્ત્રી જ—પુરુષને પરાધીન થતો બચાવી શકશે.

વીસ રૂપિયાનો અમલદાર પ્રીતમ પોતાનું રાજીનામું ઘડી રહ્યો હતો.

## § ૩ અવિરામ યુદ્ધ.

દરિયો કેટલો તોફાની હતો એ બરાબર યાદ છે. મેલાં ડોળાં પાણીનાં ડુંગર ડુંગર જેવડાં મોજાં ઉપરાઉપરી ચાલ્યાં આવતાં હતાં. અને ખડકની સાથે પછડાઇને જાણે પાણીનો પણ લોટ થઈ જતો હોય તેમ, નીચે પથરાતાં હતાં. એક જગ્યાએ તો ખડકમાં ઉંડી ઉંડી ખો હતી એમાં પાણી ધસારાબંધ ચાલ્યું જતું હતું. અને એક ક્ષણમાં તોપ

જેવો અવાજ કરીને પાછું નીકળી, સામેના ખડક સાથે પછડાઈ ઉંચે ઉડી, રજકણ જેવું બનીને બીજી ક્ષણમાં નીચે પડતું હતું. રાક્ષસની ચીસો હોય તેમ પવન સુસવાટા બોલાવતો હતો. મોજાં ઉછળી ઉછળીને ખડકમાં પછડાઇને મોટા 'ધૂબ' અવાજ સાથે ધસારાબંધ પાછાં દોડતાં હતાં. સાંજની ધૂસર જામતી આવતી હતીઃ અને દેવદાનવના યુદ્ધ જેવો દરિયાના પ્રચંડ મોજાંનો અવાજ અંધકારને લીધે વધારે ને વધારે ભયંકર બનતો હતો.

એવી સાંજે દરિયા કિનારે માત્ર એક જ સ્ત્રી પોતાના છોકરા સાથે ઉભી હતી. હમેશાં દરિયા કિનારે જ ફરવાનો શોખ હોવાથી મને ખબર હતી કે દરિયો આટલા વામાં બહુ તોફાની ગણાય છે. માછીમારના કુટુંબનાં માણસો ટોળેટોળાં મળીને દરિયાપર ગયેલા પોતાના આદમીઓની રાહ જોતાં ઉભાં રહે છે તે સ્થળ અહીંથી ઘણું દૂર હતું. આંહી તો કોઇ જ આવતું નહિ.

સહજ જ મારાં પગલાં એમના તરફ વળ્યાં. મને જોતા છતાં દેખતાં ન હોય તેમ બન્ને એક મીટ માંડીને દરિયા તરફ જ જોઈ રહ્યાં હતાં. છોકરો ખુશીમાં આવીને ઉંચો ઉછળ્યોઃ અને ' આવી આવી ' કહીને કૂદવા લાગ્યો. મેં દરિયા ઉપર દૃષ્ટિ કરી તો દૂર દૂર ઝાંખા ઝાંખા અંધકારમાં એક નાની સરખી હોડકી, હિમાલય હિમાલય જેવડાં મોજાં ઉપર ચડીને, નીચે પછડાતી ને પવનના ઝપાટાથી હાલકડોલક થાતી નજરે ચડી. જેવો આનંદ આવ્યો તેવો જ ગયો હોય તેમ મા દીકરો બન્ને અત્યંત ચિંતાતુર ચહેરે એકી ટશે માણસનું અને કુદરતનું તુમુલ યુદ્ધ નિરખી રહ્યાં.

અને બીજી ક્ષણે તો જેમ તીર જાય તેમ છોકરો બુમાબુમ કરતો, હમેશ ઉતરવાના કિનારા તરફ દોડયો. ત્યાં માણસોની ઠઠ જામી હતી. હોડી એટલે બધે દૂર હતી, પવનનો ઝપાટો એટલો આકરો હતો, દરિયાનો વેગ એવો ભયંકર હતો, સુસવાટા એવા ભયાનક હતા કે, ભેગા મળેલામાંથી કોઈ પણ પેલી હોડીની મદદે જવા તૈયાર નહોતો. છોકરો બુમાબુમ કરતો એ ટોળામાં પહોંચ્યો. પવનનો એકેએક સપાટો હોડીને ઉંધી વાળીને હિમાલયના ડુંગરા ઉપરથી જાણે નીચે ફેંકતો હોય તેમ હોડીને અફાળી રહ્યો હતો. માણસનું બળ થાકયું હતું. કુદરતનું બળ વધતું હતું. આખા ટોળાને 'આવીજાવા' આહ્વાહન કરતો હોય તેમ દરિયો વધારે ને વધારે પ્રચંડ બનતો હતો. આ સ્વરૂપ હવે કયાં અટકશે એ કળવું જ મુશ્કેલ હતું. એમ જ બને છે. શાંત જણાતું આકાશ ફૂટે છે કે પાન પણ ન ચાલતું હોય તેવી ગંભીરતામાંથી પવન છૂટે છે કે કોઇ અતળ માનવ હૃદયમાંથી, જવાલા પ્રગટે છે ત્યારે એ કયાં અટકશે એ કળવું મુશ્કેલ છે. કેટલાક વૃદ્ધોના મતે તેનો ભોગ લેવાનો વખત થયો હતો ને ભોગ લીધા વિના નહિ અટકે એમ લાગતું હતું. હોડી અને માણસ પરાજય ઉપર પરાજય સહી રહ્યાં હતાં. પછાટ ઉપર બીજી પછાટ ને તરત ત્રીજી એમ એક પછી એક પરંપરા ચાલી હતી. સુસવાટ કરતા, જાણે રાક્ષસ ગર્જના કરતો હોય એવા ભયંકર અવાજે આકાશ પાતાળ વિંધી નાખતા, પવનના એક ઝપાટે હોડીને અને માણસને જુદાં કરી નાખ્યા. અને જાણે આ કૃત્યની જ રાહ જોતા હોય તેવા, એક પ્રચંડ મોજાંએ, બન્નેને દૂર-

દૂર ફેંકી દીધાં. જીવનને અને જીવનના આધારને.

બધા જાણે સમજી ગયા હોય કે દરિયો ભોગ લેશે જ તેમ તદ્દન શાંત બની ગયા. બળતે હૃદયે–લાચાર મનોદશાએ તુમુલયુદ્ધનું છેલ્લું પ્રકરણ જોઈ રહ્યા. મનુષ્ય થાક્યો હતો. એનો બધો પ્રયત્ન વ્યર્થ જતો હતો. હવે ડૂબવું છે તો છેવટ કાંઠા તરફ જોઇને જ ડૂબવું એટલો જ આશાતંતુ બાકી રહ્યો.

મનુષ્ય હાર્યો. દરિયો જીત્યો. ટોળામાંથી રૂદનના અનેક સ્વરો છૂટયા. પેલાં માદિકરાનું હૈયું ફાડે તેવું કરુણ આક્રંદ પોતાના પ્રચંડ અવાજથી દાબી દેતો દરિયો વધારે ને વધારે ભયંકર બનતો ગયો. એ કરુણ ભયંકર દૃશ્ય ઘણા દિવસ સુધી કાંઠાપર ને કાંઠાપર ભટકતું હોય તેમ જ્યારે જ્યારે હું ફરવા નીકળું ત્યારે નજર આગળ ખડું થઇ જતું.

લગભગ એકાદ વર્ષ વહી ગયું હશે.

એક સવારે વહેલો ફરવા નિકળ્યો. દરિયા કિનારે ભીનાશ જામી હતી. બધે આછી ધુસર જેવું લાગતું હતું. એ રસ્તાપર થઇને પસાર થતાં, અચાનક પેલા છોકરાપર દૃષ્ટિ પડી. તે દિવસે તેણે કરેલું આક્રંદ, મારેલા પછાડા, ને દોડી દોડીને જાણે દરિયા વચ્ચેથી હડી કાઢીને બાપને મળવા જાઉં એવી એણે બતાવેલી ઘેલછા, બધાં દૃશ્યો નજર આગળ તરી આવ્યાં. તે દિવસે એ એવું રડ્યો હશે કે દરિયો પથરાનો હોત તો પીગળી જાત. 'મને હડી કાઢવા દ્યો–હું દોડીને મારા બાપને બચાવી લાવું, મને હડી કાઢવા દ્યો–' એ જ એની ધૂન હતી. મારી પ્રચંડતાને પણ

'કુછ નહિ' ગણનાર આવડો નાનો છોકરો નીકળ્યો એ જોઇને કદાચ દરિયાને પણ શરમ થઇ હશે.

આજે એ પોતાનું હોડકું તૈયાર કરી રહ્યો હતો. એની મા પણ એની પાસે ઉભી હોય એમ લાગ્યું, હું આગળ વધ્યો. 'કેમ દોસ ! ઓળખાણ પડે છે કે?'

તેણે મારી સામે જોયું. પણ મને ઓળખ્યો નહિ, એટલે પોતાના કામમાં મશગુલ બની ગયો.

. 'આ તમે માછીમાર આવા કેવા? હજી તારો બાપ તોફાનમાં સપડાયો હતો એ નજર સામે દેખાય છે ત્યાં તું પાછો એનો એ ધંધો લઇને બેઠો?'

તે ઘડીવાર બોલ્યો નહિ. પોતાના કામમાંથી નવરો થઇને મારી સામે ઉભો રહ્યો. 'સાહેબ! ભગવાને આ ધંધો સોંપ્યો છે. બીજો ધંધો સારો આવડતો હોય તો ભલે. નકર બીકના માર્યા બાપદાદાનો આ ધંધો છોડું તો તો મારૂં નાક વઢાઇ જાય!'

'પણ દરિયાનું તોફાન—સાંભરે છે?–તે દિવસ–'

'અરે! મારા સા'બ! દરિયાને તોફાન કરતાં આવડે છે ને ભગવાનને બચાવતાં નથી આવડતું? મારો બાપ એ તોફાનમાં મર્યોઃ મારા બાપનો બાપ પણ દરિયામાં જ મર્યોઃ અને મારૂં થાવાનું હોય ઇ થાય. પણ બીકનો માર્યો દરિયામાંથી પાછો પડું તો તો, આ મારી મા જોઇ? એનું નામ જ લાજે ને?' તે પોતાની મા સામે જોઇને હસ્યો અને ઝપાટાબંધ ચપળતાથી હોડકામાં ચડી બેઠોઃ 'લ્યો રામ! રામ! સાંજે ફરવા આવશો કે?'

અને ગીત ગાતો ગાતો, જાણે દરિયો રમવાનું મેદાન હોય, તેમ, આનંદભેર ચાલ્યો ગયો.

'માડી! સાચવજે' એટલું કહીને એની મા ઘર તરફ પાછી ફરી: 'અમારે તો સાંબ ધંધો. એમ બીક રાખવી કાંઇ પોહાય? અમે દરિયાના દીકરા, દરિયો અમારો બાપ. વેલું મોડું સૌને મરવું છે ને?'

પેલો છોકરો આનંદભેર દરિયાના મોજાં કાપતો મજા કરતો જતો હતો: હજી મારી સામે હાથ લાંબો કરીને રામરામ કરી રહ્યો હતો: હું એકી ટશે દરિયો, હોડી, છોકરો, ને અનેક મછવા જોઇ રહ્યો: દરિયાના મોજાં જેવો વિચાર પસાર થઇ ગયો: 'શું શ્રમભરેલું જીવન અને રણમેદાન જ નિર્ભયતા આપતાં હશે? અને નિર્ભયતામાંથી જ ચારિત્ર ઘડાતું હશે?'

## § ૪ એક રાત્રિ

તમે રાત્રિએ ફરવા નીકળ્યા છો? મુંબઇ અમદાવાદમાં નહિ હો, પણ જ્યાં ગગનચુંબી શિખરો ઉપર રજનીરાણી પોતાની તારાંકિત ચાદર ઢાંકે છે, જ્યાં ડુંગરાની સ્પર્દ્ધા કરતાં દેવદારુનાં વૃક્ષોની હારની હાર ઉભી છે, જ્યાંતાજા જલબિંદુએ ભીના કરેલાં પાંદડામાંથી કૌમુદી પોતાની તેજ છાયાની રસભરી રંગોળી પૃથ્વીપર પૂરે છે, જ્યાં શાંત શાંત વાતાવરણમાંથી સ્વરોનું અગમ્ય સંગીત મળે છે ત્યાં ભવ્ય

પર્વતોની હારમાળાના કોઇ પ્રદેશમાં. એવે સ્થળે તમે રાત્રિએ–આછાવાદળાંવાળી અજવાળી રાત્રિએ–એકલા ફરવા નીકળ્યા છો ? નહિ ? ત્યારે તમે ટંકા જીવનમાં કયારેક જ પ્રાપ્ત થતી વિરલપળ ગુમાવી છે.

એવી એક રાત્રિ આજ સાંભરે છે. નીચે એક તરફ હજારો વૃક્ષોથી ભરેલી ખીણુ તદ્દન શાંત—જાણે નાનુંબાળક સુતું હોય તેવી—સૂતી છેઃ બીજી તરફ ઉપર ગગનસુધી ડોકિયું કરીને, વાદળાંને, તારાને, આકાશને ધારી રહેલો ભવ્ય પર્વત ઉભો છે, તેની કમ્મર પર રૂપેરી કંદોરો હોય તેવો આ માર્ગ ચાલી રહ્યો છે, બન્ને તરફ વૃક્ષો ઝૂકી રહ્યાં છે, તેમાંથી ચળાઇને આવતી રજની પૃથ્વીપર નાના બાળકે પાડેલી કંકુભરેલી પગલી જેવી, મોરપગલી પાડી રહી છે, અને પાનમાંથી તદ્દન ધીમે કળી ન શકાય તેવી રીતે, કયારેક જળબિંદુ ખરે છે, અને કોઇ અકાળે જાગેલું પક્ષી ઝીણો મધુરો સ્વર કરીને શાંત થઈ જાય છે. આજ એ રાત્રિ, એ ચાંદની, એ દૃશ્ય યાદ આવે છે.

ધીમે પગલે જાણે રાત્રિ જાગશે એવો ભય રાખીને, હું ચાલ્યો જતો હતો. નિઃશબ્દ જંગલ શબ્દોથી ભરપૂર હતું. આવી સુંદર રજની, આવું જંગલ, આવો રમણિય માર્ગ, આ બધું જોઇને જેમ શૂન્યમાંથી આકાર થાય તેમ, અત્યાર સુધી સૂતેલી કોઇ મૂર્તિ જાણે હૃદયમાંથી અચાનક ઉભી થઇ. દિવસોના દિવસો સુધી જાણે છે જ નહિ તેવી રીતે, હૃદયના ઉંડા ઉંડા ભાગમાં સૂતી હોય, અને આજે જાણે માત્ર અંગુલિસ્પર્શથી જ જાગી હોય તેમ, જરાક ઘેનભરી, જરાક નિદ્રસ્થ, રસ સૌંદર્ય ને પ્રેમની પ્રતિમા

હોય તેવી, તે કલ્પનાની સામે ઉભી રહી. ને એક ઘડીમાં તો ગાઢી મૈત્રી હોય તેમ પોતે એકલી જ હૃદયમાં વસી રહી. ઘણા વખત પહેલાં આવી જ એક રાત્રિએ અને આ જ જગ્યાએ તે મને મળી હતી. આજે અચાનક એનું સ્મરણ હૃદયમાં જાગે છે.

મને બરાબર યાદ છે કે આવી જ રજનીમાં અગાઉ એક દિવસ હું ફરવા નીકળ્યો હતો ત્યારે એ મને મળી હતી. જ્યાં રસ્તો પૂરો થાય છે ને અટકે છે ત્યાં મેદાન છે. એ સ્થળે લીલાછમ ઘાસ પર ફુલોની પથારી જામી હતી. એ સુંદર સ્થાનમાંજ હું બેઠો હતો. મૂર્તિમાન મહત્ત્વાકાંક્ષા જાણે નિદ્રા લેતી હોય તેવી એક કરતાં એક વધારે ઉંચી અનેક ટેકરીઓ શાંત ઉભી હતી. ઉપર નિઃસીમ આકાશ હતું. સ્થળની વિશાળતા અને સમયની શાંતિ બન્નેના મિલનમાં એક પ્રકારનું અજબ માધુર્ય હતું. સમજી ન શકાય પણ અનુભવી શકાય એવા શબ્દોમાં શાંત સંગીત ચાલતું હતું.

આ સંગીતમાંથી ઉભી થઇ હોય તેવી એક સ્ત્રીને એક તરફથી આવતી નિહાળીને હું સ્તબ્ધ જ થઇ ગયો. આવી રાત્રિ, આવું એકાંત, અને અત્યારે અહીંઆં એક જ સ્ત્રી!

તે છેક પાસે આવી. મારી સામે જ આવીને ઉભી રહી. 'તમે ભૂલા પડયા છો?' તે બોલી. એનું નાનું મોં નાનું નાક અને નાના પાતળા હોઠ બધામાં રસિકતાની સ્પષ્ટ રેખા હતી. હું જવાબ આપતા પહેલાં એક ઘડીભર થોભ્યો. સામે ઉભેલી મૂર્તિ નખથી શીખ સુધી એટલી સપ્રમાણ સુકોમળ ને રસિક હતી કે, ઘડીભર તો એ સ્ત્રી

નહિ—પણ સ્વપ્નની દેવી હોય તેમ લાગ્યું.

'ના. પણ તમે ભૂલાં પડ્યા છો કે?'

'હા. આ રસ્તા પર હવે એકલા જવાની મારી હિમ્મત નથી. તો મૂકી જશો-મારા ઘર સુધી—'

એક પણ શબ્દ બોલ્યાવિના હું ઉઠયો: 'હા, ચાલો. તે આભારથી જરાક નમતી લાગી. પણ તેણે તરતજ પોતાની શાલ બરાબર કરી લીધી અને પોતે આગળ થઈ. આખે રસ્તે એક પણ શબ્દ બોલ્યા વિના અમે બન્ને ચાલતાં રહ્યાં. એ આગળ ચાલતી હતી. હું પાછળ ચાલતો હતો. સૌંદર્યમાં, રસમાં, અને એથી વધુ તો મધુરતામાં, આજ દિવસ સુધી આવી સ્ત્રી મેં કોઇ જોઇજ નહોતી. તમને વિંધી નાંખે એવું કાતિલ સૌંદર્ય એનામાં નહોતું, તમને ભાન ભૂલાવી દે એવી ખુલ્લી 'રસિકતા' પણ એનામાં નહોતી: પણ તમે ભુલી જ ન શકો સંભાર્યા જ કરો એવી કાંઈક અજબ મધુરતા એનામાં હતી. એક જ ઘડી—માત્ર એક જ ઘડી—એની પાતળી દેહલતા ઉંચકીને એનું મોં ફરી ફરી જોવાની લાલસા જાગૃત થઇ: પણ વિષધરને મોહ પમાડે તેવી અજબ મોરલી જેવી આ સ્ત્રી હતી. આ વિચારમાત્રથી જાણે અગ્નિના સ્પર્શે ફુલ કરમાતું હોય તેમ, તે સ્ત્રીના પગ જરા ધીમા પડ્યા: ઘેલી લાલસા તો તરત સરી ગઇ, પણ તેને સ્થાને એનું મોં—હવે તો સામે જોવાની હિમ્મત થઇ નહિ એટલે જેવું જોયું હતું તેવું મોં—મધુરતાની કોમળ મૂર્તિ હોય તેવું હૃદય સોંસરવું પેસી ગયું. એક પણ શબ્દ બોલવો—વાત કરવી—તે નરી સરલતાને કરમાવવા જેવું લાગ્યું. તદ્દન શાંત-એટલી અગાધ શાંતિ કરતાં પણ વધારે

શાંત–બનીને અમે ચાલ્યાં: એનું ઘર આવ્યું: એ ઉંબરા પર ઉભી રહી: મારી સામે જોઇને મીઠું હસી: અને જરાક નમીને ચાલી ગઇ. એ સ્વપ્ન હતું, માયા હતી કે મતિભ્રમ હતો એ કોને ખબર છે? એ સ્ત્રી હતી કે રસિક કલ્પના હતી એ પણ કોને ખબર છે? મને તો માત્ર એટલું જ ભાન છે કે જ્યારે રજની અસાધારણ રસિકતા દર્શાવે છે, ત્યારે એ સ્ત્રીની દેહલતા, પેલું મીઠું હાસ્ય કરતું મોં અને એની બે સુંદર આંખો, ખડાં થાય છે. જાણે એ જ નિઃશબ્દ રાત્રિ છે, અને એ જ રસિક કોમળતા મને દોરી રહી છે! . . .

આજે કદાચ એ જ મેદાન પર એવી કોઇ સ્ત્રી મળશે, વખતે એ પોતે જ મળશે, એવી ખોટી આશામાં હું ઉતાવળે પગલાં ભરતો ચાલ્યો. એનું એ મેદાન–નિર્મળઆકાશ–અને થંભી ગયેલા ડુંગરાઓ: સઘળે નિઃસ્તબ્ધ વિશાળતા વ્યાપી રહી છે: કલાક મિનીટ વિનાનો અનંત સમય પથરાઇ રહ્યો છે: પણ ત્યાં, છેક ખૂણામાં પેલા પથ્થર ઉપર કોણ બેઠું છે? એક સ્ત્રી . . . વળી એક સ્ત્રી આ શું? આ મેદાન ઉપર રાત્રે સ્ત્રીઓ જ ફરે છે કે શું?

હું આગળ વધ્યો. મારો ધીમો પગરવ સાંભળેલો નહિ, એટલે એક ચિત્તે, જે ધ્યાનમાં પોતે હતી તે ધ્યાનમાં જ પેલી સ્ત્રી બેઠી રહી. એની નજર જ્યાં ચોટી રહી હતી તે દિશા તરફ મેં જોયું.

દૂર–દૂર–અનેક નાના મોટા ડુંગરાઓની પેલીપાર–એક જગ્યાએ બે દિવા બળતા હતા: રાત્રિ વાદળાંવિનાની હતી એટલે બન્ને દિવાઓ જાણે સ્થિર તારા હોય તેવા

દેખાતા હતા. પહેલાં તો આકાશમાં ઉગેલા બે તારા જ લાગ્યા. પણ વધારે બારીકાઇથી જોતાં કોઇના ઘરના બે દિવા હોય તેમ લાગ્યું. એટલી વારમાં પેલીસ્ત્રીએ એક મટકું પણ ન માર્યું. પણ પછી અચાનક પાછળ જોયું. એ ચહેરો જોઇને હું થંભી ગયો.

તાજા આંસુની ધારથી જરાક ખરડાયેલો કરચલીવાળો કોઇ વૃદ્ધ ડોશીનો દયામણો ચહેરો નજરે પડયો.

'ડો–શી–મા!' અત્યારે આંહી શું કરો છો?'

ડોશી બોલી નહિ પણ તેણે આંગળીથી દૂર દૂરના દીવા બતાવ્યા.

'દિવા છે. ડોશીમા!'

'મારા દિકરાના ઘરના છે!'

'એમ?'

'હા.'

'તમે હમેશાં જોવા આવો છો?'

'ના દીકરા, આવી ચોખ્ખી રાત હોય ત્યારે હાલ્યાં આવીએ. આ ડુંગરાઓમાં કાંઇ કાગળ પતર મળે છે? દીવો જોઇને મનને ટાઢક વાળીએ.'

એણે ફરીથી પેલા દિવા જોયા. ફરી જોયા ને પછી ઉઠીને ચાલતી થઈ.

. . . .

અને ત્યારે તો તે રાતે મળેલી પેલી સ્ત્રી કોઈ પ્રિયતમના ઘરના દીવા નિહાળવા આવેલી રસિક સ્ત્રી હશે?

અત્યાર સુધી જે ફરવાનું મેદાન લાગતું હતું તેને જાણે પોતાનો ઇતિહાસ કહેવાનો હોય તેમ તે નવા જ રૂપે દેખાવા લાગ્યું.

## § ૫ એક ટૂંકી મુસાફરી.

આ આપનો સેવક, એક વખત વરસાદના ઝપાટામાં આવી ગયો ત્યારે એના પર જે જે વીત્યું તે તેણે, કંગાળ માણસ રત્ન સાચવે તેમ, સાચવી રાખેલ છે. સેવકને નશીબે કચ્છના નાના રણ પાસે એક ગામડાની મુલાકાત લેવાનું આવ્યું. ત્યાં પહોંચ્યા પછી બારે વરસાદ તૂટી પડયા. ને બરાબર એક અઠવાડિયા સુધી ગામની બહાર પણ પગ ન મૂકાય એવો ધોધમાર વરસાદ પડયો. ગામની ચારે તરફ પાણી પાણી જ થઈ રહ્યું. ને રણમાં તો એ પાણીનો દેખાવ પણ ખાસા હિલોળા મારતા સરોવર જેવો થઇ રહ્યો. ગામની બહાર નીકળીએ એટલે ચારે તરફ જાણે મહાસાગર ભર્યો હોય તેવો દેખાવ નજરે ચડે આ બેટમાંથી બહાર નીકળવા માટે એક બીજું અઠવાડિયું વીતાવ્યું. બરાબર ચૌદ માઇલ ઉપર સ્ટેશન હતું, અને ત્યાંથી પણ ગાડી ચાલુ નહિ થયેલી, એટલે બીજા વીસ માઇલ ચાલવાનું હતું. જેમ તેમ કરીને દેવા રાવળને મનાવ્યો અને તેણે સાંઢ લઇને સ્ટેશન સુધી આવવાનું કબુલ કર્યું. ત્યાર પછીની મુસાફરી જોઇ લેવાશે એમ આકાશી આધાર રાખી લીધો.

સવારે સાતે દેવાને ઘેર પહોંચ્યો. ત્યારે એ હજી નિરાંતે સૂતો હતો. તેને ઉઠાડયો. 'મારાથી તો નહિ અવાય. સાથી આવશે' એમ કહીને એ તો પાછો સૂઇ ગયો. હજી વિચાર કરું છું કે હવે શું કરવું, એટલામાં બરાબર સાડાચાર ફીટ લાંબું, જાડું, ટૂંકા હાથપગવાળું, બેઠી દડીનું, એક મનુષ્ય

દેખાયું. જાડા ટૂંકાવાળ, ઉઘાડું શરીર અને મોટાં નસકોરાંથી શોભતું તે છેક પાસે આવ્યું.

'લ્યો સાલો તયાર જ સો નાં?'

ગુપચુપ સામાન મૂકયો. સાંઢપર કાઠું મૂકાયું ને એ પડયા કે મર્યા એમ કરતું ક ને, પોતાના શરીર જેટલી જ કઢંગાઈથી ઉંટ બેઠું થયું. દેવાએ સૂતે સૂતે કહ્યું કે 'એલા ધ્યાન રાખજે શેઠ પડે નહિ ને સાંઢ ફસાઇ જાય નહિ'

'હવે એમ તે કંહાય? અમે'ય જનમારો કાઢયો સે કે વાતું?' એમ બોલતાં ક ને આ ટૂંકા માણુસે ઉંટ હાંકી મૂકયું.

થોડેક ગયા એટલે એણે વાત ઉપાડીઃ 'ઈ તો દેવાને મારૂં કર્યું નો કર્યું કરવાના હેવા સે. બાકી મારી બેન બધુંય હમઝે એવી સે તો '

ખાસ અતિ શુદ્ધ બોલવાના આગ્રહમાં કેટલાક અતિપંડિતો અતિ અશુદ્ધ બોલે છે તેમ, આ ઉંટપરનો સજ્જન પણ, પછી પોતે શુદ્ધ ભાષા બોલી શકે છે એમ બતાવવા માગતો હોય કે ગમે તેમ, પણ ગામડિયાની જાતમાં પણ નથી થતો એવો એવો 'હ' ને 'સ' ને કયારેક 'ચ' ને 'છ' નો વિચિત્ર રમુજી મેળ કરવા લાગ્યો. વરસાદના જરા જરા છાંટા પડવા લાગ્યા એટલે તેણે કહ્યું કે 'સેઠ ! ભો રાખસોમાં હો. હા, તમતારે 'ચત્રી' ઉઘાડરી હોય તો ઉઘાડજો ભઇ! સાંઢ નો ભો રાખહો માં. મારો હાથ વરતે તો'

એ જ વખતે જરાક ઉતાવળે ચાલતાં, સાંઢનો પગ, એ ગયો, એ ગયો, એમ થઇ ગયું.

'તમારે દેવો શું થાય?'

'કેમ વળી? દેવાના ઘરમાં મારી બેન સે તો. દેવામાં

શું અકલે ય બળી સે. મારી બોન જ બધું ય હાચવે કારવે'

'એ-મ?'

'ત ઈં'

એટલામાં નીચે ચીકણો કાદવ આવતાં સાંઢનો પગ ફરીવાર સર્યો. અને એક તરફની વાડમાં 'જોયાં કંટોલા?' એમ કહીને મને તે કંટોલાનો વેલો બતાવવા ગયો ત્યાં સાંઢ વાડના વેલા જ ખાવા માંડી, અને વાડમાં જ પેસવા માંડી. એને જોર કરીને તે હાંકવા ગયો એટલે સાંઢ ગાંગરવા માંડી, ને ત્યાં ગોઠણપૂર પાણીમાં જ ઝૂકાવવાનો સદાગ્રહ શરુ કર્યો. છેવટે તે ચાલી તો ખરી પણ સેવકનું ખાસ્સું અરધું ધોતિયું વાવટાની જેમ કેરડાના છોડપર લટકતું રહ્યું. અને એનો અફસોસ પણ કરવાનો વખત મળે તે પહેલાં 'ઓ-ય-રે!' કહીને, જાણે હમણાં સાંઢપરથી કૂદશે એમ તે અરધો ઉભો થઇ ગયો. નીચે જમીનપર કાળો સોયરા જેવો એક સર્પ ફુંફાટા મારતો ચાલ્યો ગયો.

'સાંઢને નો ડગવા દઉં હો. મારો હાથ વરતે તો દેવાને હાથ નો રીયે' એમ કહીને તેણે સાંઢને હંકારી. હવે આ સદ્‌ગૃહસ્થનું મુબારક નામ જાણવાની ઇચ્છાથી મેં પૂછ્યું: 'તમારું નામ?'

'મારૂં નામ કાળો'

'એમ કે કાળાભાઇ . . . તમે આ ધંધો' . . . હું કાંઇ વધુ બોલું તે પહેલાં તેણે કહ્યું: 'આ સાંઢ મારો હાથ બહુ વરતે તો દેવાને હાથ નો રીયે'

'હાં. પણ કાળાભાઈ . . .'

પૂરું વાક્ય જ કયો ભાઇ થાવા દે? સવાલ પૂછાય તે પહેલાં તો કાળાની જીભ છૂટી.

'મારી ફૂઇએ તો મારું નામ કચરો પાડ્યું'તું. હું નાનપણમાં બહુ રૂપાળો હતો—ઇ તો હવે બહુબહુ દખ પડ્યાં—'

'ના પણ કાળાભાઈ, તમે અત્યારેય કાંઇ ઓછા રૂપાળા નથી તો!'

અબનુસના લાકડા જેવો કાળો ચળકતો વાંસો, કોઈ ચિત્રકારને 'બ્લેક' નો કે 'શિલ્હુટ' નો બહુ શોખ હોય તો ખપ આવે તેવો, મારે સ્ટેશને પહોંચતાં સુધી, ભાવિક ભક્તની જેમ એકી નજરે જોવાનો હતો એટલે મેં શ્રદ્ધાથી કાળાભાઇના વાંસાની તારીફ કરી.

'ના પણ તો'ય, હવે ઉમર થઇ ગણાય. તમે કેટલાં વરહ ધારો સો'

મેં પાંચ વરસ ઓછા કહેવા ધારેલું. પણ કળિયુગ કર્મયુગ કહેવાય છે તેથી કે ગમે તેમ, હું જવાબ આપું તે પહેલાં સાંઢનો પગ સર્યો ને લગભગ ગોઠણભેર થઈ જાશે તેમ લાગ્યું. પણ જ્યારે જ્યારે સાંઢ જરાક થડકે ત્યારે 'સાંઢ મારો હાથ વરતે'તો. દેવાને હાથ નો રીયે' એટલું અચૂક બોલવાનો કાળાનો નિયમ લાગ્યો.

હવે આને બહુ વાતોએ ચડાવવો નહિ, કારણ કે એના મનમાં એની આવડતની રાય ભરી છે, અને દેવાના કરતાં પોતે હોશિયાર છે એ વારંવાર સિદ્ધ કરવાની એની ટેવ લાગે છે, માટે ચૂપ જ રહેવું. નહિતર જો સાંઢ ફસાઇ ગઇ તો નીચે ઉતરવાનો વખત પણ નથી રહેવાનો. ત્રણ દિવસ પહેલાં જ આવી રીતે સાંઢ ફસાઇ પડતાં, એક વાણિયાનું હાડકું ભાગ્યાના સમાચાર હતા. એટલે મેં તો

અરધું ધોતિયું ગયા વિષે મનમાં ને મનમાં કરૂણ પ્રશસ્તિ શરૂ કરી ત્યાં તો કાળો બોલ્યો.

'આ ગામ આવ્યું ઈ રોડું.'

'હં.'

'ન્યાં મારી માશી રીયે સે. એણે મારૂં નામ પૂંજો પાડ્યું'તું. ઇ તો પછી મારી ફુઇએ ફેરવ્યું કે ના, પૂંજો નથી સારૂં. કચરો પાડો.'

'કાળાભાઈ! દેવચંદ શેઠનું હાડકું ભાગી ગયું એમ?'

મારૂં ધ્યાન હવે તો કાળો સાંઢ ઉપરથી નીચે પાડે નહિ એ ઉપર જ ચોટયું હતું. એટલે ત્રણ દિવસ પહેલાંનો બનાવ સંભારીને તેને સાવચેત રહેવા માટે કહેવું હતું ત્યાં તો કાળે જવાબ વાળ્યો:

'તે નો' પડે?' શું ભુરા રાત્રળે બાપદાદે સાંઢા રાખી છે? મારા બાપને ત્યાં તો પંદર સાંઢ. અમારો તો પંદર પેઢીનો ધંધો.'

'માર્યા. એ...ગ...યા' મારા મોંમાંથી નીકળી ગયું. સાંઢનો પગ શેવાળવાળી જમીન પર આવી ગયો હતો ને સરતો સરતો લાંબો લસરકો કરતો સરતો જ ગયો. ગોઠણ હેઠે દબાવેલી લાકડી તો નીચે પણ જઇ પડી હતી.

'તમે શું કરવા ભો રાખો સો. આ સાંઢ મારો હાથ વરતે'તો. હા, દેવો હોય તો એને નો ગાંઠે.'

'હં' મેં બહુ જ ટૂંકો અને તે પણ મંદસ્વરે જવાબ વાળ્યો. હવે કાળાભાઇ સાથે વાતો કરવાની હોંશ પૂરી થઈ હતી. હવે તો જો હેમખેમ સ્ટેશને ભેગા કરે તો પછી એને બે વેણ કહેવાનું મન થઇ ગયું હતું.

'પણ, અરે રામ, કાળાભાઇએ ફરી શરુ કર્યું.

'હું પહેલાં તો ગધેડામાં જાતો. અને મારો મોટોભાઈ સાંઢ સાચવતો. પછી મારા કાકાએ મારા બાપાને કહ્યું કે સાંઢયુંમાં ભીખલાને મોકલો ભીખલાને.'

માર્યા. મારાથી રહેવાયું નહિ. 'ભીખલો કોણ?' ભાઈશ્રી કાળાભાઇ હસ્યા. 'મારો કાકો વળી, મને ભીખલો જ કહીને બોલાવતો. હું નાનો હતો તઇં બઉ રૂપાળો, એટલે મારી કાકી તો મને તેડીને જ ફર્યા કરે હો.'

'એમ કે?'

'ને હું એની પાંહે રોટલો માગું અટલે પછી મારૂં નામ ભીખલો પડયું.'

મારા મનમાં શંકા ઉઠી કે આવા રૂપાળા 'ભીખલા' ભાઇનું 'કાળો' નામ શી રીતે પડયું અને સેવકને વ્યાકરણ વ્યુતપત્તિ સાથે ખૂબ વેર, એટલે કોઇ રીતે 'ભીખલો–ફીકલો–કીલો–કાલો' એવાં રૂપાંતર હૈયે ચડે નહિ, એટલે શંકા પ્રબળ થતી ગઇ, પણ એટલામાં થોડેક દૂર ચીકણો કાદવનો ખાડો અમારા રસ્તામાં જ આવતો દેખાયો, એટલે એ શંકા સમી ગઇ. 'કાળાભાઇ! જો જો હો, કાદવ આવે છે.'

'અ રે, સાંઢ મારો હાથ વરતે તો. હા, દેવો હોય તો કાંઇ કહેવાય નહિ.'

એટલામાં ઇશ્વરના ધામ જેવું સ્ટેશન દૂર દૂરથી દેખાવા લાગ્યું.

'કાળાભાઇ! આપણો મારગ તો આ જ કે?'

'અમારે તો આ જમીન પગ નીચે નીકળી ગઇ છે હો. જો ને— આ ઘે જાળનું ઝાડ દેખાય'

'હા.'

'આ ઇ મારા દાદાનું ખેતર. અમે કાંઇ મોળા નહિ હો. ઈ તો હવે એવો દિ આવ્યો. નકર આ દેવો છે નાં, ઇ તો મારે ત્યાં કામ કરતો હોય. અને હજી યે ય મારી એન જ બધું ય જાળવે છે'

'એમ કે?'

'તંઇ? આ ઇ જાળ દેખાય છે નાં, ન્યાં હું ગધેડાં ચારવા આવતો. તે દિ અમારે ત્યાં બે ત્રણ સાંઢ પણ ખરી.'

મનમાં વિચાર્યું કે માર્યા, હવે કાળો છાનો રહેવાનો સંભવ નથી.

'એ ભાઈ, હું જાઉં ને ન્યાં એક રાવળની છોકરી હમેશાં ખાડું લઇને આવે'

હરિ! હરિ! હવે કાળો પ્રેમકથા કાઢશે ને કદાચ જો સાંઢનો પગ સર્યો, કારણ કે, સાંઢને ચોમાસામાં હાલવું એ તો મરવા જેવું લાગે ને રેતી માટે નિર્માણ થયેલા પગ કાદવમાં તો ડગલે ને પગલે સરકે, તેમાં જો જરાક હાંકવાવાળો મોળો હોય તો સાંઢ ધબ દઇને નીચે જ પડે ને તે પણ ઉપર બેસનારના ઉપર જ પડવાનો સંભવ; એટલે કાંતો આજે જ આપણા રામ રમવાના છે. પણ હવે થાય શું? સ્ટેશન આવે તો એને બે વેણ કહેવાય.

કાળાએ તો આગળ હાંક્યું: 'પછી ભાઇ, હું એ વખતે જુવાનીમાં ને છોકરી પણ જુવાન. એનું નામ કાળી.

તે હમેશાં ખાડું ચારવા આવે ને અમે બે ય જણા, આ તળાવ દેખાય છે નાં, ન્યાં બેઠા બેઠા વાતું કરીએ. કાળી પોતાના ઘાઘરાને ભરત ભરે ને હું મારી નાડી ગૂંથું. એમ કરતાં કરતાં અમારો તો જીવ એક થઇ ગયો. પણ પછી અમારો દિ ઉતરતો આવ્યો.

અટલે કાળીનું તો મારા ઘરમાં 'બેહવાનું' મન બહુ, પણ એનો બાપ ઝેર ખાવા તૈયાર થયો, અને કાળીને કહ્યું કે જો તું મારૂં નો માને તો હું મરૂં. મને સાંભરે છે કે બીજે દિવસે કાળી ખાડું ચારવા આવી ત્યારે ઈ ઝાડ-જો, પે લું દેખાય ઈ—ત્યાં રોઈ. અને મને બધી વાત કરી.'

મેં તો કહ્યું કે, 'હાલ્યને પરદેહમાં હાલ્યા જાઈં: ન્યાં કોણ ભાવ પૂછે?'

પણ કાળીએ કહ્યું કે, 'ના. મારી મા મરી ગઇ ને અમારામાં તો નાતરૂં—આછું પાતળું મળી જાય તોંય મારે બાપે કહ્યું હતું કે, ના ભઇ, હું બીજું ઘર કરું, ને મારી દીકરી દુઃખી થાય એ મારે નો જોઇ; મારે બાપે એટલું કર્યું ને આજ હું હવે નગણી થાઉં?'

'તંઇ તારો જીવ મારી હારે ભળ્યો નથી નાં?' મેં પૂછયું.

કાળીએ જવાબ વાળ્યો કે, તારી હારે મારો જીવ ચોટી ગયો છે. પણ મારે બાપે મારા સાદુ આટલું વેઠયું ને હું હવે નગણી થાઉં તો મનખાદેહ લાજે.'

પછી મન મૂકીને અમે રોયાં. છૂટાં પડયાં ઇ પડયાં. આ આજની ઘડી ને કાલનો દિ. તે દિથી કાળીને મેં ધરમની બેન માની. ને મારૂં નામ પણ પછી કાળો પડી ગયું. તી

પછી બીજી બાયડી માતર'મારે હરામ, લ્યો. બે પૈસા થાય તો કાળીને કાપડું કરવાનું. એનો જીવ તો આપણી હારે જ ભળ્યો તો, પણ ધરમ મોટી વાત છે નાં? આ દેવાના ઘરમાં છે કે નહિ, એ જ મારી ધરમની બેન . . . કાળી!' . . .

'હેં!'

'હા.'

'ત્યારે દેવો તમારો સગો બનેવી નથી એમ?'

'ના, ના. પણ કાળી મારી ધરમની બેન છે. હજી ટેસણે જાવું હોય ને ગાડું જોડીને નીકળીએ તો ઝાડ આવે ત્યારે પાછા ઇ દિ સાંભરી આવે. પણ કાંઇ ધરમ—વરત—ચૂકાય?—'

દૂર-દૂર–સ્ટેશન દેખાવા લાગ્યું, અને કાળો પણ કાંઇક વિચારમાં પડ્યો હોય તેમ ચુપચુપ થઈ ગયો.

# એક મહા પ્રજાનું છાયા ચિત્ર

ઇ. સ. ૨૪૩૧માં કાલકામંદિરના વિશાળ ચોગાનમાં ત્રણ વિદ્વાન ગૃહસ્થો ભેગા થયા હતા: તેમની આસપાસ કેટલાક જૂના શિલાલેખો, થોડાક જર્જરિત કાગળના થોકડા, કાટ ખાઇ ગયેલા સિક્કાઓ, ભાંગેલા વાસણો, ને તૂટલફૂટલ કારિગરીની ચીજોના જુદા જુદા નમુના પડયા હતા.

તેમાંના એક વિદ્વાન–જે સૌના કરતાં વૃદ્ધ હતા–તે એક હાથથી પોતાનો એક ચશ્મો પકડી રાખીને, સૌ સામે જોઇ રહ્યા: બીજા હાથમાં પકડેલ તદ્દન રદ્દી ને જર્જરિત હાલતનો કાગળ પવનમાં ધ્રૂજતો હતો. તેને કાંઇ કહેવાનું છે એમ ધારીને બીજા ગૃહસ્થોએ તેની સામે જોયું.

'કેમ છે કાંઇ?'

'અહાહા!...' પેલા વૃદ્ધે જવાબ આપ્યો. 'જેમ જેમ આ લિપિ ઉકેલાતી જાય છે; તેમ તેમ આ શૈલી, ભાષા અલંકાર, અને તેમાં આવેલી હકીકત જોઇને, બોલાઈ જવાય છે કે કહો ન કહો, પણ તે જમાનાના મનુષ્યો અત્યંત દિવ્યશક્તિ ધરાવતા હતા.'

'હેં! હેં!...એવું શું છે?'

વૃદ્ધ જરા હસ્યો, એક આંખ પર ચશ્મો ચડાવ્યો, ને કાગળ પર દૃષ્ટિ સ્થિર કરી.

'એવું લાગે છે કે, તે વખતનું રાજ્યતંત્ર અત્યંત સુંદર હશે, કોઈ સુબાની એક સ્થળેથી બીજે સ્થળે બદલી થઇ છે, ત્યારે, આખી પ્રજાએ ભેગા થઇને, સુબાને માનપત્ર આપ્યું છે. એ માનપત્ર બતાવે છે કે સુબો બહુ જ લોકપ્રિય હતો. એક જગ્યાએ એવો ઉલ્લેખ છે કે લોકોએ સુબાના નામથી રસ્તો બંધાવ્યો. બીજી જગ્યાએ તેણે રાજકેદીઓને છોડી મૂકયાની વાત આવે છે. સુબાનું નામ ભૂંસાઇ ગયું છે, પણ--જે વીસ પચીસ અક્ષરો પછીથી આવ્યા છે, તે તેણે લડાઇમાં મેળવેલા વિજયના સ્પષ્ટ ચિહ્ન જેવા લાગે છે! એક જગ્યાએ તો તેનો અર્થ પણ આપ્યો છે. અને તે ઉપરથી જણાય છે કે આ સુબો, પોતાનાં પ્રિયજન અને ઘરબાર છોડીને, આ દેશના લોકો સુધરે માટે પાંચ વર્ષ સુધી લાગલાગટ એક જ જગ્યાએ રહ્યો હતો!'

'અહાહા! ખરેખર, એ વખતનું તંત્ર અત્યંત સુંદર હશે.'

'પણ એ છે શેમાં?'

'કેમ શેમાં?–આ જુઓને તે વખતનું પત્ર–એની લિપિ પણ જૂની છે. એ લેખની નીચે ઈ. સ. ૧૯૧૫ ની સાલનો સ્પષ્ટ ઉલ્લેખ છે. માસ ને દિવસ નથી આપ્યાં, પણ–બીજી જગાએ, આ સુબાનું ભાષણ જણાય છે, તેમાં ત્રીજી ફેબ્રુઆરી છે. બે જગ્યા વચ્ચેનું ઓછામાં ઓછું અંતર ત્રણસો માઇલ માનીએ, અને તે વખતનાં વાહન સાઠ માઇલની ઝડપે જતાં ગણીએ તો સુબો એક જગ્યા છોડયા

પછી બીજી જગ્યાએ ઓછામા ઓછા પાંચ કલાકમાં ગયેલ હશે. એટલે તેણે ત્રીજી ફેબ્રુઆરી ઇ. સ. ૧૯૧૫ની સાલમાં આ માનપત્ર સ્વીકાર્યું લાગે છે.'

આ શોધથી સૌ આનંદ પામ્યા હોય તેમ પેલો જર્જરિત કાગળ ફેરવવા લાગ્યા. તે લગભગ નાશ થવાની અણી પર હતો. વૃદ્ધે બહુ જ સાચવીને-તરતના જન્મેલા છોકરાને સાચવે તેવી સંભાળથી તેને રેશમી કાપડ જડેલી લાકડાની પેટીમાં મૂકયો.

'તમને કાંઇ મળ્યું છે-?' તેણે પોતાના એ મિત્રોમાં જે સૌથી નાનો હતો તેની સામે જોયું.

'તે વખતે કોઇ મોટો જબરજસ્ત પર્વત પડ્યાનો, કે મજબૂતમાં મજબૂત કિલ્લો તૂટ્યાનો, અથવા અત્યંત ભયંકર ક્રાન્તિ થયાનો, જેમાંથી ધ્વનિ નીકળે છે તેવો એક અગત્યનો શબ્દ મને અચાનક હાથ લાગ્યો છે.'

વૃદ્ધે સહાનુભૂતિદર્શક આશ્ચર્ય દેખાડ્યું. જુવાન આગળ વધ્યો :

'એ શબ્દ 'ધ્રૂજારો' છે. ચાર જુદે જુદે સ્થળેથી જુદી જુદી તારીખે નીકળતાં પત્રોએ એ શબ્દ વાપર્યો છે. એટલે એ શબ્દ અત્યંત પરિચિત લાગે છે. વળી એ શબ્દ જે કાંઈ દર્શાવવા માગે છે, તે વાત, એક બે દિવસમાં પતી ગઇ હોય તેમ પણ જણાતું નથી. એટલે પર્વત પડવાથી કોઇએ ધ્રૂજારી અનુભવી હોય એ જાણે કે શકય નથી. બાકી બે વાત આપણી પાસે રહી : કાં તો જાણે કે કોઈ મજબૂત કિલ્લો તોડવા માટે સૌએ સામટો હલ્લો કર્યો હોય, ને તે સંબંધમાં 'ધ્રૂજારો' શબ્દ વપરાયો હોય; અથવા તો

પ્રજાએ મોટો બળવો કરવાથી તે સંબંધે 'ધ્રૂજારો' વપરાયો હોય. હવે આ બીજું અનુમાન સાચું નથી લાગતું, કારણ કે આ 'ધ્રૂજારો' થયા પછી જ, થોડા દિવસે, ધ્રૂજારો કરનારા માણસો અમુક સ્ટેશનથી સાથે ઉપડયાનો દાખલો એક જગ્યાએ છે. એટલે બળવો હોય તો બળવાખોરોને એવી રીતે કોઇ જવા દે નહિ. વળી 'ધ્રૂજારા'ની સાથે 'ધારાસભા' શબ્દ લગભગ દરેક વખતે આવે છે. 'ભા' ને બદલે 'ત્તા' મૂકીએ : ને 'ધારાસત્તા' એટલે ભીંત કે બંધ એવો અર્થ નીકળે છે !

'મજબૂત કિલ્લો તોડવા માટે 'ધ્રૂજારો' કર્યો હોય તે અનુમાન પણ અફળ જાય છે. ધ્રૂજારો કરનારા દર વખતે જુદા જુદા હોય છે, ને દર કલાકે, સામસામે થતા લાગે છે એટલે આ 'ધ્રૂજારો' કિલ્લો તોડવા માટે તો કર્યો નથી જ લાગતો.

'પણ એ ગમે તેમ હોય, તે વખતની પ્રજા ધ્રૂજારો કરી શકે તેટલું સામર્થ્ય ધરાવતી, અને જો તેમ હોય તો, આવી બળવાન પ્રજાના સંસ્કારનો ઉલ્લેખ પણ હોવો જ જોઇએ.'

વૃદ્ધે ડોકું હલાવીને જવાબ વાળ્યો : 'સંસ્કારનો ઉલ્લેખ તો મળે જ છે.'

'શામાં ?'

'બહુ જૂના વખતનું-કોઈ અત્યંત વિશાળ કેળવણી ઓફીસનું એક સૂચીપત્ર મળ્યું છે. તેમાં લગભગ આ જ સાલ છે. તે પ્રમાણે કેળવણીના ક્ષેત્રની-શક્યતાની-વગેરે ઘણી

વાતો તેમાં સ્પષ્ટ જણાતી છે. એટલે તે વખતની પ્રજાએ, કેળવણી વિષે ઘણો વિચાર કરેલો તે વિષે તો શંકા જ નથી.'

'વળી એને તદ્દન સ્વતંત્રરીતે બીજો પણ ટેકો છે.' અત્યાર સુધી મૌન સેવતા, પ્રૌઢ પુરુષે વચ્ચે માથું માર્યું.

'શો ?'

'એમ કે એ પ્રજાને પ્રદર્શનનો શોખ હતો. એક વખત તેમણે પ્રદર્શન કરેલું. એ પ્રજાની ખરી વિદ્વતા તો એ હતી કે દરેકે દરેક ચીજને તેમણે નામ આપ્યું હતું! નામ વિનાની કોઈ પણ ચીજ જ મળે નહિ, અને જેનું વર્ણન ન આપી શકાય એવી કોઇ કારીગરી જ મળે નહિ. આ રીતે જોતાં, એ પ્રજા ઘણી મહત્ત્વાકાંક્ષી હશે. મહત્ત્વાકાંક્ષા વિના પ્રદર્શન નથી ભરાતું, એ તો જાણે કે જૂનો સિદ્ધાંત છે. પ્રદર્શન વિના પ્રવૃત્તિ ન થાય એ સૌ કોઇ જાણે તેવી વાત છે. ને પ્રવૃત્તિ વિના પ્રગતિ પણ અશકય. એ રીતે આ બળવાન પ્રજામાં બધા જ ગુણ જણાય છે!

ભાષણ, પ્રદર્શન, માનપત્ર, વગેરે શબ્દો વારંવાર છે. એટલે આ સંસ્કારી પ્રજાને આવી દિવ્ય વસ્તુઓનો શોખ હશે. ભાષણ ઉપરથી તે વખતની સંસ્કૃતિઉપર ઘણું અજવાળું પડે છે. આ પ્રમાણે આપણને એક આખું છપાયેલું ભાષણ મળી આવ્યું છે, એ ઉપરથી ત્રણ મુદ્દા તરી આવે છે: પહેલું તો ભાષણ કરનાર સર્વજ્ઞાની, સર્વત્યાગી, ને સર્વલક્ષી જણાય છે. તે વખતની પ્રજા ચારિત્ર અને નીતિભાવનાને પ્રથમ માન આપતી, તે વિષે લગભગ ત્રણસો પાંસઠ ભાષણમાં ઉલ્લેખ છે. વળી, તે પ્રજા વિભૂતિપૂજા બહુ સારી રીતે પિછાનતી. એક ભાઇએ પતંગિયું

પકડયું ત્યારે આ સમસ્ત પ્રજાએ તેને માનપત્ર આપ્યું હતું. એ લોકો એવા સંસ્કારી હતા, કે ગમે તેવી નાની બાબતમાં પણ 'કમીશન' નીમતા. હવે આ 'કમીશન' શું છે તેનો હજી બરાબર શુદ્ધ અર્થ મળ્યો નથી, પણ સંભવિત છે કે તે નિયમસર કામ કરનારું કે કામનો માપ રાખનારું યંત્ર હોય, કે પછી વખતે, ટોપલા જેવું કચરો રાખવાનું ઊંચા પગવાળું અને મોટા મોઢાવાળું વાસણ હોય! ગમેતેમ, એ પ્રજાએ કમીશનની શોધથી, ઘણા અગત્યના સવાલ સિદ્ધહસ્ત કર્યા હતા. ઇ. સ. ૧૯૩૩ ના એક જૂના લેખમા જણાવ્યું છે કે જ્યારે સ્ત્રીઓ બહુ બહાદુર થશે ત્યારે પુરુષોને ધિક્કારશે! શા માટે એ કારણ ત્યાં આપ્યું નથી, પણ એક બેનને બીજી બેન માનપત્ર આપતાં કહે છે કે તમે ખરૂં ભણ્યાં છો, કારણ કે તમે પુરુષને ધિક્કારો છો. ત્યાર પછી, ઇ. સ. ૧૯૩૭-૩૮ માં પુરુષ નામના પ્રાણીના સંબંધમાં કાંઇક લખાયેલું છે. એટલે એ છ સાત વર્ષના ગાળામાં, ગમે તે વૈજ્ઞાનિક શોધ થઈ હોય, પણ સ્ત્રીઓ સ્ત્રીઓની જ સાથે, સ્ત્રીઓ જ માટે, સ્ત્રીઓના જ વાડામાં રહેતી હોય તેવું જણાય છે. પુરુષ આ પ્રમાણે સ્ત્રીવિહીન થતાં, ધીમે ધીમે પ્રાણીની અવસ્થા પામ્યો હશે, એટલે જ 'પુરૂષપ્રાણી' એ શબ્દ યોજાયો લાગે છે. એટલું તો ચોક્કસ છે કે ઇ. સ. ૧૯૧૩ કરતાં ઇ. સ. ૧૯૩૩ મા સ્ત્રીઓ વધારે આગળ વધી છે.

'એ વખતની પ્રજા વેપારમાં ઘણી આગળ વધી હતી. એક વેપારીને કાચનાં વાસણો ભાંગવાથી ઇજા થયેલી એવું તેના ચોપડાના રોજમેળમાંથી મળ્યું હતું. આ કાચનાં

વાસણુ, ખાંડ, ને કાપડ, લોકો આનંદથી ખરીદે છે, ને સુખમાં મહાલે છે, એવું વીરમગામના એક વેપારીએ અમદાવાદના પોતાના ભાઇબંધને લખ્યું હતું. આવા વેપારીઓ ઘણા સાહસિક હોય તે દેખીતું જ છે. તે વખતે અમદાવાદના લોકો ભદ્રકાળી દર્શન કરવા જતા : ને દિવસનાં કરેલાં પાપ ત્યાં મૂકી આવતા.

'આ બધા જુદા જુદા ટૂકડાઓનો સંબંધ બાંધીએ તો તે વખતની મહાપ્રજા માટે આપણુને માન થાય તેવું છેઃ તેઓ નાટક જોતા, સીનેમા જોતા, આપણી જ પેઠે તેઓ ઠઠ્ઠામશ્કરી કરતા, ઝીણું સુંદર બારીક પરદેશી કાપડ પહેરતા, અને વારંવાર પરાધીનતા મટાડવાનાં ભાષણો પણુ કરતા. તે વખતની પ્રજાનો તરુણુવર્ગ બહુ નાજુક રહેતો. સ્ત્રીઓયંત્રકામમાં પ્રવીણુ હતી. તે વખતની પ્રજા ખરેખર, અતિસંસ્કારી હશે. એક જગ્યાએ, સ્ત્રી પોતાના પતિને કહે છે કે 'હે સુંદરશ્યામ ! હવે તમે બજારમાંથી બિસ્કીટ, માખણુ, ને બટાટાનું તૈયાર શાક લાવો એટલે આપણે જમીએ. પછી તમે વકીલાત કરવા જાઓ, ને હું પોલીસકોર્ટમાં જાઉં.' સ્ત્રી પોલીસકોર્ટમાં ક્લાર્ક હશે એમ લાગે છે.

'આવી સંસ્કારી પ્રજા કેવા ઉત્સવો પાળતી, શું ખાતી, શું પીતી, તેની મોજમજાઓ શી હતી, એ વિષે બહુ લંબાણુ વર્ણન કરતાં, તો થાકી જવાય તેવું છે. પણુ તે વખતનો તરુણુ પુરુષ ઘણી શક્તિવાળો હશે તે વિષે શંકા નથી. એક તરુણુ વિદ્યાર્થી વિનયપૂર્વક આચાર્યને કહે છે કે 'હે ગુરો ! આજે હું 'ટ્રીગ્નોમેટ્રી' એટલા માટે નથી કરી શક્યો કે મારે ત્યાં શ્રીમતી આવ્યાં છે તેને કાલે કુમકુમને

પગલે સ્ટેશનથી પધરાવી લાવ્યો; તેમ જ હે ગુરો ! મારી માતા ને તેમની વચ્ચે મતભેદ થતાં, મેં મતભેદ એ તંદુરસ્ત જીવનની નિશાની છે તે વિષે લેખ લખ્યો, તેથી જરા મોડું થયું ને 'ટ્રીગ્નોમેટ્રી' રહી ગઇ !' આ લખાણમાં સ્પષ્ટ ધ્વનિ છે કે તે વખતનો તરુણ ઘણું કામ એકી સાથે કરી શકતો-એટલે કે પ્રતિભાસંપન્ન હતો.

'વળી 'સ્વાર્થત્યાગ' 'પ્રજાકલ્યાણ' 'લોકકલ્યાણ' એ શબ્દો તે વખતની પ્રજામાં વેંગણ, ભાજી, મૂળાની પેઠે હમેશની વાપર જેવા બની ગયા હતા! એટલે એ પણ એમ જ બતાવે છે કે ભાજીમૂળાની પેઠે આ વસ્તુઓ પણ અત્યંત સુલભ હતી, અથવા તો પ્રજાનું નિત્ય જીવન પણ એટલી ઊંચી કક્ષાએથી જ જીવાતું ! આવી રીતે એ પ્રજા સર્વદેશી વિકાસ અનુભવી રહી હતી. આવી મહાપ્રજાનો જેટલો પરિચય કરીએ તેટલો ઓછો જ ગણાય. તે વખતે દેશી રાજાઓ નામે કિન્નરવર્ગ રહેતો હતો તેમાંનાં કોઇએ ૬૦ લાખનો મહેલ બંધાવ્યાનું જાણવામાં આવ્યું છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે તે વખતે પ્રજા કેટલી આબાદ હશે.

'એ પ્રજાએ મોટા અરીસા શોધી કાઢેલા. તેમાં દરેક વસ્તુ મોટી દેખાતી. નાનો માણસ છ સાડા છ ફુટ ઊંચો લાગે. આવી આવી ઘણી શોધો પણ આ સમયમાં જ થઇ લાગે છે.'

ત્રણે વિદ્વાનો તે વખતે જરા થોભ્યા. એટલામાં તો રસોઈ તૈયાર થયાનો અવાજ આવતાં, ત્યાં ઉપડયા, ને નવી શોધ શી રીતે કરવી, એ વિષે મહત્ત્વની ચર્ચા કરતા કરતા, ભાત ને કઢી પર હાથ મારવા લાગ્યા.

*

થોડે દિવસે જ્યારે બીજી સભા થઈ ત્યારે આ વિદ્વાનોએ પ્રાચીન યુગ વિષે ઘણી ઘણી માહિતી મેળવી હતી. પ્રાચીન યુગ એ એક જ્વલંત યુગ હતો, તે વિષે એમને શંકા રહી ન હતી. પેલા વૃદ્ધ વિદ્વાને 'ઝુંબેશ' શબ્દની વ્યુત્પત્તિ સમજાવતાં કહ્યું:

'માત્ર આ એક જ શબ્દ તે વખતની પ્રજાનું શૌર્ય બતાવવા પૂરતો છે. દરેક મનુષ્યમાં એટલું તેજ હતું કે તે 'ઝુંબેશ' ઉઠાવી શકતો. વર્તમાનપત્રોમાં તો આ શબ્દો વિષે ઘણી ઘણી વાતો છે, પણ, અમદાવાદી દરવાજા પાસે એક વખત, એક વેપારીએ પોતાની વખારમાંથી, મરેલ ઉંદરડી કાઢીને રસ્તાપર ફેંકી હતી, તે વખતે પંદરસો માણસો એ તેના આ 'કરપીણ' કૃત્યને ધિક્કારવા 'ઝુંબેશ' ઉઠાવી હતી! રોગને તદ્દન નિર્મૂળ કરવા તે વખતના વિદ્વાન ડૉકટરોએ સભા ભરીને 'ઝુંબેશ' ચલાવેલી. ડૉકટરોએ આ ઝુંબેશ ચલાવીને સિદ્ધ કર્યું હતું કે, દેશી પૈસાને પરદેશી દવામાં વાપરવા એ એક જ રસ્તો રોગને મટાડવાનો છે! આ ડૉકટરો, વકીલો જેવા પરોપકારી હતા, અને તે વખતે નરસિંહ મહેતાનું 'વૈષ્ણવ જન તો તેને કહીએ' એ પદ ઘેર ઘેર ગવાતું એટલે 'પરોપકાર માટે જ માણસો બહાર નીકળતા, અને બહાર નીકળીને પરોપકાર જ કરતા! એ વખતે છાપખાનાં પ્રજાની 'સેવા' માટે નીકળતાં; માસિકો પ્રજાની 'સેવા' માટે છપાતાં; કલા 'પ્રજાની સેવા' માટે જ હતી. લેખકો 'પ્રજાસેવાર્થે' જ લખતા. એક બહુ જૂના તંત્રશાસ્ત્રમાંથી નીકળ્યું છે કે તે વખતે લોકો પેટે 'રખોડી' ભૂંસી રાખતા, એટલે કોઇને ભૂખ જ ન લાગતી. અને આવી

રીતે પેટનું દુઃખ નીકળી જવાથી, 'પ્રજાકલ્યાણાર્થે' નીકળી પડેલા માણસોની સંખ્યા તે વખતે ઘણી મોટી હતી.

તે વખતના મહાન રસાયનશાસ્ત્રી જગદીશચંદ્ર બોઝે, એક શીશીમાં 'પ્રેમ' નામનો રસ ભર્યો હતો. આ 'પ્રેમ' માંથી સૌ બે ચાર ટીપાં લેતા; તે વખતના મહાન શિક્ષકોની, સંસ્થાના ચાલકોની, ડૉકટરોની, વકીલોની, જાહેર કાર્યકર્તાઓની, ટીકાખોરોની, ભાષણખોરોની, અને કોઇપણ સભાના સભાસદોની, તથા વેશ્યાઓની જુબાની લેવા એક કમિશન નીમાયેલું હતું. તે કમિશનના રિપોર્ટથી માલુમ પડે છે કે, આ બધાઓ પ્રેમથી જ બધું કરતા. 'પ્રેમરસ' તેમણે પેલી શીશીમાંથી ચાખીને જ પોતપોતાની 'ઝુંબેશ' ઉઠાવેલી. એટલે એ વાત ચોક્કસ છે કે તે વખતની પ્રજા પ્રેમઘેલી, પ્રેમ માટે સર્વસ્વ અર્પણ કરનારી, પ્રેમથી જ કામ કરનારી, ને પ્રેમ માટે જ બધું કરનારી હતી.

'જેમ જેમ આ મહાપ્રજાના તેજસ્વી શબ્દોનો આપણને પરિચય થાય છે તેમ તેમ, ઘણું ઘણું જાણવાનું મળી આવે છે. આ 'પ્રેમ' શબ્દ 'લગ્ન' નામના શબ્દ સાથે, તે વખતના લોકો વારંવાર વાપરે છે. પણ એમાંથી પહેલો શબ્દ કયો પ્રચારમાં આવ્યો, તે વિષે શંકા નથી. પણ એ ઉપરથી તેમના સાંસારિક રિવાજોનું સમ્યક જ્ઞાન મળે છે. લગ્નના ઘણા પ્રકાર લગે છે. પણ દરેક પ્રકારને તે પ્રજા વધાવી શકી છે, તે તેનો ઉદાર મતવાદ જણાવે છે. તે પ્રજામાં વૃદ્ધાવસ્થાએ પણ શરીર સુદૃઢ રહેતાં, કારણ કે લગ્નનો એક પ્રકાર એવો છે કે જેમાં પુરુષ વૃદ્ધ ને સ્ત્રી જુવાન હોય. જુવાન પુરુષ ને જુવાન સ્ત્રી લગ્ન કરે તો

નવલકથામાં લખવાનો આદર્શ ભૂંસાઈ જાય, એવા શુદ્ધ સાહિત્યપ્રેમને લીધે, તે પ્રજા બનતાં સુધી એવું 'લગ્ન' ન થાય તો સારું એમ ઇચ્છતી. આટલો સાહિત્યપ્રેમ એ પ્રજાની ઊંચા પ્રકારની મનોદશા બતાવે છે.

'તે પ્રજા કીડીને મારવામાં પણ ડરતી. કેટલાક માણસો દર સાંજે કીડીયારું પૂરતા. તેઓ ઘરપર પ્રીતિ રાખતા. ભૂખે મરવું પડે તો સૌ સાથે અપવાસ કરતા, પણ ઘર બહાર પગ મૂકતા નહિ. તેમની સંસ્કૃતિમાં સુંદર હૃદય દેખાય છે. બુદ્ધિને તેઓ વેપાર કરવા માટે જ રાખતા. બીજા સાંસારિક રીતરિવાજોમાં તેને વાપરીને વેપારનો નફો ખોતા નહિ. તેઓ મોટા વેપારી હતા. તેમનામાં કવિનો જથ્થો ઘણો હતો. કવિઓ કવિતા કરતા, અને ઘેર જઇને સૂઈ જતા. કવિતા કરી કરીને તેમણે દેશને જાગ્રત રાખ્યો હતો, ને પોતે સૂતા પણ પોતાના કાવ્યથી કોણ કોણ જાગ્યા તેની બરાબર દરકાર કરતા. તે વખતનાં બધાં પુસ્તકો 'અનુપમ' બહાર પડતાં. પુસ્તક બહાર પડયા પછી ત્રણ દિવસમાં ખપી જતું! બીજે અઠવાડિયે 'થોડી નકલો બાકી છે, નહિતર રહી જશો' એવી ખુલ્લા દિલની જાહેરખબર પરથી એમ લાગે છે કે કોઈ પુસ્તક વાંચ્યા વિના રહી ન જાય, તેની તેઓ બહુ માયાભરેલી રીતે કાળજી રાખતા! આવી વિદ્યાપ્રિય પ્રજા તે વખતે બીજી કોઈ નહિ હોય એમ લાગે છે. તે વખતે વિદ્યાનો ઉલ્લાસ એટલે સુધી હતો કે દરેકે દરેક જુવાન માણસ હસ્તલિખિત માસિક કાઢતો. અને છેવટે તંત્રી લેખક વાંચનાર ને સાંભળનાર સૌ એક રસ બની ગયા હતા!

'એ પ્રજા અત્યંત રસિક ને સંયમી હતી. ચાર વર્ષની છોકરી પતિવિહોણી બનતાં મનોવિકાર નથી જ અનુભવતી એવો એક ધર્મપ્રિય માણસે કરેલો ખુલ્લો એકરાર એક જગ્યાએ આવે છે. બીજી જગ્યાએ સત્તર વર્ષની વિધવા સુંદરીને આદિત્યના મંત્ર જ માત્ર ભણવાથી ગર્ભાધાન થયાનો ઉલ્લેખ છે. એ પ્રમાણે સૂર્યચંદ્રની મદદથી તેમણે વિધવાઓને સંયમ શિખવાડયો હશે તેવું જણાય છે. તે વખતના પુરુષો ખરેખરા બળવાન હતા. વળી તેઓ અખંડસૌભાગ્યવંતા રહેતા. એક રસિક સાક્ષર છ વખત પરણ્યા ને સાતમી વખત સ્ત્રી મરી જતાં 'જીવન-સખીરીને' એ નામનું એક લાંબું સુંદર કાવ્ય તેમણે રચ્યું હતું. તે વખતે લોકો કાવ્ય તો બહુ જ કરતા. દુઃખમાં ધીરજ ધરવાને બદલે તેઓ કાવ્ય કરી નાખતા. આવી ઊંચા પ્રકારની લાગણીને લીધે મૂળા ખરીદ કરતાં ન આવડે તો તેઓ મૂળાની દરકાર ન કરતાં, મૂળાના પાન પર કાવ્ય લખી નાખતા!

તે વખતની મહાન પ્રજાનું આ તો આછું જ રેખાચિત્ર છે. ખરેખરી રીતે તો આ કરતાં પણ તે વધુ મહાન હતી. જેમ જેમ વધારે માહિતી મળશે તેમ તેમ એ પ્રજાની ખરી મહત્તા જણાઇ આવશે.

# હણુમાનની દેરી

નાનકડા ગામના મુખી હોવાનું સદ્‌ભાગ્ય ઇશ્વરકૃપાથી જ ભુધરભાઇને મળ્યું હતું. ભુધરભાઇને એકનો એક લાડકવાયો દીકરો હતો. તેનું નામ લાડમાં ને લાડમાં નાનાભાઈ પાડયું ને પછી તો એજ નામ કાયમ થઇ ગયું.

નાનાભાઈ જ્યારે બે વર્ષનો થયો ત્યારે ભુધર મહેતા ઘરભંગ થયા. બે ચાર દિવસ સુધી તો નાનાભાઇની વેદના જોઇને ભુધરને કાંઈનું કાંઈ થઈ જાય. હિમાલય જવાનું, સમુદ્રમાં પડવાનું, સાધુ થવાનું, એમ એક પછી એક જુદું જુદું મન થઈ આવે, અને છેવટે ફરીવાર ન પરણવાનું મન કાયમ થયું.

ભુધરભાઇએ, મન મોકળું કરવા, ને ગત પત્નીને સંભારીને દુઃખમાં મળી શકે તેવી યાદીની મીઠાશ લેવા, આ વાત, પોતાની એકની એક પણ અત્યંત વિશ્વાસપાત્ર નોકરડી કેસરને કહી, કેસર જાતની ખવાસ હતી, ને મૂળ નામ તો હતું કેસર પણ ઘણી વખત નામ અપભ્રંશ કેમ થાય છે તેની ખબર નથી પડતી, ને સૌ કેસરબાઇને કેશી કહેતા.

કેશીનું નામ રૂપાળું હતું, પણ પોતે નામ કરતાં પણ વધારે રૂપાળી હતી. હવે તો એની આધેડ વય હતી, પણ

બેઠી બાંધણીનાં શરીર જલ્દી વૃદ્ધ ને કુરુપ બનતાં નથી, એટલે કેશી, આધેડ છતાં, બેઠી દડીના પ્રતાપે કદરૂપી ન લાગતી. મૂળ તો ખવાસનો સ્વભાવ જ બહુ મીઠો છે, તેમાં, કેશી સ્ત્રી જાત, ને પોથીથી રંગાયેલા દાંતપર જુવાનીમાં હેમની રેખા પણ જડાવેલી, એટલે કેશી બોલે ત્યારે જાણે સોનાનાં ફુલ વરસે છે એવું લાગે.

કેશીએ નાનાભાઇને બેચાર દિવસમાં માતાનો સ્નેહ ભૂલાવી દીધો. ભુધર મહેતાને ત્યાં ઘણાં વરસથી, ઘરના માણસની જેમ કામ કરતી, એટલે નાનાભાઈ, તેની સાથે બહુ જ હળી ગયેલો તો હતો, પણ, માતાના મરણ પછી તો કેશીએ ગજબ કરી.

ઘણી વખત, અપુત્ર એકલડોકલ નોકર ચાકર, એવાં તો વિશ્વાસપાત્ર નીવડે છે કે પગાર નહિ પણ એમનો પ્રેમ જ એમની પાસે અદ્‌ભુત કામ કરાવે જાય છે.

હવે આ કેશી, દર શનિવારે, ભુધર મહેતાના વાડામાં એક હનુમાન હતા એનાં દર્શન કરવા અચૂક જવાની. શનિવાર રહેતી પણ ખરી ને તે દિવસ એ બહુજ ધાર્મિક બની જતી. કેશીની આ વિચિત્રતા હતી, અને વિચિત્રતાઓ દુનિયામાં અનેક રૂપે રહી શકે છે. એક વખત એક ગાંડો જોયો. તે ફુટેલ ચાના પ્યાલા ભેગા કરતો, અને સાજો પ્યાલો હોય તો એને પણ ફોડી નાખતો. બીજો એક ગાંડો ખાડા ખોદીને કટાઈ ગયેલ લોઢાના કકડા, જાણે મોંઘા મણી મળ્યાં હોય તેમ, પ્યારથી ભેગા કરતો. ગાંડા માણસ જેવી જ ડાહ્યા માણસો પણ વિચિત્રતા ધરાવે છે. અમદા-વાદી ડાહ્યા વેપારીઓ, કાંઈ હેતુ વિના કે ગાંડાના કોઇ

આદર્શ વિના પૈસા ભેગા કર્યે જ જાય છે! એટલે કેશીની વિચિત્રતા માફી આપવા જેવી છે. કારણ કે શનિવાર તો ઘણા રહે છે, ને હનુમાનનાં દર્શન તો ઘણા કરે છે. પણ કેશી જ્યાં દર્શન કરતી, ત્યાં ખરી રીતે તો માત્ર એક ઢંગધડા વિનાનો પથરો જ હતોઃ અને તે પણ એવો તો કુરૂપ, કે જડસૃષ્ટિમાં જો હસી શકાતું હોય તો બધા પથરા પણ આ પથરાને જ હસે! ગમે તેમ, એનાપર કેશીએ સિંદુર ચોડ્યો હતો. એ એનો હનુમાન દાદો–હાજરાહજૂર–હતો.

*

નાનાભાઈએ કેશીને ઉભાઉભ રાખી. આખો દિવસ એની કેડ ઉપર જ રહેવાનો. ગામમાં જાય તો નાનાભાઈ સાથે. ધોવા જાય કે પાણી ભરવા જાય, ખાવા બેસે કે પાણી પીએ પણ નાનાભાઈ તો સાથે ને સાથે. નાનાભાઈ જેટલો વધારે જૂલ્મ કરતો, તેટલો કેશીનો પ્યાર વધતો. સ્ત્રીસ્વભાવમાં જ કાંઈક એવું છે. કેટલાક એને નબળાઈ ગણે છે, ઘણા એને સહનશીલતા માને છે. ખરી રીતે એ પ્રેમની જ એક અવસ્થા છે. જેમ જેમ નાનાભાઈ મોટો થતો ગયો તેમ તેમ કેશીપર એનો રોફ પણ વધતો જ ગયો. 'કેશી! પાણી કેમ મૂક્યું નથી? કેશી આંહી આવ. કેશી, દાતણ લાવ.' આ પ્રમાણે નાના છોકરાની જોહુકમી સગી માને પણ કંટાળો ઉપજાવે તેવી-મૂંગે મોંએ, કોઈપણ દિવસ જવાબ આપ્યા વિના, કેશી સહન કર્યે જ જતી. એ હુકમ ઉઠાવવામાં જ સમજતીઃ બોલવામાં કાંઈ સમજતી નહિ. એ બોલતી બહુ જ થોડું. આખા દિવસમાં ભાગ્યે જ બે ત્રણ વખત 'સારૂં' કહેતી હશે.

*

ભુધર શેઠને ધીમે ધીમે શેઠાણી વિસારે પડવા લાગ્યાં. એ ધીમે ધીમે કહેવા લાગ્યો કે રોટલા ઘડવાની અડચણ બહુ પડે છે. અને ઘણાખરા સાધારણ ભણેલા બીજવર રોટલા ઘડવાની અડચણથી, ઘરભંગ થયા પછી છ આઠ દિવસે કે બહુ તો છ આઠ માસે પરણી જાય છે. માત્ર વધારે ભણેલા' જ્યારે ઘરભંગ થાય છે ત્યારે 'પ્રેમ પ્રેમ' કરતા, ધીમે રહી ફરીવાર પરણી લેછે. પછી કોઇ 'સહચરીને' કે 'જીવનસખીને' એવાં એવાં સુંદર કાવ્યો જોડે છે. આ પ્રમાણે ભુધરભાઇ પણ ફરીવાર પરણ્યા. નવી વહુ ઘેર આવ્યાં, એનું નામ સમજુ. સમજુ વહુ આવ્યાં ત્યારથી જ કેશીને ખાત્રી હતી કે હવે નાનાભાઇની બાદશાહીપર ઘા પડશે. સમજુ વહુએ આવીને, વેવલી વાણિયણની પેઠે, કેડે કુંચીનોઝુમખો ખોસ્યોઃ વાણંદ, કુંભાર, ભંગી, સૌ નવા સૂર્યની પેઠે સમજુ વહુને ભજવા લાગ્યાં. નાનાભાઇને હવે ક્યારેક તો લપડાક પણ પડવા લાગી. એ વખતે એને ઘણું લાગી આવતું, ને કેશીના ખોળામાં માથું મૂકીને, કલાકના કલાક સુધી રડયા કરતો. એમ સુખેદુઃખે નાનાભાઇ મીડલ-સ્કુલ પસાર કરી ગયો. ને હાઇસ્કુલમાં જવા વારો આવ્યો.

એ વખતે કેશી ભાઈ સાથે જવા તૈયાર થઇ. ભુધર-ભાઈ સાથે એ વાત નક્કી થઈ હતી. ચાર ગાઉ છેટે શહેરમાં હાઇસ્કુલ હતી, એટલે સીધું સામાન બધો તૈયાર કરીને કેશીએ ગાડામાં મૂકયો અને પોતે પણ તૈયાર થઇને આવી ગઇ. એટલામાં સમજુ વહુ આવ્યાં.

'કેશીને ભાઇની સાથે મોકલશું તો બાબુભાઇને કોણ સાચવશે?'

બાબુ સમજુનો બે વર્ષનો છોકરો હતો. ગામડામાં મોટામાં મોટું ને સરસમાં સરસ નામ 'બાબુ' ગણાય છે. કોઇ પણ ગામડામાં સહેજે પાંચ છ 'બાબુ' મળી આવે જેમ શહેરમાં એક પોળમાંથી સાત આઠ ડઝન 'બેબી' મળી આવે છે તેમ.

ભુધરે માથું ખંજવાળ્યું. એને ખબર હતી કે નાનો કેશી વિના એકલો નહિ રહે. ને કેશી નાના વિના નહિ રહે.

'કેમ બોલતા નથી?'

'હા,-હા; શું કહ્યું?'

'એમ કે કેશીથી નહિ જવાય. નાનો કાંઇ નાનો નથી. અને આ બાબુને કોણ સાચવશે?'

'હા. ત્યારે તો કેશી–નાનાભાઈ, કેશી ન આવે તો?' ભુધરે નાનાને જ પૂછ્યું.

'ન આવે તો, ન આવે તો'-નાનાએ નવી માની કડક આંખ નીચે હેં હેં હેં હેં કરતાં ઉત્તર આપ્યો: 'ન આવે તો બાપા, કેમ ચાલે?' 'ચાલે' એમ કહેવા જતાં 'કેમ ચાલે?' બોલાઇ ગયું.

'બાબુભાઇને તો કેશવો સાચવશે.' કેશીએ પણ પ્રત્યુત્તર વાળ્યો કેશવો પટાવાળો હતો.

'એમ?'–શેઠાણી કરડાઇથી બોલ્યાં. કોઈપણ દિવસ પ્રત્યુત્તર ન વાળવાના સ્વભાવવાળી કેશી તદ્દન શાંત ઉભી રહી.

'તારે જાવું છે, એમ બોલને, મીંઢી!'

પ્રત્યુત્તર મળે જ નહિ.

'શું બોલે ? બાઈ સાહેબે છોકરાને પહેલેથી બગાડયો છે, એટલે હવે, છોકરો ને પોતે જઇને ત્યાં શેરાપુરી ઉડાવવાં હશે. પણ યાદ રાખજે, જો છોકરો નાપાસ પડયો, તો તારો રોટલો આ ઘરમાં નહિ રહે. જાઓ તમે બેય જણાં આંહીંથી.' ભુધરને આવો ફેંસલો જોઇતો હતો, પણ તેનો વિચાર વાણિયાગતથી ધીમે ધીમે એ ફેંસલો મેળવવાનો હતો. પણ શેઠાણી તડુકયાં ને તે બોલ્યો નહિ એટલે આમ વેતરાયું તો ખરૂં. પણ ક્રોધમાં વેતરાયું એટલું જ.

'જાઓ, બેટા, જાઓ. ધ્યાન રાખીને ભણજો ને કેશી તું ધ્યાન રાખજે.'

'હા, એ ધ્યાન રાખશે. છોકરો બગડીને ન આવે તે સારૂં.'

શેઠાણી ઘરમાં ચાલ્યાં ગયાં. મુખી ઝાંપા સુધી વળાવા ગયા. અને નીચે મોંએ કેશી તથા નાનાએ ભુધરની રજા લીધી. ને ગાડું ચાલતું થયું, પણ એનાથી કચરાતી દરેક કાંકરી, જાણે હૃદય ચંરતી હોય તેવું ભુધરને લાગ્યું. તે ગોંદરા સુધી સાથે ગયો. એક વખત નજર ટકાવીને, ગાડું દેખાય ત્યાં સુધી જોઇ રહ્યો. ધૂળ દેખાતી બંધ થઈ ત્યારે તેણે નિઃશ્વાસ મૂકયો. મુખી કોઇ દિવસ આવો ગદ્ગદ કંઠ થયેલો નહિ તે ધીમે પગલે ઘર તરફ પાછો ફર્યો.

*

'સાડાસાત ?'

' સાડાસાત સુધી કોઇ દિવસ નાનાભાઈ રોકાય નહિ. એ તો એવો બીકણ છે કે જરાક અંધારૂં થયે ઘેર પાછો ફરે '

કેશીને પાડોશણે સાડાસાત વાગ્યાના સમાચાર આપ્યા, ત્યારે બારણાની સાંકળ વાસીને બહાર નીકળતાં નીકળતાં તે બોલી ગઇ. ને તરત જ નાનભાઇની શોધ કરવા ચાલી નીકળી.

પણ નાનભાઇનો પત્તો લાગે તેમ હતું નહિ. આજે છ માસિક પરીક્ષાનું પરિણામ આવ્યું હતું. નાનાભાઇ બધા જ વિષયમાં નાપાસ હતો. અને 'નાપાસ' થવાની, નવીમાએ આપેલી ધમકી તેને હજી સાંભરતી હતી. બીજું તે શું કરે? તેનો પગ ઘેર આવવા ઉપડયો જ નહિ.

કેશી ખૂબ શોધખોળ કરવા માંડી. પોતાના હણુમાન દાદાની દેરી ચણાવીને હણુમાનને સોનાથી મઢાવવાની માનતા માની. એની આંખમાં આંસુ તો કયાંય સમાય નહિ. 'એ નાનાભાઇ! એ નાનાભાઇ!' કરતી આખે રસ્તે બુમાબુમ કરે; પણ નાનાભાઇનો પત્તો ન જ લાગ્યો તે ન જ લાગ્યો. 'અરેરે! તારી નવી મા તો ઠીક પણ સગી મા મને કેવો ઠપકો આપશે? એ નાનાભાઇ!'

ભયંકર બનીને જંગલમાંથી પડધા જ પાછા ફર્યા. બીજે દિવસે નિશાળે ગઇ. માસ્તરને કહ્યું: 'અમારો નાનાભાઈ ડાહ્યો છે તે નાપાસ પડે નહિ.' માસ્તરે કહ્યું: 'તમારો નાનાભાઇ બહુ ડાહ્યો છે; એટલે જ નાપાસ પડયો છે.' બધાએ હસાહસ કરી મૂકી, ને વીલે મોંએ કેશી ત્યાંથી પાછી ફરી.

નાનાભાઇ કયાંય મળ્યો નહિ.

જ્યારે ભુધરને આ સમાચાર મળ્યા ત્યારે તે ગાંડા

જેવો બની ગયો. શેઠાણીએ ટોણો માર્યો: 'મોકલો, મોકલો, ત્રણ બદામડીની નોકરડીને ભેગી મોકલો.'

ભુધરે ખોળાખોળ કરી; પણ નાનાભાઇનો પત્તો તો મળ્યો જ નહિ.

તે દિવસથી ભુધરનો આગ્રહ છતાં, કેશી કોઇ દિવસ તેને ઘેર જતી નથી. જેવી શાંતિથી તે રહેતી, તેવી જ શાંતિથી તેણે દળણા દળવાનું ને કાંતવાનું કામ ઉપાડી લીધું. સવારે વહેલું ઉઠીને દસ વાગ્યા સુધી દળણું દળવું, ને રાત્રે ઠંડી ઠંડી ચાંદનીમાં કાંત્યા કરવું. એ કોઇ દિવસ કામથી નવરી પડતી નહિ: દિવાળી હોય કે બેસતું વર્ષ હોય, તેની ઘંટીનો અવાજ, સવારમાં અચૂક સંભળાવાનો. રાત્રે, મીઠી ચાંદનીમાં, રેંટિયાનો સ્વર એવો તો મીઠો લાગે કે પાડોશીનાં છોકરાં, ઘણી વખત એના પગ પાસે સૂઇ જતાં.

એક બે કરતાં અખંડ બાર વર્ષ વિતી ગયાં. ભુધરે નાનાભાઇની આશા છોડી દીધી. છોકરો હાથથી ખોયો, એ વિચાર આવતાં ઘણી વખત તે ગળગળો બની જતો. શેઠાણી મનમાં ખુશ હતાં, પણ મોંએથી તો 'આ નાનો ખોવાણો ન હત તો મારા બાબુને આજે ઓથ થાત. ભવિષ્ય કાંઇ ટળે છે?' એવી વાતો ગામની સ્ત્રીઓ પાસે કરતાં; દુનિયામાં સત્ય સૌ જાણે છે, પણ ચલાવી લેવાનું ડહાપણ એવું ઘર કરી ગયેલ હોય છે કે કોઇ, કોઇને અમસ્તું માઠું લગાડતું જ નથી. એટલે ગામની સ્ત્રીઓ પણ 'હા બાઇ, તમારા પેટમાં, દીકરા જેવો દીકરો ગયો છે તે બળે તો ખરૂં જ, પણ એનાં નશીબ; આપણે શું કરીએ?' એવું કહેતી.

સૌને ખાત્રી હતી કે નાનાભાઇ તો ક્યાંય કમોતે મરી ગયો. માત્ર દળણાં દળનારી ને રેંટિયો કાંતનારી ડોશી કેશી હરરોજ ઉઠીને કહેતી કે આજે સાંજે નાનભાઇ આવ્યો દેખાડું; પણ એવી તો કેટલીયે સાંજો ચાલી ગઈ; નાનભાઇ આવ્યો નહિ ને આડોશીપાડોશી સૌ કહેવા લાગ્યાં કે સવારે પાંચ દશ મિનીટ ડોશીનું ભેજું ખસેલું રહે છે.

ચોમાસાની ઋતુ હતી. મેઘલી રાત જામી ગઇ હતી. ઝૂંપડામાં ભીનાશ હતી, ને પોતે એક અઠવાડિયા થયાં તાવથી પીડાતી હતી, એટલે કેશીબાઇ તો વહેલી વહેલી પથારીમાં પડીને સૂઇ જવા લાગી.

પણ આજે નિદ્રાનો દિવસ ન હતો. આજે જાણે વર્ષોનાં સ્મરણો જાગ્યાં હોય તેમ, છેક નાનપણથી માંડી આજ સુધીનો ઇતિહાસ, તે વાંચી રહી હતી.

વૃદ્ધાવસ્થામાં ઘણી વખત માણસને બાળપણના પ્રસંગો, સ્વજનો, અને માયાભર્યું ઘર સાંભરે છે. જેના જીવનમાં ભયંકર દોષ નથી હોતા, તે અંતકાળે, પોતાનું ઘર, ઝાડની છાયા, ફળી, શેરી, માતા, એવા એવા બાળપણના સંસ્કારો સંભારતા મૃત્યુ પામે છે. આ સંસ્કારોની જાગૃતિ એ મૃત્યુની આગાહી છે. આજે કેશી ભૂતકાળના, વરસોનાં વરસ ખસી જઇને, જાણે નાની દીકરી હોય તેમ માના ખોળામાં રમી રહી હતી! પોતે વૃદ્ધ છે, માંદી છે, એકલી છે એ બધું ભાન ભૂલી ગઇ હતી. તે ભયંકર રીતે માંદી ન હતી. પણ જીવનમાં પરિશ્રમ વેઠનારાં, જીવી જીવીને થાકી જાય છે, ત્યારે જાણે થાકયાં વિસામો લેતાં હોય એવી રીતે માંદા પડે છે. કેશી પણ વિસામો લેતી હોય તેવી રીતે માંદી હતી.

અને ધીમે ધીમે જેમ જેમ ભૂતકાળમાંથી વર્તમાનમાં આવતી ગઇ તેમ તેમ વધારે ને વધારે થાક ચડવા લાગ્યો; છેક ત્યાં આવી પહોંચી કે જ્યાં પોતે 'નાનાભાઈ! નાનાભાઈ!' કહીને રડી રડીને જંગલ ગજાવ્યું હતું.

અને તે અચાનક સફાળી બેઠી થઈ. દીવો જાણે હાલ્યો હોય કે ગમે તેમ પણ તેણે કોઇનો પડછાયો જોયો અને તે નાનાભાઇનો પડછાયો હતો, એમ તેને ખાત્રી થઈ ગઇ. તે સફાળી બારણા તરફ ચાલી, ને 'નાનાભાઇ, બેટા, આવ્યો ના' કહેતી ક ને તેણે બારણું ઉઘાડ્યું.

બહાર ઘોર અંધારું હતું. માત્ર થોડાંક પાન ધીમે ખખડતાં હતાં. પણ આકાશ ઘેરાયેલું હતું, પવન બંધ જેવો હતો, ને વરસાદનાં ટીપાં પડુપડુ થઇ રહ્યાં હતાં.

'નાનાભાઇ, આવીને કયાં ગયો?' . . . શેરીમાં છેટે માત્ર એક કુતરું જવાબમાં રડ્યું. કેશી આગળ વધી. 'બીજે કયાં? ભુધરભાઇને ત્યાં નાનાભાઇ ગયો હશે.'

નાનકડા ગામડામાં રાત્રે દસ વાગે તો ઘારણ વળી જાય. કેશી ભુધરભાઇને ત્યાં પહોંચી; ત્યારે ત્યાં સૌ ઘસઘસાટ ઉંઘી ગયાં હતાં. માત્ર ડેલીએ એક પસાયતો, ઉધરસ ખાતો ખાતો ખાટલામાં પડખાં ફેરવતો હતો. કેશીએ તેને જ પકડ્યો.

'ઉઠ, ઉઠ, નથુ, નાનાભાઇ આવ્યા છે.'
નથુએ ઉધરસમાં કાંઇ સાંભળ્યું નહિ. કેશીએ ફરી હાંક મારી.

'નથુ! સાંભળ્યું? નાનાભાઈ, આપણા નાનાભાઇ, સમજ્યો?—નાનાભાઇ આવ્યા છે.'

'હેં!' કહીને નથુ બેઠો થયો. 'ક્યાં છે? કોણ આવ્યું?'

'લે, ખબર નથી? નાનાભાઈ આવ્યા. ઘરમાં ગયા. ભુધરભાઇને જગાડ તો.'

નથુ કાંઈ સમજ્યો નહિ, પણ પહેલવહેલી વધામણી ખાવાના ઉમળકામાં તે એકદમ ફળીમાંથી ભુધરને બોલાવવા લાગ્યો.

'ભુધરભાઈ! એ મુખી! ભુધરભાઈ,! મુખી! સાંભળ્યું? નાનાભાઈ આવ્યા! નાનાભાઇ–આપણા નાનાભાઇ.'

ભુધર, ભાન ભૂલ્યાની પેઠે 'હેં! હેં!' કરતો બહાર આવ્યો. બહાર જુએ છે તો માત્ર કેશી સામે ઉભી છે.

'કોણ?'

'એ તો હું કેશી. ભાઇ, સમાચાર દેવા આવી છું. મને હનુમાને સૂજાડયું છે. કાલે કુંસારનું જમણ કરજો, મારા હનુમાનદાદાને ધરાવજો, અને હનુમાનદાદાને સોને મઢાવજો, અને એક દેરી બંધાવજો, અને હવે હું જાઉં છું!'

'અરે! મર, મર, તું આવી શું કરવા?'

'હા હા, હું ભૂલી ગઇ, નાનાભાઇ કાલે સાંજે આંહી આવશે.'

'કોણે કહ્યું?'

'જાણે મારા મનમાં ઉગી નીકળ્યું છે! પણ હું જરાક હનુમાનદાદા પાસે જઇ આવું!'

કોઇ રોકે તે પહેલાં સડસડાટ તે વાડામાં ગઈ. પા કલાકમાં તો પાછી ફરી.

'ઠીક લ્યો ત્યારે મુખી, રામ રામ. બોલ્યું ચાલ્યું માફ કરજો અને તમારો દીકરો પાછો આવ્યો છે. હવે તમારૂં કાંઈ રણ મારા ઉપર નહિ હો. '

'એ જા જા, ગાંડી ! જા. નથુ, આ ગાંડી થઈ ગઇ લાગે છે. એને ભાઇ, સંભાળીને ઘેર પહોંચાડજે.'

જવાબમાં કેશી ખડખડાટ હસી પડી.

મુખી ભડકયો. આ હસવું માણસનું નહિ; આ તો કોઇક ગાડી લાગે છે ! 'નથુ ! ગાંડી છે સંભાળજે હો. સંભાળજે, ભાઇ !'

બીજે દિવસે મુખી એ વાત ભૂલી ગયેલા. નથુ, ગાંડી કેશીની વાત બીજા સીપાઇઓને સંભળાવતો હતો. એટલામાં બરાબર સાંજના છ વાગે, એક જુવાન માણસ, ઘોડાપર ચડીને આવતો દેખાયો. તેની આગળ આગળ હાંફી ગયેલો પટાવાળો મુખીને ખબર કરવા દોડતો આવતો હતો. બીજી તરફથી નથુ દોડતો આવતો હતો.

' મુખી, સા'બ!'

' કેમ શું છે?'

' આપણા નાનાભાઇ!'–ઘોડાવાળા જુવાનને છેટેથી દેખાડતાં પેલા પટાવાળાએ કહ્યું!

ભુધર હાંફળો ફાંફળો ઘોડાવાળા જુવાનને જોવા બહાર નીકળ્યો. એ વખતે નથુ પણ આવી પહોંચ્યો. 'કેમ નથુ, શું છે એલા, કેમ દોડતો આવે છે?'

સા'બ કેશુ ડોશી મરી ગઇ !'

' હેં !'

એટલામાં તો ઘોડાવાળો જુવાન છેક પાસે આવી પહોંચ્યો: તે સપાટાબંધ ઘોડાપરથી નીચે ઉતર્યો: 'બાપા, ઓળખો છો?' 'અરે ભાઈ, તમારા તો જાપ જપીએ છીએ. તમે કયાંથી?' સિપાઈ, પટાવાળા, માણસો સૌ એક સાથે બોલી ઉઠયાં:

'ત્યારે મારે પહેલવહેલાં કેશી-કેસર બાઇને મળવું છે? કયાં છે? ઘરમાં છે? હવે નોકર નથી?'

બધાના મોંપર એક જાતની ગંભીર શાંતિ છવાઇ ગઈ. કોઇએ કાંઇ જવાબ વાળ્યો નહિ.

'મને છેલ્લા આઠ દિવસ થયાં બહુ કનેડગો છે એણે.'

'એમ? શું?'

'હમેશાં સ્વપ્નામાં આવે, ગાંડી જેવી. 'તું હવે ઘેર આવી જા. મારૂં મોત બગડે છે. હણુમાનદાદાએ કહ્યું છે ...અને એવું એવું.'

નથુને મુખી એક બીજા સામે જોઇ રહ્યા.

પણ 'કેશી છે કયાં? એને બોલાવો તો'

'કેશી હણુમાનદાદાની અતિશ્રદ્ધાથી ગાંડા જેવી થઇ ગઈ હતી. હમેશાં તું આવશે એમ કહ્યા કરતી. કાલે પણ કહી ગઇ. અને આજે...'

'અને આજે?'

'બેટા, કેશી મરી ગઈ!'

'હેં!'

'બિચારી સુખી થઇ. ગાંડી થઇ ગઇ હતી.'

નાનાભાઇ ધબ-દઇને નીચે બેસી ગયો. તેની આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં:

'અરેરે ! ત્રણ દિવસ પહેલાં જ એણે કહ્યું હતું કે તું ઝટ આવજે, નહિતર મને નહિ મળે અને મને એ ફરીવાર ન મળી; ન મળી તે ન જ મળી. હું છેવટ સુધી શંકા અને તર્કમાં જ રહ્યો. કેશી, મા, તને હવે નહિં જ મળાય એમ ?' પાસે ઉભેલા સૌના મોં પર, આ શુદ્ર દાસીની સાચાઇએ છાનાં આંસુ વહેવરાવ્યાં.

ને એવી રીતે આખું ગામ કેશીની પાછળ રડતું રડતું સ્મશાને ગયું.

ભુધરે કેશીના ખડઅચડા હણુમાન માટે એક દેરી કરાવી, ને તેમાં ધામધૂમથી હણુમાનને પધરાવ્યાઃ દેરીના તકતામાં નાનાભાઇએ આટલું લખાવ્યું:

'અતિશ્રદ્ધા એ એક પ્રકારનું ગાંડપણુ હશેઃ પણુ અતિતર્ક એ બીજા પ્રકારનું ગાંડપણુ છે. દુનિયામાં બેવકુફાઇ બે જાતની છેઃ અતિશ્રદ્ધાની અને અતિતર્કની. દુનિયામાં મૂર્ખ પણુ બે પ્રકારના છે. બધું જ અગમ્ય છે એમ સમજનારા ને બધું જ ગમ્ય છે એમ માનનારા.'

# ત્રિશંકુ

સડડાટ કરતી ‘ હડસન ’ મોટર સ્કુલના કમ્પાઉન્ડમાં આવીને ઉભી કે તરતજ પગથિયા પર ઉભા રહેલા ડેપ્યુટી ગામના વેપારોઓ, પટેલ અને સ્કુલનાં મહેતીજી તૈયાર થતાં લાગ્યાં. મોટરમાંથી ત્રણ ચાર માણસો ઉતર્યા એટલે સૌ તેમની પાસે આવ્યાં. અને જુદીજુદી ઢબે સલામ કરીને સામે ઉભાં:

ઉતરનારામાંથી, ચાંચવાળી ભાટિયાશાહી પાઘડી પહેરેલા, આધેડ વયના, એક ગૃહસ્થની સામે જઇને ડેપ્યુટીએ હાથ મીલાવ્યો: અને પોતાની સાથેના ગામના વેપારીઓમાંથી મુખ્ય માણસ સામે આંગળી ચીંધી ‘ શેઠ રૂગનાથ ! ’ એટલું બોલી એક બીજાની ઓળખાણ પાડવાની શરુઆત કરી. પેલા ગૃહસ્થે જરા હસીને માથું નમાવ્યું. શેઠ રૂગનાથ પોતાની બજરવાળી પીળી મુંછો દુપટ્ટાથી લોતા લોતા ‘ શા’બ આપની રાહ તો બહુ જોઈ-વરસાદની પેઠે ’ એટલું બોલ્યા ન બોલ્યા, ત્યાં ડેપ્યુટી, ‘ રાઘવ પટેલ ’ ! એમ બીજીઓળખાણ આપતા આગળ ચાલ્યા, અને સૌ મંડળ પણ પાછળ ખેંચાયું.

રાજપરા કન્યા સ્કુલનો આજે મેળાવડો હતો. અને વસનજી શેઠને હાથે ઇનામ વહેંચવાનું હતું. શેઠ પોતે રાજપરાના રહીશ હતા. પણ અત્યારે તો મુંબઇમાં તેમની લાખોની મિલ્કત હતી, અને ચાર પાંચ વર્ષે ક્યારેક રાજપરે આંટો આવતા હતા, ત્યારે બે ચાર મહીના રહી જતા.

'કન્યા સ્કુલમાં છોકરીઓ સો એક હશે?' આગળ ચાલતા ડેપ્યુટીને આ સવાલથી પોતાના અવિનયનું ભાન થયું હોય તેમ તે જરાક ધીમો પડયો ને શેઠની પાછળ ચાલવા લાગ્યો. 'જી હા, સો હશે.' જવાબ આપતાં આપતાં, ડેપ્યુટીએ મહેતીજીની આંખો શોધવા યત્ન કર્યો. પણ મહેતીજી પાછળ હતાં. તેને બોલાવે તે પહેલાં વસનજીના પત્ની લક્ષ્મીબાઇએ ઉપાડેલી વાતમાં તેનું ધ્યાન રોકાયું. લક્ષ્મીબાઇ અને શેઠ–અરધો પશ્ચિમનો અને અરધો પૂર્વનો રંગ રાખતાં. 'ડીયર' આ લોકો ચારિત્ર સંસ્કાર એવુ કાંઇ શીખવતા હશે?'

વસનજીએ જવાબ ન આપતાં ડેપ્યુટી સામે જોયું: 'જી હા, હમેશાં પ્રાર્થના' એમ કહીને ડેપ્યુટી જવાબ વાળતો હતો, એટલામાં એનું મોં જરાક મલકયું: અને લક્ષ્મીબાઇએ જવાબ સાંભળવાનું ચાલુ રાખીને પણ તીરછી આંખે જરા ગંભીર બનીને પાછળ જોયું. પાછળ કોઇએ મોટેથી કરેલા હાસ્યે ને 'લાગે છે તો હોકા જેવો. જો ને એના પાટલુનમાં કરચલી કેટલી છે' એવા મોટેથી બોલાયલા શબ્દે તેનું ધ્યાન ખેંચ્યું. તેની મોટી છોકરી વાસંતી અને નાનો છોકરો નરદેવ બન્ને ડેપ્યુટીની મશ્કરી કરતાં લાગ્યાં. પોતાની સંસ્કારિતાની, આ ડેપ્યુટી જેવામાં છાપ

પાડવા માટે, જે ચારિત્ર વિષે પ્રથમ સવાલ પૂછયો હતો તે ચારિત્રનું પોતાના જ ઘરમાંથી થયેલું ‘પ્રદર્શન’ અત્યારે લક્ષ્મીબાઇના સ્વભાવને જરાક ખુંચ્યું. પણ હવે તો વેષ પૂરો જ ભજવવા દે એવી હિમ્મત રાખી આ કડવો ઘુંટડો ગળે ઉતારી ગયાં. અને ‘હું કેળવણી કરતાં સંસ્કારમાં માનું છું. આપણાં છોકરાં કેવાં ગંદા રહે છે. કેવું ગંદું બોલે છે. અને એ લોકોને પ્રાર્થનાના રહસ્યની પણ ખબર નથી હોતી’ એવું એવું બોલી ગયાં. અને વધારે બોલત, પણ એટલામાં વસનજી શેઠ, ‘કોઇ મોટરને આંહી લઇ આવવાનું કહેવરાવજો. આંહી વળે તેમ છે. જરાક સંભાળીને લેવરાવજો. પંદર હજાર હમણાં જ ખરચ્યા છે.’ એટલું કહીને બીજી વાતોએ ચડયા. ‘પંદર હજાર’ એ શબ્દ બોલતાં, તેમણે જરાક ઉંચું જોયું ને એટલામાં તો રઘુનાથ શેઠ, રાઘવ પટેલ વગેરેનાં મોં આશ્ચર્યથી પહોળાં થતાં જોઈ તેમને ઉંડો ઉંડો સંતોષ થતો લાગ્યો. રઘુનાથ શેઠ તો સંભળાય તેમ બોલી પણ ગયાઃ પં દ ર હ જા ર! અભિમાનની તૃપ્તિમાંથી જન્મેલી ઉદારતાએ શેઠને બોલવામાં જરાક મળતાવડા બનાવ્યાઃ

‘કેમ રઘુનાથ શેઠ! નવાઇ લાગે છે?

બજરવાળી પીળી મુંછો દુપટ્ટાથી લોતા લોતા, ને ઓછા ઓછા થઇ જતા રઘુનાથ શેઠ, બોલવાની તક મળતાં, ખુશખુશ થયેલા લાગ્યાઃ ‘જી—આપ તો રાજા માણસ—પણ અમે તો એક મોટરમાં આખી જીંદગી કાઢી નાંખીએ. ‘હી-હી-હી’ એમ ફીકકું હસતાં હસતાં ‘આપ તો રાજા માણસ, કેમ રાઘવ પટેલ!’ એટલું બોલીને શેઠ

રઘુનાથે રાઘવ પટેલ તરફ પાછળ નજર ફરી. પાછ
શેઠનો છોકરો, બરાબર એનું અનુકરણ કરતો હોય તે
'હી હી હી' હસતો હતો.

એટલામાં તો સ્કુલ આવી. 'કેટલાના ઇનામ વહેંચ
વાનાં છે?' ડેપ્યુટી તરફ ફરીને વસનજી શેઠ બોલ્યા. 'જી
સો રૂપિયાનાં છે.'

વસનજી શેઠે, રઘુનાથ શેઠ તરફ નજર કરી. 'રઘુનાથ શેઠ
એક સો રૂપિયાના બીજા ઇનામની તજવીજ તમે ને ડેપ્યુ
મળીને કરશો? હું. માફ કરજો હો તમને તસ્દી–'

'અરે! સા'બ! એ શું બોલ્યા? આપનું કા
અમારે અડવાણે પગે કરવું ઘટે.' એમ બોલતા રઘુનાથ શે
ડેપ્યુટી સાથે રવાના થયા. ને શેઠ તથા સંસ્કારી શેઠાણ
અને એમનાં બન્ને છોકરાં નિશાળમાં ગયાં.

શેઠ વસનજીએ ઇનામના મેળાવડામાં બતાવેલી ઉદાર
તાથી, તેમની કીર્તિ વધી. કીર્તિ કેટલીક વખત મનુષ્યને વધા
ઉદાર ને વિશાળ દૃષ્ટિ આપે છે. વસનજી શેઠે એક વખ
તો આખા ગામને જમાડવાનો નિશ્ચય કર્યો: પણ લક્ષ્મીબાઈન
દલીલ હતી કે એવી રીતે જમાડવું તે આળસને વધાર
બરોબર છે, માટે એટલા પૈસા ખરચીને ઢોરને પાણી પાવાને
અવેડો બનાવવો. વસનજીના અંતઃકરણમાં એમ થયું કે
રાજપરાને શી રીતે ઉપયોગી બની શકું: તેણે ગરીબગરબાં
પોતાના બગીચામાંથી નિંદામણ મફત લેવાની રજા આપ
પોતાના ઘેરથી સૌને છાશ લઈ જવાની છૂટ આપી. એ
નાનું સરખું દવાખાનું બંધાવીને ગામ લોકોને દવાની પ

સગવડ કરી આપી. એમની પાસે જે સંપત્તિ હતી તેના બળે થઇ શકે તેટલી મદદ રાજપરાને તે કરવા લાગ્યા. પણ શેઠનાં છોકરાં, કયારેક ધોતિયું ને ઉપર 'હેટ' પહેરીને ફરવા નીકળતાં; તેમ જ શેઠ શેઠાણી પણ 'ડીયર' ને 'ડાર્લિંગ' કરતાં નીકળે. હેતુ ન છતાં અજાણતાં ગામડાના અજ્ઞાન લોકોમાં આ વર્તનથી ચર્ચા થતી. ગામડાના લોકો ટેવાયેલા, સિંદુરવાળા ખરબચડા પથ્થરને 'હનમાન' માનવાને. જ્યારે શેઠ અને તેનાં છોકરાં, 'આ પથરો કેમ રાતો રંગ્યો છે? આંહી કોઇ છે રંગરેજ? સારો છે?' એવું પૂછીને પોતાનું અજ્ઞાન પ્રગટ કરી ડોશીડોસલાંની માન્યતાઓ પર ઘા કરવામાં નિમિત્ત બનતાં. શેઠનાં છોકરાં, રસ્તે કોઈ ગંદુ છોકરું મળે તો 'એ છોકરા! તું આવો ગંદો કેમ છે? છાણ કેમ ચુંથે છે? તને કોલેરા નહિ પડે?' એમ કહીને તે છોકરાની માને શિખામણ આપવાનો પ્રયત્ન કરતાં: અને શિખામણ આપીને સારું કરવાનો હેતુ છતાં, અંતે તેની સાથે લડી પડતાં! આપણે ડાહ્યા, આપણે સંસ્કારી એવી એવી ઝેરભરેલી વાતો આ નાનાં છોકરાંમાં કોઇએ મૂકી દીધેલી એટલે વાતવાતમાં વિશ્વવ્યાપી હુંકારનો ધ્વનિ આવ્યા જ કરે.

વસનજી શેઠને ગામમાં સુધારા કરવાની ઘણી ઇચ્છા હતી: ગામના દરવાજા બહાર નીકળતાં કેટલાક પડી ગયેલા પાળિયા પડયા હતા, તેમને ત્યાંથી ખેસવીને એક ઠેકાણે રાખવાની તેમની યોજના હતી. તેમજ ગામમાં ઠેર ઠેર એટલા બધા હનુમાન વધ્યા હતા કે એ બધાને પણ એક જગ્યાએ મૂકાવી દેવાની તેમની ઇચ્છા હતી: પણ ગામડાના લોકોની માન્યતાઓ, લાગણીઓ, વગેરે સમજવા માટે

તેમની સાથે ભળી જવા જેટલો હૃદયપલટો તેમનામાં થયેલો નહિ. કીર્તિએ તેમને પોતાનું રૂપ દેખાડીને ખેંચેલા: અને ઘર આંગણે લક્ષ્મીની છોળ એટલે શેઠે ઉદાર બનીને ગામને ઘણી ઘણી રીતે ઉપયોગી થવાની યોજના કરી કાઢી: પણ ગામડાના હૃદયથી પોતે હતા તેટલા જ દૂર રહ્યા. એટલે એ કમનશીબ લોકોના અજ્ઞાનમાંથી જન્મેલી શ્રદ્ધાએ તેમનો ઉત્સાહ નરમ પાડ્યો: ગરીબાઈમાંથી જન્મેલી લુચ્ચાઈએ તેમને આ જંગલી લોકો પ્રત્યે 'જરાક કડક' બનવાની અગત્ય શીખવાડી: અને રૂઢીમાંથી જન્મેલી માન્યતાઓએ તેમને ડગલે ને પગલે દુરાગ્રહી બનાવી મુકયા.

*

સવારના લગભગ દસ થયા હશે. વસનજી શેઠ પોતાના ખંડમાં બેસીને મુંબઈની ટપાલ લખાવી રહ્યા હતા. ગઈ કાલે જ તેમની 'મોટર'ની પાછળ એક છોકરો ચડી બેઠો હતો: અને તે પડી જતાં લોકો ટે.જે મળ્યા હતા: અને તેમાંથી એક જણાએ તો ઉદ્ધતાઇ બતાવી હતી. વસનજી શેઠનું મન જરાક ખાટું થયું હતું, અને પોતે મુંબઇ ચાલ્યા જવાનો વિચાર કરતા હતા. આ કાગળો પણ એ વ્યવસ્થાને જ લગતા હતા.

'શાબ' કહેતો ક ને તેનો માળી નથુ આવ્યો. વસનજી શેઠ તેની સામે જોઈ રહ્યા: 'કેમ ?'

'જી આપે નિંદામણ લેવાની છૂટ આપી છે કે લીલી ચા ?'

'નિંદામણ ?'

'જી, નકામું ઘાસ નીકળે છે તે લોકો લઈ જાય છે.'

'છો લઈ જાય. લઇ જવા દો.'

'અને સાથે સાથે પોતાનાં છોકરાં લાવે છે. છોકરાં જામફળ ચોરી જાય છે. કાચા કેળાંની લુમમાંથી કેળાં તોડીને ખાઇ જાય છે. વાંદરાની જાત, 'શાબ!'

વસનજી શેઠ એક ઘડી વિચાર કરવા થોભ્યા 'આ લોકો અજ્ઞાન કે મૂર્ખ નથી પણ શઠ છે.' તે ઉભા થયા. ઓરડામાં એક આંટો માર્યો. એટલામાં લક્ષ્મીબાઇ સામેને બારણેથી આવ્યા. 'આ, તમારી કાળી. કાળીએ તો કાળો કેર વર્તાવ્યો છે.'

'કોણ કાળી? એનું શું છે?'

કાળી રબારણ હતી. અને શેઠને ત્યાં હમેશાં દૂધ દેવા આવતી.

'તમે કહેતા હતા કે એનું દૂધ ચોખ્ખું જ આવવાનું. આપણી ગંગા વસુકી ગઇ ત્યારથી એનું બંધાવ્યું હતું. પણ અઠવાડિયામાં ગમે તેટલું કરો, પણ એક દિવસ તો ખરાબ દૂધ એ આપે આપે ને આપે. ત્યારપછી જ તેને અનાજ ભાવે. પણ ગઇ કાલે એણે જે દૂધ આપ્યું તે ગમે તેવું હોય, પણ મોતીના છોકરાએ પીધું ને તેને આખે શરીરે ફુટી નીકળ્યું છે.'

મોતી શેઠની કામ કરવાવાળી હતી. અત્યારે તે પાછળ ઉભીને બધું સાંભળતી હતી. તેણે 'હા શા'બ!' કહીને સાક્ષી પૂરાવી.

'અને પરમદિવસ મારી નજર ચુકાવીને એક રૂપિયો ખોટો આપી ગઇ.'

કાળી રબારણ ઉપર વસનજી શેઠનો વિશ્વાસ હતો.

તેને બસો અઢીસો રૂપિયાની જુદે જુદે પ્રસંગે મદદ કરેલી. એટલે આ ‘ધા’ શેઠને વધુ આકરો લાગ્યો. તે કાગળ લખનાર તરફ ફર્યો. લખો, ‘અઠવાડિયામાં આવવાનું ચોક્કસ છે પણ તે પહેલાં પણ નીકળી આવીએ.’

‘શા’બ’ કહીને નથુ જાવાની તૈયારી કરતો હતો. ‘એલા નથુડા! તું કેવો છે?’

‘શા’બ કોળી!’

‘હવેથી કોઇને ઘાસનું એક તરણું પણ લેવા દેવાનું નથી સમજ્યો? અને છોકરાં જામફળ ચોરવા આવે તો પરબારાં તળાટીને સોંપી આવજે સમજ્યો?’

‘જી હા!’

નથુ ત્રણ પગથિયાં ભાગ્યે જ ઉતર્યો હશે એટલામાં શેઠનાં છોકરાં દોડતાં દોડતાં ઉપર આવ્યાં. ‘નથુડા તું તો આંહી રખડે છે ને ત્યાં બગીચામાં તો કેટલી બધી બૈરીઓ પેસી ગઇ છે. ઘાસ કાપવાને બદલે જામફળી પાસે ઉભી છે.’

વસનજીનો પિત્તો ઉછળ્યો તે પોતાના કારકુન તરફ ફર્યો: ‘તમે જાઓ, નથુને કહી આવો કે બધાં બૈરાંને કાઢી મૂકે. જો વધુ રકઝક થાય તો પોલીસને ખબર કરો.’

જે અભિમાને એમની પાસે લોકકલ્યાણનાં કાર્ય માટે પૈસા કઢાવ્યા હતા, તે અભિમાનના જ વેગમાં તે લક્ષ્મીબાઇ તરફ ફર્યા: ‘એમ? ત્યારે બીજું શું કરવાનું હતું, તેડાવો ડૉકટરને, ને એના દૂધ માટે ફરિયાદ નોંધાવો. અને ક્યાં ગયા મોહનલાલ?’

મોહનલાલ-એનો કલાર્ક હમણાં જ નથુની પાછળ ગયો હતો. એટલે પોતે જ ટેબલ પાસે બેસીને ડૉકટરપર

ચીઠ્ઠી લખવા લાગ્યા. ચીઠ્ઠીમાં પૂરા ચાર અક્ષર પણુ નહિ નોંધાયા હોય, એટલામાં ગામના બે ચાર ગૃહસ્થો અને તેમાં સૌથી મોખરે ગોળ ચકરડા જેવી પાઘડીવાળા, કપાળમાં ટીલું શોભે છે એવા, ને ખભે રેશમી કોરનું ધોતિયું નાખી એક હાથ ગૌમુખીમાં રાખી આવતા, શાસ્ત્રીજી નજરે પડયા.

વસનજી શેઠે તેમને સૌને ઠંડો આવકાર આપ્યો. રઘુનાથ શેઠ જ સૌની વતી બોલ્યા: 'એવું છે શાંબ કે શાસ્ત્રીજી, બહુ જ ઉંચી જાતનું માણુસ છે. પોતે ચાતુર્માસ આંહી કરવાના છે ને ગામનો પણ આગ્રહ છે. આપ જેવા રાજા માણસની મહેરબાની છે એટલે બીજી તો બધા પ્રકારની સોંય છે. પણુ એમને ઉતારા પાણી માટે જો બંદોબસ્ત થઇ જાય તો ચાર મહિના સુધી, ગામ લોકોને એમનો લાભ મળે. પોતે તુલશીકૃત રામાયણની કથા અદ્દભૂત રીતે કરે છે, અને વૈદું તો એમનું જ.'

વસનજી જરાક શાંત થયા. 'એમ? વૈદું જાણે છે?'

શાસ્ત્રીજીએ ગૌમુખીમાંથી હાથ કાઢયા વિના માથું નમાવ્યું. 'જી! ગુરુ પ્રતાપ છે.'

'મોતી'! વસનજીએ મોતીને બોલાવી. 'તારા છોકરાને લાવ તો.' સૌ સ્તબ્ધ બેઠા.

થોડીવારમાં મોતી છોકરાને તેડી આવી. છોકરાને આખે શરીરે ઝીણી ફોલ્લી હતી. ને શરીરમાં તાવ ભરાયો હતો.

શાસ્ત્રીજીએ ઉભા થઇને નાડ હાથમાં લીધી. એક બે વખત પોતાના નસ્કોરા પાસે હાથ ધરી 'સૂર્ય' કે 'ચંદ્ર'

જોયા. આંખો મીંચી ગયા, ને ઉઘાડીઃ 'ગુરુ પ્રતાપે કહું છું કે દૂધનો વિકાર છે. વિકારી દૂધ ઉપયોગમાં આવ્યું છે.'

'એમ ? ઠીક લ્યો આ કાગળ, લખો સર્ટિફીકેટ.' ગામડામાં જેણે આખી જીંદગી રામાયણ જ વાંચેલી ને ગુરુ પ્રતાપે અનેક રોગ કાઢેલા, તે આ સર્ટિફીકેટની વાત આવતાં ધ્રૂજવા લાગ્યા.

'એ કામ અમારૂં નહિ, શેઠજી, સરકાર નિયુક્ત અધિકારી જ આવા કામમાં યોગ્ય વ્યક્તિ ગણાય.'

એટલામાં મોહનલાલ પાછો આવ્યો. તેણે ખબર આપ્યા કે બધાં બૈરાં લક્ષ્મીબાઇને મળવાનું કહીને આ તરફ આવ્યાં છે.

વસનજીને વૈદ્યના જવાબથી જરાક ખરાબ લાગ્યું હતું તેને બૈરાંનું આ ધાંધલ વધારે અયોગ્ય લાગ્યું. તે ટેબલનું ખાનું બંધ કરી જરાક સ્વસ્થ થયો.

'શેઠસાહેબની પ્રકૃતિ અસ્વસ્થ હોય તો પછી મળવા આવીએ' એમ કહી વૈદે રૂગનાથ સામે જોયું. 'આવાં કામ તો કર્યા જ ભલાં' એ સિદ્ધાંતના અનુયાયી હુશિયાર વાણિ-યાએ આંખ મીંચી, પશ્ચિમ બુદ્ધિ બ્રાહ્મણને મૌન રહેવા ઇશારત કરી. વસનજી શેઠે તે જોયું ને પોતાને પણ તનો ઉપાય અચાનક મળ્યો હોય તેમ જરાક મોં મલકાવતા બોલ્યાઃ 'આ ઘર તમારૂં જ છે. એમાં કાંઈ શંકા જ હોય નહિ, પણ તમે મને કાલે સાંજે મળવાનું રાખો'તો ?'

વૈદ તો તરત 'જી હા ! ભલે' કહીને બેઠો થઇ ગયો, પણ વાણિયો કળી ગયો કે શેઠે ગોથું માર્યું છે ને હવે ફરી હાથમાં આવવા મુસ્કેલ છે !

'આજ સાંજે તો આપને'–તેણે છેલ્લો દાવ ફેંક્યો. વસનજીએ ઠંડી મીઠાશથી જવાબ વાળ્યો: 'કામ છે. અને કાલે સવારે પણ કામ છે. તમારે કાલે સાંજે આવવું' દેખાતી મીઠાશથી પણ ઉદ્ધતાઇ ભરેલી રીતે તે ખુરશી પરથી બેઠો થયો. 'મોતી! પાન સોપારી લાવ તો' એમ બૂમ મારી, ઇશારતથી મોહનલાલને પોતાની પાસે બોલાવ્યો. 'જા તારી બાઇને કહે કે બૈરાંઓને ચોખ્ખું સંભળાવી દે.'

મોહનલાલ ગયો. અને મોતી પાન સોપારી લાવી તે લઇને બીજા સૌ પણ ગયા. એમને જતા જોઇને વસનજીએ એક કરડી દ્રષ્ટી ફેંકી નિષ્ઠુર હાસ્ય કર્યું, અને આ હાસ્ય પાછો ફરેલો પોતાનો કલાર્ક મોહનલાલ સાંભળે છે, એ જોઇને વસનજી શેઠે ગંભીર દેખાવ ધારણ કર્યો.

'મોહનલાલ! કાળી પાસે કેટલી રકમ લેણી છે?

'જી! રૂપિયા અઢીસો આશરે છે'

અધિકારીની ઢબથી શેઠ બોલ્યા: 'આજ ને આજ વસુલ કરો.' શેઠનો ફરેલો સ્વભાવ જોઇને જરાક ગભરાયેલો કલાર્ક સમજ્યો ન હોય તેમ ફરીને 'જી!–કરીને ઉભો.

શેઠે એજ અવાજે કહ્યું, 'આજને આજ વસુલ કરો. ઘર વેચે, ઢોરઢાંખર વેચે, ગમે તે કરે. બોલાવો કાળીને–એને પૈસા આપ્યા હતા, એટલા માટે એ ખરાબમાં ખરાબ દૂધ મારે ઘેર આપે છે? બોલાવો કાળીને'

વસનજી શેઠ, રૂઆબથી બહાર નીકળ્યા. 'અને મોહનલાલ! કાલે સવારે આપણે જવાનું છે. તમે તૈયારી કરાવી લેજો. અને પેલા રઘુનાથ શેઠ વગેરે કાલે સાંજે આવે તો કહેજો કે અચાનક મુંબઈ જવું પડયું છે ને હાલમાં પેલા

બ્રાહ્મણના ઉતારા પાણી આંહી થાય તેમ નથી'–'સા–લા–શું સમજતા હશે આ શું બાપની ધર્મશાળા છે?'–છેલ્લું વાક્ય મનમાં મોટેથી બોલીને તે બગીચામાં ફરવા નીકળ્યા. તેમણે જોયું કે રાજપરાના જીવન સાથે પોતાનો મેળ જામશે નહિ: કોઈપણ મનુષ્ય લક્ષ્મીની છોળથી અંતઃકરણ મેળવી શકતો નથી. લક્ષ્મી કીર્તિ અપાવે, વાહવાહ કરાવે, ખુશામતિયા અને આશ્રિતોની સંખ્યા વધારે, પણ જીવનના મર્મમાં પ્રવેશ કર્યા વિના પ્રેમ તો મળી શકે જ નહિ. પણ આટલી સાદી વાત વસનજી ભૂલી ગયા; તેમણે માન્યું કે ઉદારતાના બદલામાં પ્રેમ મળવો જોઈએ. પણ ના, ઉદારતા, ઘણી વખત શ્રીમંતમાં તો લાગણી કરતાં અભિમાનમાંથી–લોકલજ્જામાંથી જન્મે છે. એને બહુબહુ તો એક પ્રકારની પ્રણાલિકા પ્રત્યેની માનવૃત્તિ કહી શકાય. અને એનો બદલો પ્રેમ ન જ હોય. પ્રેમને મેળવવા માટે દુનિયામાં પ્રેમ સિવાય બીજી કોઈ વસ્તુ નથી. પણ વસનજી ઉંધા વિચારે જ ચડયા હતા: 'આ લોકો શઠ છે. ગુલામ થવા માટે જ લાયક છે. કડક બનો તો કામ આવે –વગેરે' તેમણે મનમાં ગાંઠ વાળી કે કાલે મુંબઈ જવું. રાજપરાના જીવનમાં પોતાનું સ્થાન નથી: મુંબઈના જીવનમાંથી પોતે રહી જાય છે. માટે એવા ત્રિશંકુ બનવા કરતાં, કાલને કાલ મુંબઈ તરફ રવાના થવું.



પોતાનો નિશ્ચય જાહેર કરવા તે બગીચામાં ન જતાં પાછા ફર્યા: લક્ષ્મીબાઈ સામે જ મળ્યાં: 'આ લોકો તો અજડ જેવાં છે. એ તો ઘાસ કાપતાં કાપતાં છોકરાં

માટે જામફળ લઇ જાય તેને ચોરી જ ગણતાં નથી! એ લોકોને એટલી સામાન્ય બુદ્ધિ પણ નથી.'

'બધા જંગલી જેવા છે!'

બીજે દિવસે સાંજે રૂગનાથ શેઠ વગેરે વસનજી શેઠના બંગલા પાસે હેરાફેરા કરતા હતા. દરવાજો બંધ હતો. ને કારકુન મોહનલાલ બહાર ગયો હતો.

થોડીવાર પછી તે આવ્યો ત્યારે રૂગનાથ શેઠે પૂછ્યું: 'કેમ, શેઠ સાહેબ તો અચાનક જ ગયા.'

• •'હા, એમને હજારો કામ હોય ને?'

'હા, ભાઇ, હા. મોટાને મોટી ઉપાધિ. આપણા શાસ્ત્રીજીનો બંદોબસ્ત તમને કહેતા ગયા છે?'

'હા. હમણાં આંહી કોઇના ઉતારાપાણી થાય તેમ નથી' અને શેઠના સ્વભાવનું અનુકરણ કરતો હોય તેમ કારકુને ઉમેર્યું: 'આ કાંઇ ધર્મશાળા નથી'

સૌ ચકિત થઇ ગયા. પાછા ફર્યા ત્યારે અંદર અંદર વાતો કરતા હતા. 'ગમે તેમ પણ મુંબઇનાં માણસ એટલે લુચ્ચાના સરદાર સમજવા. અને પાછા નાસ્તિક.'

શેઠ વસનજી એ જ વખતે ગાડીમાં લક્ષ્મીબાઇને કહી રહ્યા હતા કે 'ગામડાનાં માણસો જંગલી જેવાં અને પાછાં શઠ.'

ગાડી જેમ જેમ રાજપરાથી દૂર થતી ગઇ તેમ તેમ શેઠનું હૃદય પણ તેનાથી દૂર દૂર થતું ગયું.—

# જીવનનું પ્રભાત

મોરલા ટહૂકે, લીલાંછમ જેવાં ખડ પથરાઇ જાય, અને સૃષ્ટિ નવું સૌંદર્ય ધરે એવો વરસાદ ન હતો : વૃષ્ટિ ન હતી: પવન પણ ન હતો : હતો આકાશ ને પૃથ્વી એક થાય તેવો, હાથીની સૂંઢ જેવો, પ્રલયના ભયંકર રૂપ જેવો, રાત અને દિવસનો, અખંડ અને પ્રચંડ, પૃથ્વીએ ન અનુભવેલો એવો, બારે મેઘનો ધોધમાર હલ્લો. એક દિવસ નહિ, બે દિવસ નહિ, ત્રણ દિવસ નહિ, સાત સાત દિવસ સુધી, માણસો, પશુ, પંખી અને જડસૃષ્ટિ બધાં, પોતાનાં ભાન અને ભેદ ભૂલીને, આકાશ સામે એક મીટ માંડીને જોઇ રહ્યાં હતાં કે ક્યાંય, એકાદ ધોળું વાદળું દેખાય છે? એકરસ બનેલા સોયગ઼ા જેવા આસ્માની આકાશમાં, દયાના બિંદુ જેવું ક્યાંય અજવાળું દેખાય છે ? . . . પણ આ તો પ્રલયકાળના છૂટેલાં વાદળાં, સો સો થરમાં આકાશ પાથરી રહ્યાં હતાં . . . અત્યંત ગંભીર શાંતિ હતી : એક પાન પણ ન ફરકે ને શ્વાસ પણ ન સંભળાય એવી ગંભીર, ભયાનક, ધ્રૂજારી છૂટે તેવી, નિરાશાના સમુદ્ર જેવી, શાંતિ હતી : માત્ર એકધારો અને અખંડ વરસાદ વધારે ને વધારે જોરમાં પડ્યે જતો હતો.

પશુ પંખી કે માણુસ કોઇ જ કાંઈ બોલતાં ન હતાં: સૃષ્ટિ નિ:શબ્દ થઇ હતી: જ્યાં બહારની ભાષા વિરમી જાય ને સાચી ભાષા શરુ થાય એવો, અરસપરસનાં દુઃખનો મોંઘો વખત આવ્યો હતો. ભાષા નાશ પામી હતી: શબ્દો વિરમી ગયા હતા: ઇશારત નકામી થઇ પડી હતી: સૌ પશુ, પંખી ને મનુષ્ય, એક બીજાથી સમજી શકાય તેવી, સાચે સાચી આંખની ભાષા બોલી રહ્યાં હતાં.

અને એવા અખંડ પંદર દિવસ ગયા ત્યારે બધાએ આંખોથી વાતો કરી લીધી કે આ વરસાદ નથી: આ તો પ્રલયકાળનું ધૂર્જટી રૂદ્રસ્વરુપનું તાંડવનૃત્ય ચાલે છે!... અને છેલ્લામાં છેલ્લા માળ, છેલ્લામાં છેલ્લી વૃક્ષની શાખા, નાના ડુંગરા અને મોટી મહેલાતો, જલનિધિમાં પડેલાં નાનાં ઢેફાં હોય તેવાં બનવા લાગ્યાં: માનવજાત, શું હિંદુ, મુસ્લીમ, ક્રિશ્ચિયન, કે આફ્રિકન, એક મોટા પર્વતના શિખરપર ઉભી થઇ ગઇ હતી: મનુષ્યોના ખભા પર વાંદરાં બેઠાં હતાં: વાંદરાના માથાપર સર્પો ચડી બેઠા હતા: ગરીબ જેવા બનીને સિંહ મનુષ્યના બચ્ચાં પાસે આંખો મીંચીને ઉભા હતા: અને તેમના વાંસા પર સૂંઢ નાખીને હાથી જરાક વિસામો લઇ રહ્યા હતા.

આ પર્વતના શિખર પરથી દૃષ્ટિ કરતાં, પાણી પાણી અને આકાશ સિવાય–ત્રીજું કાંઇ મળે નહિ: પવન નહિ, પ્રકાશ નહિ, તેજ નહિ, છાયા નહિ, ભુખતરસ, ઠંડક કે તાપ નહિ, લાલસા નહિ. મહત્વાકાંક્ષા નહિ, ભય નહિ, કાંઇ નહિ. માત્ર એકબીજાની સામે જોતા હતા ત્યારે ન વર્ણવી શકાય તેવો, આંખની ભાષાથી જ સમજાય તેવો,

એકલો અવિનાશી અને અદ્ભુત પ્રેમ દેખાતો હતો : સૌ એક બીજાની હૂંફથી જ આકાશ અને પૃથ્વિ એકાકાર કરનાર આ જલનિધિને નિહાળી રહ્યાં હતાં.

ઓગણપચાસમા દિવસનું પ્રભાત ઉઘડ્યું ત્યારે, નિલામ્બર જેવા ઘેરા વાદળાની રૂપેરી કોર નિહાળવા માટે પૃથ્વિ પર એક જ માણસ જીવતો રહ્યો. મોટા મોટા ડુંગર પણ ટેકરી જેવા લાગતા હતા : અને આવી એક ટેકરી પર, માત્ર એક જ જણ, આશ્ચર્ય મુગ્ધ થઇને, ટેકરીને અથડાતાં પાણીનાં મોજાં નિહાળી રહ્યો હતો.

હવે છેક છેલ્લે તેનો વારો હતો, અને જે માર્ગે આખી સૃષ્ટિ ચાલી ગઇ, તે માર્ગે જવા માટે, તે તૈયાર થઇને બોલ્યાચાલ્યા વિના તદ્દન શાંત થઇને બેસી રહ્યો હતો. પણ પાછલી રાત્રે ચાર વાગે પવન છૂટયો. પાણીનાં મોજાં અથડાવા લાગ્યાં. પૃથ્વિમાં શબ્દ થવા લાગ્યા : અને વાદળાંના થર છૂટા થઇને, દિશાઓ નિર્મળ બનવા લાગી. રૂપેરી વાદળાંઓ પર સોનેરી કોર આવી અને જાણે કાંઇ બન્યું જ ન હોય તેમ, સૂર્ય સુંદર રીતે પ્રકાશવા લાગ્યો. આખી સૃષ્ટિ અત્યંત મનોહર બની ગઇ. અને જડ કે ચેતન કોઇનો શબ્દ ન હોવાથી નિઃશબ્દ શાંતિમાંથી ઉત્પન્ન થતા સંગીતના સ્વર સંભળાવા લાગ્યા.

આખી સૃષ્ટિનું સૌંદર્ય જોવા માટે જે ભાગ્યશાળી પુરુષ જીવતો રહ્યો તે સૂર્યોદય થતો જોઇને ઘેલો ઘેલો બની ગયો : સૃષ્ટિ, સમાજ અને સંગાથ સર્વસ્વની નિશાની ગુમાવ્યા છતાં, જ્યાંસુધી જીવનની નિશાની છે, ત્યાં સુધી મનુષ્યમાં નિરાશા જન્મતી નથી.

આ જુવાન માણસ જેને હવે પોતાનું શું નામ છે ાને નામ છે કે નહિ એની પણ દરકાર ન હતી, જેને ાડ, દેશ, જાતિ કે ભાષા વડે બીજા કોઇથી જુદા પડવાપણું હતું, અને જેને કીર્તિ, રાજ, લક્ષ્મી, વૈભવ, અદેખાઇ કે હત્ત્વાકાંક્ષા સાથે કાંઇ લેવાદેવા હતા નહિ, તે હવે પોતાના ’લનિધિથી રક્ષિત ને મર્યાદિત નાના સરખા ડુંગરા જેવા દેશમાં રહેવા લાગ્યો : મોજામાં ખેંચાઈ આવતી, કોઈ કોઇ ટીમાંથી, કાંઇક ને કાંઇક ખાવાનું મળી રહેતું : ઉપરાંત ણે નાનું જેવું ખેતર બનાવીને, જે બીયાં મળ્યાં તે વાવીને, ાડાં ઘણાં વૃક્ષો ઉગાડવા પ્રયત્ન કર્યો. સમય જતાં એની ાની સુરેખ ઝુંપડીમાં વેલની છાયા નીચે, ફુલના છોડ ાભવા લાગ્યા. એકલો હોવા છતાં પણ તેણે વ્યવસ્થા, ાંતિ ને સુઘડતા આણ્યાં. અને પોતે જે જીવન જીવવાને વાયેલો હતો, તે જીવનના ભાંગ્યાતૂટયા અવશેષો સાચવવામાં ૪ એને આનંદ આવવા લાગ્યો.

. . . .

તદ્દન સ્વતંત્ર, અને એકલું જીવન, પહેલાં તો ખુબ મૂંચવા લાગ્યું. સૂર્ય, ચંદ્ર, તારા, પાણી, આકાશ ને ફુલછોડ ાણે માનવતા ધારીને જ ઉભાં છે એમ તેને લાગ્વા માંડયું. સૂર્ય ઉગે, કે તારા નીકળે, કે ચંદ્ર ખીલે, એટલે એને મન ાઇ સજ્જન મિત્રને મળ્યા જેટલો સંતોષ થવા લાગ્યો. ઋતુઓ પણ આનંદ આપવા લાગી. પવન સજીવ લાગવા માંડયો. તેમની સાથે વાતો કરવા માટે કવિતા જોડવા લાગ્યો. એવી રીતે તે એકધારૂં, એકલું ને શાંત જીવન ગાળવા માંડયો.

જેમ જેમ જળ શમતાં ગયાં તેમ તેમ છૂટાછવાયા પર્વતોનાં અનેક શિખરો દેખાવાં લાગ્યાં. તે બધામાં પણ ક્યાંય વસ્તી હતી નહિ. જાણે શરીરમાં અનેક ઘા પડ્યા હોય, તેમ જૂની પૃથ્વીપર પડેલા આ ઘા જોઇને તથા તેને માનવકુલવિહોણી દેખીને આ જુવાનને દુઃખ થવા લાગ્યું. તેને એમાંથી એકપણ ટાપુપર વાવટો બાંધવાનું મન થયું નહિ, એ તો હતો ત્યાં ને ત્યાં, પોતાના જ ટાપુનો પોતે રાજા, પ્રધાન, સિપાઇ ને રસોયો બનીને રહ્યો.

એક દિવસ તે આથમતા સૂર્યને જોઇ રહ્યો હતો. દૂર દૂર ક્ષિતિજમાં ડૂબતું સૂર્યનું પ્રતિબિમ્બ અત્યંત મનોહર લાગતું હતું. પણ તેણે જરા બારીકીથી જોયું તો જાણે નાની સરખી હોડી હંકારીને, દૂર દૂરથી સમુદ્રના તરંગપર ચડતે ઉતરતે ચડતે ઉતરતે કોઇ ચાલ્યું આવતું હોય તેવું લાગ્યું. જે જૂની સૃષ્ટિ સ્વપ્ન જેવી મિથ્યા બની ગઇ તેમાંથી આ કોઇ પોતાનો સજ્જન મિત્ર ઉગરી આવ્યો કે શું એવા આશ્ચર્યથી એ દિશા તરફ વધારે ધ્યાનથી તે જોવા લાગ્યો.

હોડી હાંકનારે તેની સામેના ટાપુપર વિસામો લીધો અને આવીને ચારે તરફ ચકિત દૃષ્ટિથી જોવાનું શરુ કર્યું. આ જુવાન માણસે તે ટાપુપર વધારે બારીકીથી જોયું ત્યારે તે આશ્ચર્યથી ને આનંદથી ઘેલા જેવો બની ગયો હતો.

હોડી હાંકીને આવનારે જેવો ટાપુપર પગ મૂક્યો કે તરત જ સંધ્યાના રંગ જેવું તેનું સુંદર શરીર દેખાયું: આછા ઉજાસમાંથી, તેના ગૌર શરીરપર ચારે તરફ પથરાઇ રહેલા

કાળા સુંદર વાળ દેખાયાઃ અને જ્યારે તેણે, જુવાનના ટાપુ તરફ જોવા માટે મોં ફેરવ્યું, ત્યારે તેના સ્ત્રીદેહપર દિવસનાં ઉતરતાં કિરણો પડીને, તરત જ અંધકાર વળ્યો, એટલે અર્ધ-ખુલ્લા અર્ધઅણખુલ્યા પ્રભાતના તેજ જેવી એની મૂર્તિ દેખાતી ન દેખાતી થઇ ગઇ. જલનિધિમાં અચાનક ઉગી નીકળેલા કમળ જેવી આ સુંદરી આ જુવાનની સંગાથે આખી રાત્રી જાગ્રતસ્વપ્ના જેવી બનીને રહીઃ અને પ્રભાત થતાં ક્યારે હું એને જોઉં, એ તાલાવેલીમાં, પેલા જુવાનને તારા, ચંદ્ર, આકાંશ, ઉજ્જ્વળ રાત્રિ, અને અદ્દ્ભુત નિઃસ્તબ્ધતા કોઇનું ભાન ન રહ્યું.

*

પ્રભાત થયું. આજના જેવું સુંદર એ કોઈ દિવસ બન્યું ન હતું. ક્યારેક કુદરતને પણ આભૂષણો પહેરવાનો શોખ જાગે છે. આજનું પ્રભાત એવું હતું.

પેલો જુવાન માણસ તે અનામી સુંદરીને નિહાળવા ક્યારનો જાગી ગયો હતો. સૂર્યનાં હજારો કિરણો જલનિ-ધિના તરંગપર રમવા માંડયાં હતાં. પવન ઠંડો, મૃદુ ને માદક બન્યો હતો. આકાશ ચોખ્ખું ને ભુરૂં હતું. પૃથ્વી, પાણી, આકાશ, પવન ને તેજ પોતપોતાનું સાદું પણ અદ્દ્ભુત સૌન્દર્ય ધારી રહ્યાં હતાંઃ એ વખતે, પેલા જુવાને, પેલી અનામી સ્ત્રીને ટાપુપર ફરતી નિહાળી.

તેણે તેને સાદ પાડી પાડીને બોલાવવા માંડી, પણ સાદ પહોંચ્યો ન હોય કે પછી ભાષા સમજાઇ ન હોય, સુંદરી તો એક પથ્થરપર બેસીને સૂર્યને જ નિહાળવામાં તલ્લીન બની રહી. તેના વાળ સાથે પવન ગેલ કરતો હતો.

તે સૂર્યનાં કિરણ નિહાળતી હતી. અને સમુદ્રના જલતરંગના છંટકાવથી એના ગોરા પગ ધોવાતા હતા.

જુવાન માણુસ અગાધ જળ નિહાળી રહ્યો. ડુંગરા જેવા તરંગો પર ચાલવાની તેની હિમ્મત ચાલી નહિ. તે હતો ત્યાં ને ત્યાં બેઠો રહ્યો. એક બીજાને જુએ તેટલા સાનિધ્યમાં છતાં, કોઇ કોઇને મળી શક્યું નહિ ને એમને એમ સાંજ પડી ગઈ.

અને એવી તો ઘણી સાંજ સવાર ચાલી ગઇ. બન્નેમાંથી કોઇ કોઇને મળવાની જરાય તમન્ના હોય તેમ લાગ્યું નહિ.

એક સાંજ બહુ રૂપાળી હતી. રબારણ નદીમાં પગ ધોઇને ચોખ્ખી બને ને તેના ગોરા ગોરા પગમાં છુંદણાં ઉઠી નીકળે તેમ આકાશની ભુરી ભુરી ભોંમાં નાની નાની વાદળી પથરાઇ ગઈ હતી; છેક નમતી સાંજે જ્યારે સૂરજદાદાએ એનાપર ભાત કોતરવાનું શરુ કર્યું ત્યારે તો આખું આકાશ કણબીની લાડકી કન્યાએ પહેલે આણે પહેરવા માટે સાચવેલા નવાતોક ચણિયા જેવું, રેશમથી ભરેલું બની ગયું. રૂપાળી સાંજ હતી.

આકાશમાં જ્યારે ચાંદો આવ્યો ત્યારે તેણે પૃથિવીને છાની છાની રસની વાતો કહેવાનું શરૂ કર્યું. વૈશાખી પૂનેમ હતી. આખો ચાંદો હતો. અને જલનિધિ એને નિહાળીને છોળ ઉપર છોળ ઉછાળતો ગાજી રહ્યો હતો.

સાહસ કરવાનું મન થાય, પ્રેમની પાછળ મરવાનું મન થાય. વેદનાનો અંત લાવવા એક વખત ઝૂકાવવાનું મન થાય, એવી સરસ ચાંદની ખીલી હતી. આ વખતે એકાંતમાં

પેલો જુવાન એકલો બેઠો હતો. જલતરંગપર ચમકતી ચાંદની જોઇ, પર્વત માળાપર ફરતી રૂપેરી રાત જોઈ, નિઃશબ્દ રાત્રિમાંથી આવતા શબ્દો સાંભળી, તે પોતાના સ્થાનપરથી અચાનક બેઠો થયો.

ટાપુના કિનારાપર પહોંચ્યો ત્યારે ઘુઘવાટ કરતા જલતરંગો તેના મનુષ્યત્વની મશ્કરી કરતા હોય તેમ ગર્જી રહ્યા હતા. તેણે જરા કાન દીધો. ઝીણા સ્વરનું, ન સમજી શકાય તેવી ભાષામાં બોલાતું, સુંદર ગીત પેલા ટાપુપરથી આવતું હતુંઃ ગાનારની પિછાન ન હતીઃ ભાષા અજાણી હતીઃ પણ રાત્રિની નિઃસ્તબ્ધતા ઉઠીને બોલે તેમ તેના શબ્દો ચોખ્ખા હતા. અજાણી ભાષામાં બોલાતું પણ જાણીતી અને જૂનામાં જૂની વાતનું તે સંગીત હતું. જે વિશ્વવ્યાપી છે અને છતાં જેને સૌ બારણેથી જ વળાવી દે છે, જેને માટે દુનિયા છે અને છતાં દુનિયામાં જેને માટે સ્થાન નથી, એવા પ્રેમનું મધુર ગીત હતું.

જીવનમાં જે મનુષ્ય દર પળે વિચાર કરવા થોભે છે તેને કયારેય અકસ્માતનો આનંદ આવતો નથી. વિચાર કરવાની આ પળ જ નહોતીઃ પેલા જુવાને, શું થશે તેનો વિચાર કર્યા વિના, કેટલું દૂર છે તેના ભાન વિના, કર્યાં જવું છે તે દિશા જાણ્યા વિના, રૂડી રાત જોઇને, અને આવી રાત્રે મરવામાં પણ આપઘાત નથી એટલો જ વિચાર કરીને જલનિધિમાં પડતું મૂકયુંઃ સમુદ્રના તરંગપર ચડયો, અને ઝપાટાબંધ આગળ વધ્યો. ત્યારે જ એને ખબર પડી કે અજાણ્યા ને ઊંડાં પાણી કાપવામાં વળી કંઈ ઔર મજા છે.

ટાપુપર પહોંચ્યો ત્યારે તેણે પેલી અનામી ને અજાણી સ્ત્રીને શિલાપર બેસીને ગીત ગાતી જોઇ. તેણે હોઠ પણ પૂરા ઉઘાડયા નહતાઃ એક પણ તાન કે લયની તલ્લીનતા સેવી નહતી. સહજ જ તે ગાયા કરતી હતીઃ અને તેનું ગાન સંગીત બનીને પથરાઈ જતું હતું.

જુવાન ધીમે પગલે છેક તેની પાસે ગયો.

પેલી સ્ત્રીના રૂપાળા વાળમાં સુંદર ફુલો હતાં. તેના નાજુક શરીરમાંથી સુવાસ ફેલાતી હતીઃ તેના ગોરા ગોરા મોં ઉપર ખૂને ગુલાબની ખીલતી કળી જેવા, બે સુંદર હોઠ અજબ માધુર્ય રેડી રહ્યા હતાઃ ચંદ્રલોકમાંથી અકસ્માત નીચે પડેલી અપ્સરા જેવી તે સુંદર હતી.

જુવાન તેની સામે નિહાળી રહ્યો, પણ પેલીનું સંગીત ધીમું પડયું જ નહિ. પેલો જુવાન ધીમે રહીને તેના પગ પાસે બેસી ગયો. અનામી સ્ત્રી પોતાનું ગાન આગળ ચલાવ્યે ગઇ.

ગાનનો એવો ભાગ આવતો લાગ્યો કે જ્યારે જુવાનના અંગેઅંગમાંથી જાણે સાદ થવા લાગ્યા ! જાણે નિઃસ્તબ્ધતામાંથી અગમ્ય શબ્દો છૂટવા લાગ્યા ! જાણે જીવનની સર્વોત્તમ ઘડી મૂર્તિમંત ખડી થઇ ગઇ. તેણે સહજ જ—અત્યંત મીઠાશથી—પ્રેમ ભરેલા અવાજે પેલી સુંદરીને પૂછયુંઃ

'અજાણી સ્ત્રી, તું કયા દેશમાં રહે છે ને આ તું શું ગાઇ રહી છે?'

પેલી યુવતી મીઠું, જાણે છીપમાંથી મોતી ચમકતાં હોય તેવું સુરીલું, ને પ્રેમ ભરેલું હસી પણ કાંઈ જવાબ વાળ્યો નહિ.

'તમારો દેશ કયો ? તમારી જાત કઈ ? . . .' પેલા જુવાને બીજા પ્રશ્નો પૂછ્યા,

ગાન એકદમ બંધ થઈ ગયું. નિરવના વ્યાપી ગઈ. 'જ્યાં શબ્દ નથી એ મારો દેશ જ્યાં નામ નથી એ મારો પંથ' એવો જવાબ જાણે આપોઆપ આ મૌનથી જ મળી ગયો હોય તેમ જુવાનને લાગ્યું.

પણ જુવાન હજી આગળ વધ્યો; પોતે જે જીવન જીવી ચૂકયો હતો, તેના થોડા ઘણા રહ્યા અવશેષોમાંથી તેણે એક યોગ્ય વાત શોધી કાઢી.

'તમે . . . ત . . . મે પરણ્યાં છો ?'

પેલી સ્ત્રી ખડખડાટ હસી પડી. તેણે કાંઇ જવાબ વાળ્યો નહિ.

શરમીંદો બનીને તે જુવાન ચુપચુપ બેઠો રહ્યો. પણ તેના મનમાં ગડમથલ ચાલી રહી હતી; 'આ સ્ત્રી કયાંની હશે ? તેનો દેશ કયો હશે,—તેની નાત કઇ હશે ?' પોતે જે જીવન જીવવાને ટેવાયેલો હતો તેમાં, આ પ્રશ્નો જ જીવનના પ્રશ્નો ગણાતા અને બીજું બધું તો ગૌણ જ મનાતું.

'અજાણી સ્ત્રી !' અંતે તે બોલ્યા વિના રહી શકયો નહિ 'તું કયાંથી આવી ?'

સ્ત્રીએ જવાબ વાળ્યો: 'સૃષ્ટિ બધી ડૂબી ગઇ છે, હું કયાંથી આવી છું તે મને ખબર નથી.'

સૃષ્ટિ જીવતી હોય તોપણ કોણ ક્યાંથી આવે છે, એનો ખરો પત્તો લાગતો જ નથી, એ વિષે કાંઈ પણ વિચાર કર્યા વિના તે આગળ વધ્યો.

'ત્યારે તમારી જાત તો તમને યાદ છે નાં ?'
પેલી સ્ત્રી હસી પડી.

'જુવાન માણસ તારે શું કહેવું છે? તું માગે છે તે બધું મારામાં હોય તો તારે શું કહેવું છે? બોલ, નિશ્ચિત મનથી વાત કરી દે.'

આટલા જળ પ્રલય પછી, જીવનની સર્વ વ્યવસ્થા, જેમ હતી તેમ સાંગોપાંગ જળવાય તો જ જીવન ગણાય, એવી ઉંડી ઉંડી અભિલાષા જેના અંતરમાં ઘર કરી રહી હતી તે જુવાને આસ્તેથી, જવાબ વાળ્યો.

'અજાણી સુંદરી, હું તને ચાહું છું!'

સુંદરી જરાક દૃઢ રીતે ટટ્ટાર થઇ; 'અજાણ્યા પુરૂષ, એક વાર ફરીથી કહે તારે શું જોઈએ છીએ?'

'મારે તને ચાહવી છે, હું તને ચાહું છું. હું તને પરણવા—પણ રહે—તારી જાત કઈ છે'

પેલી સ્ત્રી બેઠી થઇ ગઇ.

'તું દેશ કે જાતને ખાતર પરણે છે કે પ્રેમને ખાતર ?—અજાણ્યા પરદેશી! તું પ્રેમી નથી લાગતો, તું તો કોઇ જાત કે દેશ વિષે પક્ષપાત કરનારો કાયદાશાસ્ત્રી લાગે છે.!—અને હું—હું તો સ્ત્રી છું; મારે તો પુરૂષને અને પ્રેમને પરણવું છે, કાયદાશાસ્ત્રીને નહિ. જા, જા, જતો રહે! ત્યાં દેશ અને જાત જાણ્યા પછી પ્રેમ થતો હોય

એવા પ્રદેશની હું નથી.'

અને તેણે પેલા પુરૂષની સામે પણ જોયા વિના ફરીથી પેલું ગાન-જગત જેટલું જૂનું ને પ્રેમ જેવું અમર-શરૂ કર્યું. એ પ્રેમનું જૂનામાં જૂનું-નિત્યયૌવનનું ગીત હતું.

ત્યારે છેવટે માત્ર, તમારું નામ કહેશો?"

'જા, પુરૂષ જા, તું કોઈ પ્રેમી નથી. તું ઘર ભાડે શોધનાર કોઈ ભાડુત લાગે છે. હું તો અનામી પ્રેમમાં જ માનું છું. મારે કાંઈ નામ જ નથી. અને કાંઇ નામ હોય હોય તો આટલું જઃ 'સ્ત્રી'

*

અંતરના કોઇ અતળ ઉંડાણમાંથી આવ્યો હોય તેવો ગંભીર 'સ્ત્રી' શબ્દ સાંભળતાં જ 'પુરૂષ' થંભી ગયોઃ તે પોતાની જાત, દેશ, વ્યવસ્થા, કાયદો ભુલતો હોય, અને જાણે 'પ્રેમની-ખાતર-પ્રેમ'-એવા કોઈ અનામી ગીતના સ્વરથી ખેંચાતો હોય તેમ આગળ વધ્યોઃ સ્ત્રીનો હાથ હાથમાં લેવા ગયો, પણ તે તેના હાથમાંથી ચપળતાપૂર્વક દૂર ખસીને ઉભીઃ

'તેં શું વિચાર્યું?'

'અનામી સ્ત્રી! મારે પણ કાંઈ જાત કે દેશ નથી. તું સ્ત્રી છેઃ હું પુરુષ છુંઃ ને કોઇ અગમ્ય પ્રેરણા મને તારા તરફ ધકેલે છે.'

મીઠા હાસ્યથી આવકાર દેતી પેલી સ્ત્રી પોતાનો હાથ લંબાવીને ઉભી રહીઃ અને પેલો તેના ટેકાથી આગળ વધ્યો.

# મૃત્યુ પછી મળેલ દંપતી

ઇ. સ......ની સાલમાં થોડો વખત સીમલામાં રહેવું પડયું ત્યારે ત્યાં 'છોટાબજારમાં' એક બુકસેલરને ત્યાં હમેશાં કલાક દોઢ કલાક ગાળવાની ટેવ પડી ગઈ હતી. એક વખત વૉટસડન્ટનનં 'Aylwin'નામની સેકન્ડહેન્ડબુક ખરીદી તેમાંથી આ વાત મળી આવી છે.

મારું નામ હું કોઇને કહેવા ખુશી નથી. પરંતુ જે હકીકત આપવાની છે તે ચોખ્ખે ચોખ્ખી આપીશ. આ હકીકત બનેલી છે, અને તે વિષે હું ખાત્રી આપું છું. આવી વાત બની શકે એમ મેં પોતે પણ કોઇ દિવસ માન્યું નથી, અને હજી પણ ઘણા એવા છે કે આવી વાત બની શકે એમ માનતાં આંચકો ખાશે. મારા પિતા પવિત્ર બ્રાહ્મણ હતા. મારી મા જેને સાક્ષાત દેવી કહીએ તેવી હતી. સંવત...માં....ગામમાં...ને ત્યાં મારો જન્મ થયો. જ્યારે હું તેર વર્ષની થઇ, ત્યારે મારા પિતાએ અમારી જ્ઞાતિના, એક સારા યુવાન સાથે મારો વિવાહ કર્યો હતો. તેનું નામ દિનમણિ હતું. દિનમણિનો સ્વભાવ ફુલની સુગંધી જેવો હતો. જ્યારે બોલે ત્યારે મીઠું લાગે. ને રુપાળો તો એવો હતો, કે ઘણી વખત અમારા બેમાં, એ જ વધારે સુંદર લાગતો. દિનમણિ અને હું બંને હજી તો બાળક જ હતાં.

પણ અમે માતાપિતાના છત્ર નીચે રમતિયાળ જીવન ગાળતાં હતાં. હું હીંચકાવું ને દિનમણિ હીંચકે; ને દિનમણિ હીંચકાવે ત્યારે હું હીંચકું. બસ, હાલતાં ચાલતાં હસવું, ને મારી મીઠી સાસુના શીતળ બોલ સાંભળવા ને તે ઓછી ઓછી થાય એ જોયા કરવું. અમારું આ સુખી જીવન રમ્ય સ્વપ્નાની માફક વહી જતું હતું.

મને સાંભરે છે કે એક દિવસ વાતવાતમાં દિનમણિને મેં તમાચો પણ ચોડી કાઢયો હતો. એ તો જાણે તદ્દન મશ્કરીની જ વાત હતી. પણ મારાં ભોળાં સાસુ ત્યાંથી અચાનક નીકળ્યાં તે આ જોઇ ગયાં. દિનમણિ જ્યારે સ્કુલમાં ગયો, ત્યારે તેણે મને બોલાવી ને પોતે હસતાં હસતાં કહ્યું: 'ઇંદિરા! તું મારા દિનમણિને પણ તમાચા મારે એવી જબ્બર હવે તો થતી જાય છે.' બસ, સાસુજી આટલું જ બોલ્યાં હતાં. પણ તેમનો પ્રેમ મારા પર એવો નિર્મળ હતો કે હું તેમની પાસે તરત રડી પડી. તેણે મને ખોળામાં લઇ છાની રાખી ને પછી શીખામણ આપી કે, હવે મારે આવા છોકરવેડા બંધ કરવા જોઇએ.

બીજે દિવસે સવારે દિનમણિ તો મને જોઇને ભડકી ગયો. ને ઓરડામાંથી એકદમ નાસીને બહાર જતો રહ્યો. મારી સાસુએ તે જોયું. તેમને લાગ્યું કે વહુએ પાછો છોકરાને કંઇક ધમકાવ્યો હશે. તે તરત જ મારા ઓરડામાં આવ્યાં. પણ હું તો હાથમાં એક થાળી ને પાણીનો લોટો લઇને ઉભી હતી. દિનમણિની છબી એક ખુણામાં હતી ને તેની પાસે ઘીનો દીવો બળતો હતો. સાસુજી આ જોઇને મોં મલકાવીને પાછા ફર્યાં. તે સમજી ગયાં કે વહુ પગનો

અંગુઠો ધોઇને પીવા માટે પાણીનો લોટો તથા થાળી લઇને આવ્યાં લાગે છે ને તે જોઇને જ દિનમણિ બહાર ચાલ્યો ગયો! આ જોઇને સાસુજીને એવો સંતોષ ઉપજ્યો કે, મને ફરી વાર મળ્યાં, ત્યારે જોરથી, મારું મોં હથેળી વચ્ચે દબાવી એક બે બચી કરી લીધી. 'દીકરી! તું તો તારા શીલથી આ કુળમાં લક્ષ્મી સ્વરૂપે આવી છે!'

સાસુજીના આ શબ્દો હજી સાંભરે છે ત્યારે મારા આ એકાંત જીવનમાં, આટલા દુઃખની વચ્ચે, આનંદનું એક સ્મરણ આવી જાય છે.

મારી અને દિનમણિની વચ્ચે ધીમેધીમે પ્રીતિ વધવા લાગી. અમે જે પહેલેથી તોફાની મિત્રો જેવાં હતાં, તે કયારેય ગંભીર તો નથી જ બન્યાં; પણ અમારું તોફાન જેમ જેમ વધતું ગયું તેમ તેમ અમને લાગ્યું કે હવે એકના વિના બીજાનું જીવન અશકય છે. દિનમણિની ઉમર લગભગ મારા જેવડી જ–મારા કરતાં ત્રણ ચાર વર્ષે મોટી હતી પણ તેની કાઠી જરા નીચા ઘાટની ને સુદૃઢ હતી; એટલે તે હમેશાં રસિક જુવાન જેવો જ લાગતો. મને સાંભરે છે કે એક વખત મેં દિનમણિને એની મરજી નહિ છતાં, મોટી બ્હેન નાના ભાઇને ધમકાવે તેમ ધમકાવી, પટાવી, ફોસલાવી નવરાવ્યો હતો. ને પછી તેના માથામાં તેલ નાખી તેના કેશ પણ મેં જ સમાર્યા હતા! એક વખત અમે નદીએ નહાવા ગયાં, ત્યારે સાસુજી સાથે હતાં. બહુ મોડું થાય છે એમ બાનુ કાઢીને સાસુજી વહેલાં ચાલ્યાં આવ્યાં. ને પછી અમે બંને જણાંએ તો લુગડાં ધોવાનાં પડતાં મુકી

એક બીજા સાથે પાણી ઉરાડવાની રમત શરુ કરી! દિનમણિએ તો કૈં વિવેક વિના મારા માથા પર પણ ઠંડુ પાણી રેડી વાળને ચીકણા કરી નાખ્યા. પછી બહુ મોડું થયું એટલે લુગડાં જેવાં તેવાં ધોઇ ઘેર આવ્યાં. સાસુજીએ કહ્યું કે 'વાહ વહુ, લુગડાં તો ભલી ભાતનાં ધોયાં છે ને શું?'—મેં જવાબમાં મારા માથાના બાલ બતાવ્યા. ને બધો દોષ દિનમણિ માથે ઢોળી દીધો! દિનમણિએ કહ્યું કે મારો વાંક નથી. તેણે સાબુ પાણીમાં પડવા દીધો ને હું તે કાઢવા ગયો, એટલામાં પગ સરતાં પાણીમાં પડયો ને પાણીના છાંટા ઉડયા!

અમે બંને આમ હમેશાં કૈં ને કૈં ખોટાં બાનાં નીચે સાચા પ્રેમની વાત છુપાવતાં હતાં; પણ કૈં સાચો પ્રેમ ઢાંકયો રહે? અને સાચો પ્રેમ, આપણે નાનાં હોઇએ ત્યારે, આવાં ખોટાં ખોટાં બાનાં નીચે સંતાઇ રહે છે.

એક વખત અમે બંને સાથે ફરવા ગયાં હતાં. ફરવામાં અમારી ગાયને માટે થોડું ઘાસ લાવવાનું હતું એટલું જ. પાછા આવતાં વરસાદે ભીંજાડયાં; તરબોળ થઇને રસ્તે ચાલ્યાં. ને દિનમણિ—આજે એ વાત લખતાં આંખમાં આંસુ આવે છે—એવી તો મોહક બંસી બજાવી રહ્યો હતો, કે મારું મન મારા હાથમાં ન રહ્યું. ચારે તરફ નીલા છમ ડુંગરા હતા; ને શ્રાવણનો સાચો—ખોટો તડકો પણ ખીલી નીકળ્યો હતો. મેં દોડીને તેના હાથમાંથી બંસી ઝૂંટાવી લીધી ને ગાલ પર હેતથી બે ચાર ટપલી લગાવી તેના મોંને સ્નેહનાં ચુંબનોથી ભીંજાવી દીધું. એ વખતે દિનમણિ એવો કનૈયા જેવો રસભર્યો લાગ્યો હતો કે અમારા જીવનનો એ

છેલ્લો સુખદ પ્રસંગ—હવે આજ એ નથી ત્યારે—મારા હૃદયનો એક કસુંબલ રંગ આંખમાંથી ટપકાવે છે!

એ છેલ્લો સુખદ પ્રસંગ હતો દિનમણિ તે વખતે મેટ્રીકમાં હતો. ત્યાર પછી તે કોલેજમાં ગયો. અચાનક—એકાદ માસ પછી તાર આવ્યો તેમાં લખ્યું હતું કે દિનમણિ શહેરની હોસ્પીટલમાં છે, ને તેના સ્નાયુ પર ' ઓપરેશન ' કરવું પડે તેમ છે.

હું ને મારાં સાસુજી એકદમ ત્યાં ગયાં. ડૉકટર સારો માણસ હતો. ' ઓપરેશન 'ની વાત નીકળતાં, મારી સાસુના તો રામ જ રમી ગયા. ડૉકટરે કહ્યું કે જો કોઇ પોતાનો સ્નાયુ આપે તો, દિનમણિના સ્નાયુનું ઓપરેશન ભારે ફત્તેહથી કરી શકાય. મારી સાસુ, એ વાત સાંભળીને ભડકી ગયાં, ને અમે બંને વીલે મોંએ ઘેર આવ્યાં!

મારું જ્ઞાન બહુ થોડું હતું. પણ પ્રેમ સમજી શકું એટલા સંસ્કાર તો પિતાએ અને પરમેશ્વરે આપ્યા હતા. જ્યારે સાસુજી બપોરે નિદ્રા લેતાં હતાં ત્યારે ડૉકટર પાસે હાજર થઈ, મેં કહ્યું કે, ચાલો, દીનમણિ પર ઓપરેશન કરવું છે. ડૉકટર તો તૈયાર જ હતો. હવે માત્ર સવાલ એ હતો કે કોઇ પોતાની પીંડીમાંથી સ્નાયુ કાઢી આપીને, દીનમણિને લંગડો થતો બચાવે?

મેં ડૉકટરને કહ્યું કે મારો સ્નાયુ લઇ લો. દીનમણિ એ સાંભળીને રાડ પાડી ઉઠ્યો કે, ડૉકટર સાહેબ, મારે ઓપરેશન કરવું જ નથી.

મેં દીનમણિને બહુ બહુ રીતે સમજાવ્યો ને છેવટે કહ્યું કે તમારે તમારી માનું માંસ લેવું છે કે સ્ત્રીનું લેવું છે?

જો મા અબ ઘડી પહોંચશે તો તમારો ને મારો બંનેનો પ્રયાસ નકામો થઈ જશે. દિનમણિ અંતે કબુલ થયો.

ડોકટરે મને બેભાન બનાવી, પોતાને સ્નાયુનો ખપ હતો તે કાઢયો. હું પણ દિનમણિની પાસે જ ખાટલે પડી. જ્યારે મારાં સાસુજી મને શોધતાં આવ્યાં ત્યારે આ દૃશ્ય જોઈ ને બોબે પાણીએ રોયાં: તે વારંવાર બોલ્યાં કે 'દીકરી, તું તો આ ગરીબ ઘરમાં એક લક્ષ્મી સ્વરૂપ છે!'

*

આ વાતને માત્ર થોડા માસ જ વિત્યા. હું હવે લંગડી લંગડી ઘરમાં આંટા ફેરા મારું છું. ને દિનમણિ તંદુરસ્ત બની અહીં તહીં ફરે છે. પણ તે ડગલે ને પગલે મારી સામે જોઈ, મારી નિર્મળ મનોપૂજા કરે છે. વૃદ્ધાવસ્થાને લીધે ત્યાર પછી થોડો સમય રહીને જ મારાં સાસુ, મૃત્યુ પામ્યાં છે. ઘરમાં અમે બે જ માણસ છીએ. ને અમારો વ્યવહાર સંતોષથી ચાલ્યો જાય છે.

ત્યાર પછી અમારા ગામમાં એક વખત ભયંકર તાવનો સપાટો આવી ગયો. તેમાં મારાં માતાપિતા પણ ખોવાયાં. સ્થિતિ એવી ભયંકર હતી કે, કેટલાકના ઘરમાં તો કુટુંબનાં બધાં માણસ મૃત્યુ પામ્યાં હતાં, ને પાછળ નાનાં નાનાં છોકરાં, ભૂખથી એક બીજાના મોં સામે વકાસીને બેઠાં રહ્યાં હતાં! એક બાઈનાં બધાં છોકરાં-એક પછી એક મરી ગયાં ને પોતે ગાંડી થઈ નદીમાં ડૂબી મરી! માણસ સાંજે વાતો કરતો હોય, ને સવારમાં વહેલો તો તેને સ્મશાન ભેગો કરવાનો હોય! તે સમય જ વિચિત્ર હતો. ને દિનમણિ

આ તાવના ઝપાટામાં આવ્યો હતો. મેં ઘેરઘેર વૈદને ‹
વિધવિધ ઔષધો શોધ્યાં. જ્યારે ઘરમાંથી રોકડ ખૂ
ત્યારે ઘરેણાં વેચીને ડોકટર તેડાવ્યા: ને જ્યારે ઘરે
ખૂટયાં, ત્યારે વાસણ વેચીને પણ ડોકટરને સવાર સાંજ
આખી રાત હાજર રાખ્યો. પણ એ બધા પ્રયત્ન વ્યર્થ ગ

*

સવારના પાંચ વાગ્યા હતા ને મારા ઘરનો ઝાં
દીવો પવનમાં ચાલતો હતો. રાત્રિ નિઃશબ્દ હતી.
પાસેના ઘરમાં ડોકટરનાં નસ્કોરાં સંભળાતાં હતાં. દિનમણિ
તે વખતે અચાનક આંખ ઉઘાડી; ને મને પાસે આવવા
ઈશારત કરી. હું તેની પાસે ગઈ. તેના મોં પર તેજ પથર
હતું. ને બધાં લક્ષણ જલદી આરામ થવાનાં હતાં. '
હવે ડોકટરને બોલાવવો મુકી દે.' દિનમણિએ મને કં
'મારે જવાનું છે એ વાત ચોક્કસ છે. પણ–' તે
પોતાનાજ હાથથી મારી આંખનાં આંસુ લૂછ્યાં–' પણ
તને પાછો મળીશ એ વાત પર વિશ્વાસ રાખજે...'

દિનમણિને એવા શબ્દો બોલતો સાંભળીને હું ર
પડી. હવે 'મારું કોણ છે?' એ વિચારથી મારું અંતઃકર
ચીરાઇ ગયું.

પણ એ છેલ્લા શબ્દો સાથે જ દિનમણિએ મને ગી
વાંચવા ઈશારત કરી; મેં તેમાંથી શાંતિથી બોલવાનું શરૂ કર્

अनादि मध्यांतमनंत वीर्यमनंत बाहुं शशिसूर्य नेत्रम्
पश्यामि त्वां दीप्तहुताशवक्त्रं स्वतेजसा विश्वमिदं तपंतम् ।
त्वमादिदेवः पुरुषः पुराणः त्वमस्य विश्वस्य परंनिधानम्
वेत्तासि वेद्यं च परं च धाम त्वया ततं विश्व मनंतरूपम्

હું જેમ જેમ બોલતી ગઈ તેમ તેમ દિનમણિના મોં પર વધારે ને વધારે પ્રકાશ થવા લાગ્યો. છેલ્લે તેણે ન બોલવા ઈશારત કરી ને બેઠા થઈ ને મારો હાથ ઝાલી લીધો. હું તેને ધીમેથી નીચે સૂવરાવવા જતી હતી, ત્યાં ડોકટરે પ્રવેશ કર્યો; તેણે દર્દીની નાડી હાથમાં લીધી ને જાહેર કર્યું કે દિનમણિ મૃત્યુ પામ્યો છે.

*

ત્યાર પછીસું મારી કરુણદશા વર્ણવવાની મારી ઇચ્છા નથી. . . . . . . . મારી સંપૂર્ણ શ્રદ્ધા હતી કે દિનમણિ મને પાછો મળવાનો છે. શ્રદ્ધાથી સંયમથો ને સ્નેહથી હું એનું સ્મરણ જાળવી રહી હતી. એક રાત્રે-મારા માથામાં ભારે દુઃખાવો થયો હતો. ને પેલો લંગડો પગ તો જાણે કળીને તૂટી પડશે એવું થતું હતું. બહાર ઘોર અંધારું હતું. અને ધીમાધીમા વરસાદથી પૃથ્વી ભીંજાયેલી હતી. મારા ઘરમાં હું એકલી અનાથ પડી હતી. અને વરસાદનાં ટીપાં-અંદરના શબ્દ જેવાં રમણીય લાગતાં હતાં: મારો જુવાન આત્મા-ભૂતકાળના પડદા ચીરીને-દિનમણિ સાથેની એક સુખી રાત્રિનું સ્મરણ કરી રહ્યો હતો. મનમાં હું ગણુગણતી હતી.*

આજ મને સાંભરે એ રાત કે વાલમ આવિયાની વાત.

*

વરસે ધીમો ધીમો વરસાદ, કે નેવલે પાણીડાં ઉભરાય,
એવે આવ્યો બંસીનો સુર, કે નેહ ભર્યું આતમ જોબન પૂર.
ઘડી લાખેણી એક એક જાય, કે એનાં ધીમાં પગલાં સંભળાય-

---

* મૂળમાં આ કવિતા નથી. તેને યોગ્ય જાણી ઉમેરવામાં આવી છે.

મને સાંભરે છે કે હું ધીમેધીમે નિદ્રાવશ થઇ ગઇ. મોડી રાતે હું ઉઠી, ત્યારે મારા ઘરમાં દીવો બળતો હતો, ને મારા પગ પાસે—વાંચનારની ક્ષમા માગવી પડે છે કે તે આ વાતને કલ્પના અથવા વાર્તાની ધૂન માનશે, પણ જે પ્રમાણે આ વાત બની છે, તે જ પ્રમાણે મેં આપી છે—દિનમણિ પોતે બેઠો હતો!

મારા કળતા પગ પર તેણે ધીમેથી હાથ મૂકયો. હું તેની સામે જોઇ રહી. શરીર તો એવું કનૈયા જેવુંજ હતું; રસિકતા પણ હજી જાણે કાલે ચોરીથી ઉઠયાં હોઇએ તેવી તાજી હતી; દિવાની જ્યોત જરા જરા હાલતી હતી, પણ તેના પડછાયાને હું જોઇ શકી નહીં; તેણે મારી સામે મીઠું હાસ્ય કર્યું: 'ઓળખે છે કે ભૂલી ગઇ?' તેણે ધીમેથી મને કહ્યું. એજ વખતે બારના ટકોરા થતા મેં સાંભળ્યા.

'હું તમને ભૂલું? તમે મને ભૂલી ગયા છો. આજ કેટલા દિવસે તમે દેખાયા?' હું ગભરાયા વિના તેને જીવતો જાણીને જ વાત કરતી હતી.

'હું પણ તને ભૂલ્યો નથી—એ વાત જ કયાં ભૂલાય તેવી છે. કૈં કોઇ પોતાના આત્માને કોઈ ભૂલી શકે છે!'

મેં મીઠા હાસ્યથી જવાબ વાળ્યો; 'હજી તો તમે એવા ને એવા લાગો છો. હમણાં તમે કયાં છો ને ત્યાં શું કરો છો? તમને શું લાગે છે?'

'હમણાં તો હું અહીં જ રહેવાનો છું. તારી પ્રીતિ કૈં વિસરાય તેવી નથી; અને ત્યાં શું છે એ કૈં વર્ણન કરાય તેવી વાત નથી.'

'મારું તો આજે માથું બહુ દુઃખે છે.' મેં કહ્યું.

તે ધીમેથી છેક મારી પાસે આવ્યો.તેણે મારા માથા પર હાથ મૂક્યો.તે હાથ બરફ જેવો ઠંડો હતો; પણ તેની આંખમાં સુંદર સ્નેહની ઉષ્મા ઝરતી હતી.

'તને ખબર છે કે આપણા દેહનો છેલ્લો સંસ્કાર એ બીજા જીવનની શરૂઆત જેવો છે?'

'હા. એ મને ખબર છે.'

'હું તારી પાસે આવું છું એ તને ગમે છે?'

'હા. જો તમે મને નહિ ગમો તો પછી ઇશ્વર પણ મને ક્યાંથી ગમશે? તમે એટલા જ ખુશનુમા–તાજા–ને સુગંધિત છો. મૃત્યુ પછી પણ જીવનમાં તાજગી રહે છે?'

તે જરાક હસ્યો: 'જીવનની તાજગી જ મૃત્યુ પછી શરુ થાય છે. મૃત્યુથી તો તમે બધાં મફતનાં ડરો છો. 'સુંદર જીવન હોય એને માટે તો મૃત્યુમાં બારે બારે નવાનવા આનંદ ભર્યા છે! અમે કેટલા અધર ઉડીએ છીએ! ઘણી વખત તો અમે જોઇએ છીએ કે માણસ, પોતે બંધાયો હોય, ને છતાં જાણે બીજાના યત્નથી જ પોતે છૂટી શકવાનો હોય, એમ જાણીને જીવનમાં નિરાશા ભોગવે છે! અમને અધરથી–એ દેખાવ બહુ કરુણ ને દુઃખદ લાગે છે!'

"તમે કહો છો 'અમે?' તમે કેટલાક છો?'

'એ પણ એક નવી જ સૃષ્ટિ છે. ઘણા ખરા તો જેવા જીવનમાં હતા, તેવા જ ભયંકર ને ક્રૂર પણ છે!'

'હેં!'

આ વખતે દીવો પવનથી ઠરી ગયો: ને હું બૂમ પાડી ઉઠી. તેણે પોતાનો હાથ મારા હૃદય પર મૂક્યો.

'તું મારાથી ડરે છે?... પણ હા, તને કયાંથી ખબર હોય? જીવતાં અને મૃત્યુ પામેલાં મનુષ્યો વચ્ચે એક સ્નેહનીજ સાંકળ રહી શકે. અમારાથી ભય પામે તેને અમે મળી શકતા નથી. અને મળીએ છીએ ત્યારે તમે.. મૃત્યુ પામો છો. કેટલાંક ક્રૂર...અને દુષ્ટ સત્ત્વો, આનંદ-જેવો જીવનમાં હતો તેવો-દ્વેષ અને ક્રોધનો, અને કયારેક તો મોહ અને લોભનો-ભોગવે છે. તેમનાથી જ ડરવાનું-પણ હું તો તને મળવા આવ્યો છું. આપણા નિર્દોષ પ્રેમના બળથી. માટે...' તે બોલતાં અચકાયો.

'તમે એવાં ક્રૂર સત્ત્વોથી ડરો છો?'

'ના. એ નવી સૃષ્ટિમાં-આત્માનું સામર્થ્ય અનિવાર્ય ગણાય છે. અને તમારે અહીં નબળા શરીરમાં રહેલો પ્રબળ આત્મા, કયારેક સાધારણ જનોના દ્વેષાદિનો ભોગ થાય છે, તેવી સ્થિતિ ત્યાં ટકી જ શકતી નથી. એ સૃષ્ટિમાં આત્માનો અધિકાર અનિવાર્ય અને નિશ્ચિત છે; છતાં કયારેક અતિ દુષ્ટ સત્ત્વ હોય-' . . . ને તેણે તરત જ દીવો કર્યો. 'છતાં કયારેક અતિ દુષ્ટ સત્વ હોય ત્યારે અમને તેની શક્તિ જણાય ખરી. અહીંથી થોડે દૂર-એક અતિ દુષ્ટ સત્ત્વ-અત્યંત ક્રૂર ને ભયાનક રહે છે...' મેં તેની સામે જોયું તે પોતે પણ જરા ઝંખવાણો પડી ગયો હોય તેવો જણાયો. તે વખતે પવનના ઝપાટાથી દીવો ફરી ગુલ થયો. મારાથી, ભયના માર્યા મોટેથી બૂમ પડી ગઈ.

'ઓ ય મા ડી!...'

અને તરતજ વાદળ-તેજસ્વી વાદળ જેવી તેની છાયા પસાર થતી લાગી. માત્ર અંધારામાં તેના થોડાજ શબ્દો

સંભળાયાઃ 'જીવન અને મૃત્યુને જોડનાર કડી નિર્ભયતા–પ્રેમનો અખંડ વિશ્વાસ–એ છે. તારામાં જીવન છે ને જીવનનો ભય છે. માટે હવે હું તને ફરી મળી શકીશ નહિ. ડરથી તો તારું મૃ...' તેણે શબ્દ પાછો વાળી લીધો; પણ હું સમજી ગઇ કે : 'મૃત્યુ થાય..' અને તેના ઠંડા હાથ જેવો મૃત્યુનો હાથ મારા પર ફરતો મને લાગ્યો. મેં ધ્રૂજતાં ધ્રૂજતાં ઉઠીને દીવો કર્યોઃ ને કાલે સવારે જાણે હું રહેવાની નથી એ વાત ચોક્કસ થઇ ગઇ હોય તેમ લખવા મંડી. કદાચ મેં આ તાવમાં લખ્યું હશે, એમ ધારીને મેં મારું શરીર થર્મામીટરથી માપી જોયું છે. તેમાં–૯૮.૫ વંચાય છે. સવારે વખતે હું ન હોઉં તો મારો અનુભવ તો હશે જ. મારા વિચાર મારા શરીર કરતાં વધારે અમર રહેવાના છે એવું ધારતા મને આનંદ થાય છે! અને આનંદની ધૂનમાં મેં અથોતિ વાત લખી છે. હજી પણ જ્યારે તે દિવસે અમે ભીંજાઇને તરબોળ થઇને જંગલમાં ચાલ્યાં જતાં હતાં, ને દિનમણિની રસભરી મૂર્તિ પેલી બંસી બજાવી રહી હતી, એ વાત યાદ આવે છે ત્યારે મને કૈંનું કૈં થાય છે. જીવન પછી હું દિનમણિ સાથે ફરીને જોડાઇશ તો ત્યાં જ....

અહીંઆંથી વાર્તા એકદમ અધુરી છે. ઠેકઠેકાણે ડાઘા છે. ને કેટલાક શબ્દો ન વંચાય તેવા છે. જ્યારે ઘણા શબ્દો જીવડાંએ કોરી ખાધા છે. પણ છેલ્લા અધુરા વાકયમા તો એનો ભાવાર્થ સ્પષ્ટ છે. 'તો ત્યાંજ હું ફરીથી જોડાઈશ.' એવો કૈંક ધ્વનિ છે.

# સ્વતંત્રતાની દેવી

ચૌદમી સદીની શરુઆત હતી. અલાઉદ્દીન ખીલજીના સેનાપતિ અલફખાનના નામથી સારું ગુજરાત ધ્રજતું હતું. કરણ રાજા, કોણ જાણે ક્યાં ગુજરાતનું ગૌરવ ફરી સ્થાપવાનું સ્વપ્ન ઘડતો હશે કે મનસ્વી માણસના વેદનાભર્યા પશ્ચાતાપથી સળગતો હશે! હિંદુ નામર્દ બન્યો હતો. મુસલમાન જુલ્મી બન્યો હતો. સર્વત્ર પોતાનો ચોકો સાચવી લેવાની વૃત્તિ દેખાતી હતી. મેવાડના રાણા સમરસિંહ રાવળ જેવાએ પણ માર્ગ આપીને મુસલમાન સૈન્યને પાટણ જવા દીધું હતું. પછી તો પાટણ પડ્યું. સોમનાથ લૂંટાયું. સારું સૌરાષ્ટ્ર થરથરવા લાગ્યું ને કચ્છનાં અનેક જાતવંત ઘોડાં, ને કાઠિયાવાડની 'તેજણ' ને 'માણકી' 'લખમી' ને 'ફુલમાળ' જેવી જાતવંત ઘોડીઓ અલફખાનના સૈન્યમાં દેખાવા લાગી.

દિલ્હી જવા ઉપડેલું અલફખાનનું સૈન્ય કંથકોટ, પારકર, ઠઠ્ઠા, વગેરે ચાંપી નાખીને, મારવાડને રસ્તે સીધું દિલ્હી તરફ પાછું વળવા માંડ્યું. રસ્તામાં ઝાલોરનો ભવ્ય દુર્ગ હજી રજપુતોનું ગૌરવ જાળવી રહ્યો હતો. ઝાલોરના

કાન્હડદેએ જ દિલ્હીના સૈન્યને પોતાના મુલકમાં થઈ, પાટણ જવા દેવાની ના પાડી હતી. અત્યારે એ એક જ રજપુત બનીને ઊભો હતોઃ કાન્હડદે અને એનું સામંત મંડળ હિંદુત્વને નામે મરી ફીટવા તૈયાર હતાં. અલફખાને આગળનું અપમાન સંભારી ઝાલોરને લેવાનો નિશ્ચય કર્યો. ફરી એ મેદાનમાં ઘોડા ઘૂમવા લાગ્યા, રણશીગાં ફૂંકાયાં, ને રજપુતોની તલવાર લોહી પી પીને વધારે ને વધારે તીખી બનતી ગઈ. ફરી એ દેશ ડોલ્યો; ડુંગરા ડોલી ઉઠ્યા, ઢોલ ધસૂકયા, નગારે ઘાવ થયા ને શુદ્ધ ગંગાજળથી નાયેલા કચ્છી ઘોડા ઉપર ચઢી કાન્હડદેનો પાટવી કુમાર વીરમદેવ અને સરદાર માલદેવ મુસલમાનોને હંફાવતા, ચારે તરફ ઘૂમવા લાગ્યા. વાતાવરણ વીરત્વથી ભરાઇ ગયું. જ્યાં જુઓ ત્યાં મૃત્યુ દેખાય, પણ જીવનારને અદેખાઇ આવે એવું. ભાટ અને ચારણોની બાનીથી તો રજપુતોનાં લોહી, અબઘડી તુરકડાઓને ધૂળ ચાટતા કરીએ, એમ બોલતાં વેગભર્યાં નસોમાં દોડવા લાગ્યાં. મરણ એ જાણે નિત્યનો બનાવ બન્યો, અને જીવન એ જ અકસ્માત થયો.

રજપુતાણી ઘર આંગણે છોકરાંને ધવરાવતી, પણ એની કલ્પનાની આંખ તો, પેલી મેર પેલી મેર, જ્યાં એનો કંથ લોહીમાં તરબોળ નાહતો હશે, ત્યાં ચોટી હતી. દરેકે દરેક રજપુતના ઘરમાં બસ એ જ વાત હતી, એ જ ધૂન હતી અને એ જ ધ્યેય હતું. અને કેમ ન હોય? અલફખાનના સૈન્યને એકવાર તો રજપુતોએ થોભાવ્યું હતું. પણ રજપુતો બેપરવા બનીને નાહવા માટે એક તળાવમાં પેઠા. એ વખતે મુસલમાનનો હુમલો થયો. હજારો પડયા. પાણી રંગાઇ

ગયું ને એક રજપુત મહીપદેવડો નાસી આવ્યો. તે જમવા બેઠો હતો. રસોડામાં રજપુતાણી પીરસતી હતી, એટલામાં દેવડાની દીકરી બોલી: 'મા! જો જો, કાંસાની થાળી સાથે લોઢાની કડછી ખખડાવતાં નહિ. મારા બાપુ લોઢાના ખખડાટથી તો ભાગ્યા છે!' બસ, એ પીરસ્યું પીરસ્યાને ઠેકાણે રહ્યું. રજપુત ઉઠયો, તલવાર લીધી, ઘોડું છોડયું ને ધૂમ તડકામાં ચાલી નીકળ્યો. જ્યારે અલફખાન ઝાલોર લેવા યત્ન કરી રહ્યો હતો ત્યારે આવું વાતાવરણ હતું.

અલફખાનને ઘૂમતાં ઘૂમતાં ઘણો વખત થઇ ગયો. અનેક ઝપાઝપી થઈ, અને છેવટે આજે તેના પછી આવેલ ખાનજીહાં ઝાલોરને ઘેરો નાખીને પડયો હતો. ચારે તરફના બીજા ગઢ પણ ઘેરાતા જાય છે; ને રજપુત તેમજ મુસલમાન લશ્કર છેલ્લો દાવ ઝાલોરને આંગણે ખેલી લેવાની તૈયારી કરી રહ્યા હતા.

ચારે તરફના રજપુતો, ચારે દિશાએથી દોડયા આવતા મુસલમાન લશ્કરને ખાળવા યત્ન કરી રહ્યા હતા. સેનાપતિ માલદેવ ને પાટવી કુંવર વીરમદેવ જુદા જુદા ગઢવીઓને પ્રોત્સાહન આપતા ઘૂમી રહ્યા હતા.

છેક સંધ્યાનો વખત હતો ને ઝાલોરના મજબુત દુર્ગનાં દ્વાર બંધ થયાં હતાં. આજે સાત સાત વર્ષ થયાં જેણે બાદશાહી લશ્કને મચક આપી ન હતી અને જેના નામથી રજપુત માત્રનું લોહી વેગે ચઢતું, તે સમીયાણા ગઢના ધણી સાતલસિંહનો સમીયાણા ગઢ પડયો કે પડશે એ સમાચારથી આખું ઝાલોર ખળભળી ઉઠયું હતું. કારણકે સમીયાણા ગઢ પડે એટલે જાણે ઝાલોરનો જમણો હાથ કપાયો. દુર્ગનાં દ્વાર

હંમેશના કરતાં વહેલાં બંધ થયાં હતાં ને સાંકડી સાંકડી શેરીઓ સમીયાણાનું ભાવિ જાણવા આતુર હોય તેમ અધારામાં સોડ વાળીને ગુપચુપ ઉભી હતી.

જે વખતે આમ ઝાલોરગઢ પોતાનું ભાવિ જાણુવા આતુર બની ચિંતાવાળી અવસ્થામાં ઉભો હતો, તે વખતે ગઢની બહાર, જંગલમાં આમલીના એક વિશાળ વૃક્ષ નીચે બે માણસો કંઈક વાત કરી રહ્યા હતા; એકે બુકાની બાંધીને પોતાનો ચહેરો જેમ બને તેમ વધારે ને વધારે છુપાવવા યત્ન કર્યો હતો. તેનું સાધારણ કદ, સાદો દેખાવ અને ચારે તરફ શંકાની દૃષ્ટિ ફેંકીને ધીમેધીમે વાત કરવાની ઢબથી સ્પષ્ટ થતું હતું કે, તે સાહસિક કે મૂર્ખ ન હતો, પણ વધારે પડતા વ્યવહારિક ડરાપણના બોજા નીચે દબાયેલો એક ધરેડમાં ચાલનાર આદમી હતો. તેની સામે ઉભેલા આધેડ વયના, કંઈક કાળા ચહેરાવાળા આદમીએ પોતાની ખાંધ પર એક લોઢાનો કુહાડો ને ગજ રાખ્યાં હતાં અને સાદું અંગરખું પહેર્યું હતું. તેને કોઈ છેટેથી સથવારો ધારે.

‘પણ સાચી વાત છે? સમીયાણા ગઢ પડે તો તો રજપુતાઈ રંડાય!’ પેલા બુકાનીવાળા આદમીએ સથવારાને કહ્યું.

‘ઠાકોર વિક્રમસિંહજી! બાદશાહ અલાઉદ્દીન તો રુદ્રાવતાર છે. અને ન માનતા હો તો પૂછો તમારા સોમેશ્વર વ્યાસને!’

‘રજપુતો પણ વિષ્ણુના વંશ જ છે ને? હરિહર તો લડતા આવ્યા છેઃ હરજી નાઠા છે ને શ્રીહરિ જીતતા આવ્યા છે. ઝાલોરના ગઢ આગળ આ બાદશાહનું મોત છે!’ વિક્રમ-સિંહે જવાબ વાળ્યો.

‘બાદશાહનું મોત તો થશે ત્યારે, બાકી ઝાલોરગઢ

પડશે ને રજપુતો વઢાઇ જશે એ વાત ચોક્કસ છે.'

'વઢાઈ જશે તો વળી શું થઇ જશે ?'-વિક્રમસિંહે જવાબ આપ્યો

'રજપુતો જીવવા માટે મરે છે ને બીજા મરવા માટે જીવે છે !'

પેલા માણસે એક ઉંડો નિઃશ્વાસ ચૂકયોઃ 'ઠાકોર ! ઠાકોર ! હજી માનોઃ આ ભાઇલુનું માનો. ગાંડપણ ભરેલું શુરાતન રાણા હમીર જેવાનું, રણથંભોરમ યે ખપ નથી આવ્યું ને તમારું ખપ નહિ આવે; ગઢ જશેઃ દેશ લૂંટાશે ને પૃથ્વી નિઃક્ષત્રી થશે. જીવતા રહેશો ને ગઢ ટકશે તો એક દિ' આ તરકડાને ધૂળ ચાટતા કરશું !—'

વદ બીજ–ત્રીજનો ચંદ્ર આમલીનાં બીડાયેલાં પાન-માંથી છાયા અને તેજની ગૂંથણી કરવા લાગ્યોઃ છેટે એક મોરલો ગળક્યો, પાસે શિયાળ બોલ્યું, ને દૂર ખેતરમાં ભડકો થઇ ઠરી ગયો. ઠાકોર વિક્રમસિંહની આખ આ બધાં દશ્યો પર ફરી જઇને ભાઇલુના ચહેરા પર આવી ઠરી.

તે વખતે આમલીમાં ઉપર જરા ખખડાટ થયો. એક ધડાકે ભાઇલુ એ ચાર કદમ જમીન ઠેકી ગયોઃ 'હાય રે ભૂ . . ત !' તેની રાડ ફાટી ગઈ. તિરસ્કારથી હસીને રજપુતે તલવાર મ્યાનમાંથી બહાર ખેંચી. તેણે અજબ હિમ્મતથી ઉંચે જોયું ને ભારે અભિમાનથી હોઠ ફફડાવ્યાઃ 'ઉંહ !'

ભાઇલુ હિમ્મત પકડીને ઉભોઃ 'ઠાકોર ! ગમે તેમ પણ સળવળાટ થયો !'

'અરે, જાને, રજપુત હોય ત્યાં ભૂત ન આવે!' ભાઈલુને હિમ્મત આવીઃ 'મેં કહ્યું તે તમે સમજ્યા ? આજે

તમે રજપુતનાં લોહી બચાવો કે ક્યારેક ખરે ટાંકણે એના એના જગન મંડાય !

'પણ શી રીતે ?' ઠાકોરે શાંતિથી પૂછ્યું.

ભાઈલુ છેક પાસે આવ્યો. તેણે ઠાકોરના ખભા પર હાથ મૂકયો ને તેની સામે નજર ટકાવી.

'હું રજપુત નથી પણ રજપુતનું અનાજ મેં ખાધું છે . . .' તે પોતાનું મોં છેક ઠાકોરના કાન પાસે લાવ્યો ને કાનમાં ગણગણ્યો: 'ઠાકોર ! સેનાપતિ ખાનજહાંનો મોકલેલો સિંહમલીક તમને મળવા માગે છે. સિંહમલીક જેને એક વખત તમે જ કેદમાં પૂર્યો હતો તે જ. તેને મળો ને તે તમને ઝાલોરગઢ આપશે. હમણાં ડાહ્યા થઈ ઝાલોરગઢ હાથ કરો ને પછી તરકડાને જોઈ લેવાશે. કાન્હડદે સાથે ગાંડાઈ ભરેલા શૌર્યમાં મરીને શું મેળવશો ? ઠાકોર ! સમજવા જેવું છે. ઝાલોરગઢ મેળવાશે.'

'અરે, પણ એ તો ગજબ થાય !–રજપુતાઈ રાંડે ને નાક કપાય.'

'ઠાકોર ! ગાંડુ શૌર્ય એ વીરત્વ નથી: અનેક બચશે: તમને ગઢ મળશે: ને એક દિ, દીનાનાથ, તમારું મોં ઉજ્જ-વલ કરશે. આજ એ સરદાર કહેવા આવ્યો છે પણ એ નહિ માનો તો કાલે તમે પોતે કહેવા જશો !'

વિક્રમસિંહનો દઢ નિશ્ચય સરવા લાગ્યો. તે વિચાર-માં પડયો.

'પણ મલીક પોતે છે ? સિંહમલીક—જેને મેં કેદમાં રાખ્યો હતો—તે પોતે છે ? તેણે કહેવરાવ્યું છે ?'

'હા હા. તે પોતે જ છે. ને તમારી રાહ જુએ છે.'

'પણ ભાઇલુ, વિશ્વાસઘાતનું મહાપાપ–'

'આ વિશ્વાસઘાત નથી. રાજનીતિ છે. વધારે જીવ બચાવવા માટે થોડા જીવ હોમીએ તેના જેવું.'

ઠાકોરે વધારે કૈં ન બોલતાં એક પ્રકારનો અવાજ કર્યો. તરતજ ઘોડીનો ઝીણો હણહણાટ ને ડાબલા સંભળાયા 'બાપ માણકી' એટલું બોલતા કને ત્રિકમસિંહે ઘોડીપર પલાણ કર્યું, લગામ હાથમાં લીધી, ને ઘોડીને થોભાવી. 'ઠીક, ભાઇલુ, ત્યારે તું-તું ઝાલોર જા અને હું મલીકને મળીને ઘડીમાં આવ્યો.'

'હા ભલે, પધારો, ને વિજય કરો.'

તીરની માફક ઘોડી છૂટી ને સથવારાનો વેષ ઠીકઠાક કરીને ભાઇલુ ઉપડવાની તૈયારી કરવા લાગ્યો. ચંદ્રમાના ઉજાસમાં જોયું હોય તો ભાઇલુના મોંપર તૃપ્ત થયેલી આશાનો રંગ દેખાય !

'હં'–તે મનમાંજ બોલ્યોઃ 'સમીયાણા પડ્યું. સાંતળસિંહે ગયો–અને હવે આ ઝાલોરગઢ પડશે. વિક્રમસિંહ રાજા થશે ને હું શું જાગીરદાર?-તે મોટેથી હસી પડ્યો. ના, ના ના, એમાં શું? જાગીરદાર થવામાં શું? પછી તો હું જ રાજ ચલાવીશ ને હી રા દે વી'...

તે ધ્રૂજવા લાગ્યો. આ નામની સાથેજ એક ઉગ્ર સ્ત્રીમૂર્તિ તેની કલ્પનામાં ખડી થઈ ગઇ. તેણે ફરી વેષ સમાર્યો, ચાલવાની તૈયારી કરી ને એક વખત સહજ ઉંચું જોયું. પણ એક ભયંકર ધડાકા સાથે આમલીની ડાળીઓ ખસી ગઇ. કડેડાટ કરતું ઝાડ હચમચ્યું ને હડુડુ એક ભારે વજન ઉપરથી નીચે પડતું હોય તેમ ભાઇલુના

શરીર પર કોઇ પડ્યું. 'ઑય વોય—બા'—એટલું બોલ્યો ન બોલ્યો ત્યાં તેનું મોં લોઢાના પંજા નીચે ગુંગળાતું લાગ્યું. ભાઇલુનો પહેલો ભય ભૂતનો હતો, તે લોઢાનાં હથિયાર જોતાં કૈંક ઓછો થયો. નીચે દબાતો હતો છતાં તે ગણુ-ગણ્યો: 'તું કોણુ છે?'

'હું? તું મને નથી ઓળખતો?'

'હં, હં, દીઠો. કનકેશ્વર, સાંતળસિંહનો ગુરુ કે? તારો શિષ્ય તો ગયો એ જોયું ને?'

કૈં જવાબ ન વાળતાં કનકેશ્વરે તેના શરીરને વધારે મસળ્યું ભાઇલુ જેમ જેમ છૂટવા પ્રયત્ન કરવા લાગ્યો તેમ તેમ કનકેશ્વર તેને વધારે કચરવા લાગ્યો. થાકથી હાંફીને અંતે ભાઇલુ શાંત રીતે નીચે પડ્યો રહ્યો.

'બોલ હવે છૂટવું છે? છૂટવું હોય તો કહે કે તું ક્યાં જાય છે?'

'એ તો તને ખબર જ છે. સાંતળસિંહનો ગઢ ખોવરાવ્યો ને હવે ઝાલોરગઢ ખોવરાવવા.'

કનકેશ્વરે વધારે જોરથી તેને ભીંસ્યો; ભાઇલુ બૂમ પાડે તે પહેલાં તેના મોં પર હાથનો ભાર આવ્યો.

'સમીયાણાગઢ ખોવરાવીને તેં શું મેળવ્યું?'

'હું સમીયાણાનો ગઢવી થઇશ. ને...'

'બીજું શું?'

'ઝાલોરગઢ પડશે તો વિક્રમસિંહ રાજા થશે. તારામાં ડહાપણ હોય તો તું પણ અમારી સાથે થા.'

કનકેશ્વરને વખત ગુમાવવો ઠીક ન લાગ્યો. જે વખત જાય છે તેમાં મુસલમાન સરદાર સિંહમલીક કદાચ ઝાલોર

તરફ કૂચ કરી રહ્યો હશે. એ વાત સ્પષ્ટ હતી કે વિક્રમસિંહ સિંહમલીકને મળવા ગયો હતો;

જે સાંભળ્યું હતું તે પરથી, કનકેશ્વરને આખી વાતની સાંકળ મળી આવી હતી. ને ભૂતકાળનો ઇતિહાસ તે જાણતો હતો. તેને ખબર હતી કે સિંહમલીકને એક વખત વિક્રમસિંહે કેદ કર્યો હતો. પણ ત્યાર પછી તેને નસાડી મૂકવામાં પણ તેનો હાથ હતો એમ કહેવાતું. એ બનાવ પછી વિક્રમસિંહની પ્રતિષ્ઠા ઘટી હતી, અને તે પોતે પણ માનહાનિ સહન કરતો હતો, છતાં તકની રાહ જોયાં કરતો હતો. આ જ વિક્રમસિંહ ત્યાં ગયો છે, સિંહમલીકને મળવા ને ઝાલોરગઢની ગુપ્ત હકીકત આપી ઇનામ લેવા; બસ, થઈ રહ્યું!...

'થઈ રહ્યું ! થઇ રહ્યું ! હવે ઝાલોરગઢ નહીં ટકે...' એ વિચાર બ્રાહ્મણના મનમાં ઘૂમી રહ્યો. હવે વખત ગુમાવવામાં ભારે હાનિ હતી, તે પોતાની તલવાર કાઢી ભાઈલુની છાતી પર અણી ભરાવી ઉભો.

'એ માબાપ' કહીને ભાઇલુ બેઠો થવા ગયો, પણ તેને તરત જ સાંભર્યું કે પોતે જરા પણ ચાલશે તો સોએ વર્ષ પૂરાં થઇ જશે. તે શાંત પડયો રહ્યો.

તલવારની અણી વધારે સખત થતી લાગી. 'બોલી દે, દુશ્મનો કેટલા વખતમાં આવશે?' કનકેશ્વરે પૂછ્યું.

ભાઈલુએ કાંઇ જવાબ વાળ્યો નહિ પણ તે એક આંચકા સાથે બેઠો થયો, કારણ કે તલવારની અણી વધારે સખત થતી લાગી. પણ આંચકાની સાથે જ તલવાર તેના હૃદય સોંસરવી નીકળી ગઇ. અને તે લોહીમાં નાહી રહ્યો.

તેને એમ ને એમ પડતો મુકી કનકેશ્વર પવનવેગે ઝાલોરગઢ જવા નીકળ્યો.

*

સવારે મોં સુજાણું થયા પહેલાં એક.અધીરા ઘોડેસવારે ઝાલોરમાં પ્રવેશ કર્યો.

તે પોતાની ડેલીએ પહોંચ્યો ને ઉતાવળે ઘરમાં પેઠો. રજપુતાણી ઉઠીને દાતણ પાણી કરી ઉગતા સૂરજને નમતી હતી. ત્યાં પોતાના ધણીનો પરસેવાથી રેબઝેબ ઘોડો તેની નજરે પડયો. સાથે સાથે જ મુસાફરીથી થાકેલો રજપુત ઘડીમાં મુછે તાં દેતો તો ઘડીમાં તલવાર પર હાથ દઇ ચાલતો તેની નજરે ચઢયો. તેના શરીર પર થાકનાં ચિહ્ન હતાં; મનપર વિહ્વલતા હતી; ને લુગડાં પર લોહીના ડાઘ હતા. રજપુતાણી કૈં તર્ક કરે તે પહેલાં ઠાકોર વિક્રમસિંહે જ કહ્યું; 'ભારે થઇ! સમીયાણા પડયું. સાંતળસિંહ મરાયા ને મુસલમાનો માર માર કરતા ઝાલોર પર ધસ્યા આવે છે!'

'પણ ઝાલોરને આંગણે તો તમારા જેવા એમની કબર નહીં ખોદાવે? હજી કૈં રજપુત મરી ખૂટયા નથી!'

'એ બધાં ગાંડાં શુરાતન છે!'

હીરાદેવી આશ્ચર્ય ને શંકાની તીક્ષ્ણ દૃષ્ટિએ રજપુત તરફ જોઇ રહી. રજપુતે તેની નજર ચૂકાવી.

'એવું છે કે રણથંભોર જેવા પણ પડયા છે તો ઝાલોર તો શું?'

કોઇ વીજળી ચમકે ને આંખ મીંચાય તેમ વિક્રમસિંહ બોલતાં તો બોલ્યો, પણ હીરાદેવીના મોં પર જે ચળકાટ ચાલ્યો ગયો એ જોઇને તે થંભી ગયો.

'હેં... શું કીધું ? ઝા... લો... ર શું હીસાબમાં ?'

'ના ... પણ...'

'કાન્હડદે જોયો છે?... અને વિરમ... દેવ અને તું મારો ઇશ્વર વિક્રમસિંહ... આટલા સિંહો જીવતાં શું ઝાલોરગઢ પડે ?'

વિક્રમસિંહને પગથી માથા સુધી ધ્રૂજારી ચાલી ગઇ.

'આ લોહીનાં વીર સ્નાન ક્યાં કર્યાં ?'

'ભાઇલુ મરણ પામ્યો. વગડામાં કોઇએ છાતી વીંધી નાખેલી. અને મેં તેને પડેલો જોયો અને...'

રજપુતાણીએ સાંભળ્યું નહીં તે નિરાશ થઇ હતી. તેણે ધાર્યું હતું કે શરીર પરનાં લોહીનાં છાંટણાં યશતિલક જેવાં નીકળશે.

'એવું છે કે જો આજે કોઇ ઝાલોરગઢને અખંડિત બચાવે અને આટલા રજપુતોને કપાઈ જતા રોકે તો જતે દહાડે વખત આવ્યે તે તરકડાને હંફાવે. એવું ડહાપણ હોય તો ઝાલોરગઢ બચે.'

હીરાદેવીએ ઉતાવળથી પૂછ્યું: 'શી રીતે બચે ?'

'ડહાપણથી.' 'ડહાપણ એટલે ?'

'સમયસૂચકતા.'

'આવે ચમકડે રમતાં કોણે શીખવાડ્યું રજપુત !'

'તને ખબર છે કે મેં ઝાલોરગઢ હાથ કર્યું છે ? હું રાજા છું !'

'હેં !'

'હા. જો પેલા મલીકને ઓળખે છે ને ? પેલો આપણે કેદ કર્યો હતો તે. તેને હું આજે મળ્યો. મેં એને ઝાલોરગઢનું

ગુમદાર દેખાડ્યું છે ને તેણે મને રાજ આપવાનું કબુલ કર્યું છે. ગાંડા રજપુતો પોતે મરત ને કીલ્લો ગુમાવત તે મેં કીલ્લો પણ રાખ્યો છે ને રાજ પણ રાખ્યું છે!'

'અરે રજપુત! આ તેં શું કર્યું? નિમકહરામી-' એ જ વખતે કનકેશ્વરે ડેલીમાંથી પ્રવેશ કર્યો.

હીરાદેવી, જેમ વેગભરી વીજળી ચમકે તેમ રજપુત તરફ કૂદી પણ કનકેશ્વરને જોતાં જરા થંભી ગઇ. કનકેશ્વર છેક તેની પાસે આવ્યો. વિક્રમસિંહને ઉભેલો જોઇ તે ખંચાયો; પણ હીરાદેવીએ તેને આગળ વધવા ઇશારત કરી.

ક્રોધથી ધ્રૂજતા હોઠને દબાવવા તે વ્યર્થ યત્ન કરી રહી હતી. 'કેમ? કેમ? મહારાજ શું સંદેશો છે?'

'અત્યંત વિપરીત!'

'શું?' હીરાદેવીએ અને વિક્રમસિંહે એક સાથે પૂછ્યું.

'ભાઇલુ મરાયો.'

વિક્રમસિંહ હસી પડ્યો. 'ઓ...હો! એ તો વિશ્વાસઘાતનું ફળ!'

બ્રાહ્મણે તેના તરફ અર્થવાહી દષ્ટિ ફેરવી, 'એમ?'

બ્રાહ્મણ કૈંક વધારે કહેવા માગે છે એ હીરાદેવી કળી ગઇ. તેણે બ્રાહ્મણને ફરી પૂછ્યું: 'એ સિવાય કૈં?'

'હમણાંજ મુસલમાનો આવશે. અને ઝાલોર પડશે.'

એક કૂદકે હીરાદેવીએ બ્રાહ્મણના હાથની તલવાર ઝુંટવી લીધી; તેણે તેની ગળચી પકડી; દાંત ભીંસીને કહ્યું: શું ઝાલોરગઢ પડશે? કાળમુખા! બોલ, બોલ, ઝાલોરગઢ કેમ પડે?'

બ્રાહ્મણ ખડખડાટ હસ્યો; 'જેની છાયામાં તું ઉભી છે

તે વિક્રમસિંહને જ પૂછી જોને !'

હીરાદેવીએ બ્રાહ્મણને છોડી દીધો. તેણે વેગથી વિક્રમ-સિંહ સામે જોયું: ઠાકોર!

'ઝાલોરને મેં બચાવ્યું છે !'

'બચાવ્યું છે કે બચાવીશ ? શી રીતે ?

'બચાવ્યું, બચાવ્યું, બચાવ્યું. મલીક મારફત ઝાલોર બચાવ્યું ડહાપણથી બચાવ્યું.'

કનકેશ્વર હસી પડયો.

હીરાદેવીની આંખ ફરી ગઇ: 'રજપુત! તું મારો . . ધણી નથી. તું ડાહ્યો છે: મારે શુરવીર નરની સ્ત્રી થવું છે, દેશદ્રોહી !'

તેના દાંતની કડકડાટી સંભળાણી. તેની તલવાર વીજળીની ઝડપે આકાશમાં ઉંચી ગઈ ને વેગથી વિક્રમસિંહ પર પડી. રજપુતે તેને સાવધાનતાથી પોતાની તલવાર પર ઝીલી લીધી. તણખા ઉડયા ને ભયંકર અવાજ થયો.

'અલ્લા હો અ ક બ ર !' દિગન્ત વ્યાપી વિજયી અવાજ ઝાલોરગઢના દૂર . . . દૂરના મેદાનોમાં સંભળાતો લાગ્યો.

'અ રે રે !' કનકેશ્વર નિરાશ થઇને બોલ્યો; 'આવી પહોંચ્યા '

ફરીને હીરાદેવીની તલવાર ઝપાટાબંધ ઉંચે ચઢી ને વજ્રનો ઘા થાય તેમ વિક્રમસિંહ પર પડી. તેને જનોઇવઢ કાપી નાખ્યો. તેના ધગધગ વહેતા લોહીમાંથી તેણે હસીને કપાળે તિલક કર્યું ને લોહીવાળી ઉઘાડી તરવારે જ તે બહાર દોડી ગઇ.

# સાચું દૃશ્ય

પહેલવહેલાં એ ઘરમાં પ્રવેશ કર્યો ત્યારે શંકરપ્રસાદને એકદમ એક વાત ખૂંચી: 'આટલો જાડો બાપ, આટલી જાડી મા અને આવું પાતળું છોકરું એ શું ?'

આ ગામમાં રહેવા આવ્યાને પોતાને ભાગ્યે જ પંદર દિવસ થયા હશે. તેમજ આ પરદેશી કુટુંબ પણ આ ગામમાં તો એટલા દિવસોથી જ આવેલું. શંકરપ્રસાદ ઘરમાં પેઠો. જાડા બાપને 'જે જે' કર્યા. જાડી જેવી પેલા છોકરાની માને પણ નમસ્કાર કર્યા. પોતાની છત્રી એક તરફ મૂકી અને 'ક્યાં છે મધુભાઇ !' કહીને એક સ્ટુલ પડ્યું હતું તેના પર બેઠો.

પાસેના ખંડમાંથી એક નાનો છ વર્ષનો છોકરો આવ્યો. છ વર્ષનાં છોકરાં દોડતાં આવે, પણ આ છોકરો, જાણે અમુક નિયમ પ્રમાણે જ ચાલવાનું હોય—અને તે નિયમ એ જ જીવન સર્વસ્વ હોય, તેમ અમુક ઢબ પ્રમાણે, નિયમિત પગલાં મૂકતો આવ્યો. આવીને શંકરપ્રસાદને માથું નમાવ્યું. શંકરપ્રસાદે છોકરાના બાપ તરફ જોયું. તેના ચહેરામાં સ્પષ્ટ અક્ષરે અદૃશ્ય રીતે લખાયું હોય તેવું તેણે વાંચ્યું: બે ને બે ચાર. જાણે નિયમ, નિયમ, નિયમ એ જ જીવનનો મર્મ

હોય. એ ચહેરામાં ક્યારેય હૃદયનો ઉછાળો નહિ પથરાતો હોય. હસવાનું અમુક માપમાં જ હશે. રોતી વખતે અમુક સંખ્યામાં જ આંસુ ખરતાં હશે. બોલતી વખતે અમુક જ શબ્દો આવતા હશે. શંકરપ્રસાદને એવો કડક ચહેરો જોઈને વાતાવરણમાં અમુક પ્રકારનો ગુંગળાટ લાગ્યો. પણ તે છોકરાને લઈને તેને ભણાવવાના ખંડમાં ચાલ્યો ગયો.

જાણે કામ કરી જ નાખવું પડશે માટે કરી નાખવું એવી સમજણ સાથે, શુષ્ક રીતે, છોકરો નિયમસર ભણવા લાગ્યો: પણ જરાક વખત મળે, નવરો પડે, કે તરતજ જાણે પોતે જાગ્રત અવસ્થામાં સ્વપ્ન જોતો હોય, તેમ કાંઇક જોયા કરતો. કાંઇક સંભાર્યા કરતો. કાંઇક અનુભવ્યા કરતો. એનો અનુભવ જાણવાને શંકરપ્રસાદ ઘણું મથ્યા, પણ સ્નેહની ખરી હુંફ વિના બાળકનાં સાંચાં હૃદય ક્યારે ય મળતાં નથી.

શંકરપ્રસાદ એ પ્રમાણે નિયમિત આઠ વાગે આવતા. કલાક દોઢ કલાક બેસીને ચાલ્યા જતા. તેને લાગ્યું કે છોકરો ઘણો હુશિયાર છે. પણ તેના મગજને જાણે કોઇએ સોમલના ઝેરમાં બોળયું હોય તેમ તે મગજ તદ્દન બેભાન અવસ્થામાં છે. તેનો બાપ હમેશાં એટલા જ કડક ચહેરા સાથે આરામ ખુરશીમાં પડ્યો હોય. તેની મા નિયમિત રીતે ચોખામાંથી કાંકરી વિણતી હોય. જાણે કોઇએ બોલવું નહિ, કાંઇ બોલવું નહિ, નિયમ પ્રમાણે સાંચા માફક ચાલવું, બોલવું, કામ કરવું, સૂઈ જવું ને ઉઠવું. શંકરપ્રસાદને વાતાવરણમાં એટલો ગુંગળાટ થતો કે તે પણ કાંઇ બોલ્યા ચાલ્યા વિના નિયમ પ્રમાણે કામ કરતો થઈ ગયો. આવે, પગરખાં કાઢે, હાથ જોડે, માથું નમાવે, છત્રી મૂકે ને

અભ્યાસ ખંડમાં જાય. બધું પ્રાણવિનાનું પણ નિયમસર.

એક દિવસ શંકરપ્રસાદ ભણાવવા ન બેઠા એટલામાં પાસેના ખંડનું બારણું ઉઘડ્યું. કામ કરવાવાળી ગંગા 'માસ્તર સાહેબ, માધુભાઈને જરા બોલાવે છે' એટલું કહીને, શંકરપ્રસાદના ટેબલ પર ચાનો પ્યાલો મૂકવા આવી.

જાણે આટલા બધા દિવસના નિયમબદ્ધ જીવનમાં અનિયમિતતાને લીધે મીઠાશ આવી જાય તેમ ગંગાના આટલા સાધારણ શબ્દો પણ શંકરપ્રસાદને બહુ સુંદર લાગ્યા.

• માધુ ઉઠ્યો. નમસ્કાર કર્યા. અને જાણે સિપાઇ હોય તેમ નિયમસર પગલાં ભરતો બાપના ઓરડામાં ગયો.

શંકરપ્રસાદે છૂટકારાનો એક દમ ખેંચ્યો: પણ છૂટકારાની તેના કરતાં વધારે સ્પષ્ટ નિશાની તો ગંગાના ચહેરા પર હતી. અવાજ ન થાય તેવે પગલે તે શંકરપ્રસાદના ટેબલ પાસે આવી: 'માસ્તર સાહેબ! ખબર પડી?' ગંગા ધીમે અવાજે બોલી ને ભયભરેલે ચહેરે સામેના બારણાની તડ તરફ જોઇ રહી.

શંકરપ્રસાદે ડોકું ધુણાવ્યું.

'શેઠ ને બાઇ લડયાં!'

'હેં!'

ગંગાએ નાક પર આંગળી મૂકી અને ધીમેથી બોલી; 'તમને ખબર છે નાં, આ બાઈ કાંઈ માધુભાઇની મા નથી. માધુભાઈની મા તો રાજકોટમાં છે. જ્યારથી શેઠ આ બાઇ સાથે રહ્યા—આ બાઈ પૈસાદાર છે ને શેઠની નજર એ પૈસા ઉપર છે—ત્યારથી તેમણે શેઠાણીને કાઢી મૂકયાં છે. ને માધુભાઇને પોતાની પાસે જ રાખે છે. પણ એવડું છોકરું

મા વિનાનું કેવું ટળવળે ?–આખો દિવસ મારી પાસે આવીને માધુભાઈ માની જ વાતો કરે છે. એટલે બાઇએ આજે શેઠને કહ્યું કે માધુને એની મા પાસે મૂકી આવો. એમાંથી બોલાચાલી થઈ.'

એટલામાં તો શેઠે બૂમ પાડી: 'ગંગા !'

'હાં જી' કરતી ગંગા ચાલી ગઈ. અને તરત પાછી ફરી.

'તમને શેઠ બોલાવે છે. !'

શંકરપ્રસાદ ઉઠયા. જરાક ખમીસ સરખું કર્યું. ધોતિયું એક તરફ ખેંચ્યું. ને શેઠના ઓરડામાં ચાલ્યા.

હમેશાં તદ્દન નિયમિત રહેતો શેઠનો ઓરડો આજે અનિયમિત હતો. શેઠ ઓછા કરડા દેખાતા હતા. પેલી બાઈ ચોખા વિણવાને બદલે મોં ચડાવીને બેઠી હતી માધુ નિયમસર અદબવાળીને ઉભા રહેવાને બદલે એક ટેબલ પાસે ઉભો રહી 'બ્રશ' સાથે રમતો હતો.

'માસ્તર સાહેબ! બેસો' કહીને શેઠે પાસે પડેલી ખુરશી પગવડે આગળ ઠેલી: શંકરપ્રસાદ બેઠો.

'માધુભાઇને એને મોસાળ મોકલવા માટે બાઇએ હઠ પકડી છે. છોકરાનું જીવન બગડી જાશે.' શેઠને એક જ ધૂન હતી કે છોકરાને ભણવામાં ખલેલ ન પડવી જોઇએ: પછી એ મા માટે મનમાં ઝૂર્યા કરતો હોય તો પણ. હમેશાં કડક જણાતો શેઠનો ચહેરો આજે જરાક નરમ છે, તથા 'છોકરાનું જીવન બગડી જાશે' એ પાછળની ટીકા વણમાગી આવી છે, એટલે શંકરપ્રસાદ તરત સમજ્યો કે, શેઠ હઠે ચડેલું સ્ત્રીનું અસ્થિર મન ડગાવવા પૂરતી આ રમત રમી

રહ્યા છે. તેણે કાંઇ જવાબ વાળ્યો નહિ. જરાક રાતા થયેલા આંખના ખૂણાને લીધે વધારે રૂપાળું બનેલું પોતાનું મોં શંકરપ્રસાદ તરફ ફેરવીને પેથી બાઈ બોલીઃ 'અને માધુભાઇ જાય, તો તમારે મને ભણાવવા આવવાનું છે હો. મારે અંગ્રેજી ભણવું છે.'

શંકરપ્રસાદને પક્ષમાં લેવાની આ યુક્તિ શેઠ સમજ્યા પણ કાંઇ બોલ્યા નહિ.

'એવું છે કે, માધુભાઇને અત્યારે ભણવાનો વખત છે. અ ને..'

'હં. હું એ જ કહું છું' શેઠ બોલ્યા.

ઘડીવાર શેઠાણી કાંઇ બોલ્યાં નહિ. પછી એકદમ ઉભાં થયાં. અને ગંગાને હાકલ મારીઃ 'ગં ગા!'

'જી, બાઇ સાહેબ!' કહેતી ગંગા હાજર થઇ.

'મારો સામાન તૈયાર કર.'

'કેમ?'

'કેમ શું? તમે બન્ને પુરુષો ભેગા થઈને એક સ્ત્રીનું હૃદય સમજી શકતા નથી? હું સ્ત્રી છું ને સ્ત્રીના હૃદયને બરાબર ઓળખું છું. શેઠ! તમે મારી પાસે રહોઃ મારા થઇને રહોઃ એમાં તો મને અભિમાન આવે છે કે મેં તમને એક બાજી સ્ત્રી પાસેથી ઝૂંટવી લીધા છેઃ પણ આ છોકરાને એની મા પાસેથી હું નહિ ઝૂંટવું, નહિ ઝૂંટવું, તે નહિ જ ઝૂંટવું. એમ કરૂં તો તો હું સ્ત્રી જ મટી જાઉં.'

ગંગા કબાટમાંથી આંટા ફેરા કરીને સાડલા કાઢતી હતી તે પણ શેઠાણીની વાણી સાંભળીને થંભી ગઈ.

શેઠને પણ મનમાં ગડભાંગ થવા લાગી.

'સ્ત્રી ગમે તેટલી પતિત હોય, શેઠ, પણ તે માતા તો કોઇ દિવસ મટતી જ નથી.' એટલું બોલીને શેઠાણી ઝડપથી ઉભી થઇ ને બ્હારથી રમતા માધુને તેડી લાવી. હમેશાં અકડ રહેવા જ ટેવાયેલો માધુ આ અનિયમિતતાથી ભારે ખુશી થતો લાગ્યો.

'બોલ માધુ, બેટા, તને સૌથી વહાલું કોણ?' છોકરાએ શંકાથી-ભયથી પોતાના બાપ સામે જોયું. અને પછી પોતાને હમેશાં વહાલથી બોલાવનાર ગંગા સામે જોયું.

એક ઘડીમાં શેઠાણી ઘણું ઘણું સમજી ગઇ - લાગી: 'શું સમજ્યા શેઠ, છોકરો બોલ્યો તે સમજ્યા?'

શેઠ હસ્યા: 'બોલ્યા વિના શું સમજે? બોલ્યો છે જ ક્યાં?'

'બોલ્યો છે બોલ્યો.'

'શું બોલ્યો? માધુ, તું કાંઇ બોલ્યો?'

છોકરે ડોકું ધૂણાવ્યું.

'ઠીક, લ્યો, હમણાં તો ભણો'

'છોકરે એક વાત કહી દીધી એના હૃદયની, સમજ્યા? આ ઘરમાં છોકરાને તમારા પર વિશ્વાસ નથી, માસ્તર પર વિશ્વાસ નથી, મારા પર વિશ્વાસ નથી, વિશ્વાસ છે માત્ર ગંગા ઉપર. આવું છતે માબાપે નમાયું છોકરું ભણે ખરું કે?'

'કેમ જાણ્યું?'

'પૂછો ગંગાને'

'પણ તમે કેમ જાણ્યું?'

'છોકરાની દૃષ્ટિએ કહી આપ્યું.'

શંકરપ્રસાદ ઉભા થયા.

'કેમ માસ્તર સાહેબ?'

'બસ, એનની વાત સાચી છે.'

'માધુ બેટા, તને સૌથી વહાલુ કોણ? સાચું બોલજે હો.' બાઇ માધુને પૂછવા લાગી.

માધુ ઘડીક તો હસ્યો. પછી 'એ કહું? એ કહું?' એમ રમત કરતાં કરતાં બોલ્યોઃ 'ગંગા!'

બાઇએ એક અર્થભરી દૃષ્ટિ શેઠ તરફ કરી.

'અને એના કરતાં પણ કોણ વહાલું?–ભગવાન તને પ્રસન્ન થાય, ધ્રુવજીને મળ્યા હતા ને, તેમ તને મળે તો તું ભગવાન પાસે શું માગે?'

માધુએ બે હાથથી મોં ઢાંકી દીધું. મોં ઢાંકી રાખીને જ તે બોલ્યોઃ 'મા!'

ગંગાની અને બાઇની આંખમાંથી આંસુ નીકળી પડયાં. અને બન્ને પુરુષો તે જોઇ રહ્યા.

# 'ખાસદાર' ની શંકા

પોતાનો જૂનો રેશમી કોટ ખંખેરીને ન્યાયકોર્ટના હેડ કલાર્ક મંજુલાલે તે તપાસી જોયો. ફળીમાં ઉભો ઉભો મથુર પટાવાળો એક આંખ ત્રાંસી રાખીને આ તાલ જોઈ રહ્યો હતો. મંજુલાલ દસવર્ષે પણ કોટ ન બદલે, તેમણે છેલ્લા ચાર પાંચ માસમાં બે કોટ બદલ્યા: અને એક બાંડિયું 'પણ' બદલ્યું. 'પણ' એટલા માટે કે, બાંડિયું તો નીચે પહેરવાનું એટલે જેવું હોય તેવું ચાલે એવું મંજુલાલને વારંવાર કહેતા મથુરે પોતે જ સાંભળ્યા હતા. અને છતાં હમણાં નવી રસિકતા જન્મી હોય કે જૂની પ્રણાલિકાનો ભંગ કરવા પોતે તત્પર થયા હોય, ગમે તે હોય, મંજુલાલે બાંડિયું 'પણ' બદલ્યું હતું!

જાણે કે મંજુલાલ હમણાં બોલશે કે 'લે મથુર! આ કોટ પહેરી જો'તો, તને થાય છે?' એવી આગાહી કરીને મથુર, કોટ આવ્યો, એ આવ્યો, એમ લેવા જવાની તૈયારીમાં હતો એટલામાં મંજુલાલનાં નવાં વહુ પદ્માબેન રસોડામાંથી બહાર નીકળ્યાં. છીંક ચાલી જાય ને જેમ રસ જતો રહે તેમ મથુરનો આનંદ ઉડી ગયો. તેને ખબર હતી કે હેડકલાર્ક સાહેબ,

નવી વહુની સાથે રમતમાં પડે છે, ત્યારે ઘણી વખત ઑફીસના ઉપયોગી કાગળો પણ ઘેર ભૂલી જાય છે. એટલે આ કોટ આપવાની વાત તરતને માટે તો ગઈ જ સમજવી. સાંજે પાંચ વાગે રેશમી કોટ લગાવીને પોતે રોફ મારતો મારતો ઘેર જાશે, ને પોતાની વહુ રાધા પાસે વાતો કરવા બેસશે. એટલે સુધી આ કોટ પર તેણે મદાર બાંધેલી તે બધી જ સરી ગઈ! શિકારમાં નિષ્ફળ જવાથી, જેવું ડહાપણ ને ફિલસુફી લઈને બિલાડી ફરી તક મેળવવા બેસી જાય છે, તેવું ડાહ્યું ડમરું મોં કરીને, જાણે સૃષ્ટિના સર્વરસથી પોતે અલિપ્ત હોય તેમ, પોળના કુતરાની ચાલચલગત વિષે ડહાપણ ભરેલી સમાલોચના કરતો, હતો ત્યાં ને ત્યાં તે ગુપચુપ બેઠો રહ્યો.

સમાલોચનામાંથી પણ એક નવો આશાતંતુ તેને મળ્યો. તેને લાગ્યું કે હેડકલાર્ક સાહેબ, જ્યારથી નવાં વહુ લાવ્યા છે ત્યારથી, પોતે દર ઘડીએ તાજા ને તાજા દેખાવા પ્રયત્ન કરે છે: પીસ્તાળીસ છેંતાળીશ વરસનું ચિંતાના ભારથી નિસ્તેજ બનેલું, અને યંત્રવત જીવનથી અરસિક થયેલું વૃદ્ધ જેવું મોં હવે પાનના બીડાની લાલચમકથી જરાક ઠીક ઠીક લાગે છે. પોતે અરીસામાં વારંવાર જો જો કરે છે. કપડાં અક્કડ પહેરે છે. ફરે છે પણ અક્કડ. ને તેર ચૌદ વર્ષનાં વહુની સાથે તાલી લગાવતાં પચીસ વર્ષના જુવાનની ચપળતાનું અનુકરણ કરે છે. અને વળી ઉદારતાનો દરેક પ્રસંગ પણ ચમ્પા બહેનની હાજરીમાં જ થાય છે. કદાચ, આ રેશમી કોટ આપવાનું ભૂલવાને બદલે હવે જ એમને સાંભરશે!

એટલામાં તો ‘મથુર!’ કહીને મંજુલાલે તેને બોલાવ્યો, અને ‘હાશ, એ મળ્યો’ એમ આશાનો શ્વાસ લઈને

તે એકદમ દોડયો: ‘ જી સાબ ! જી ! સાબ !’

હમેશાં એક વખત જ ‘ જી સા’બ આવ્યો ! ’ કહીને જનારો મથુર આજે બે ત્રણ વખત ‘ જી સાબ ! જી સાબ !’ કરતો દોડયો.

‘ મોહનભાઈ કયાં છે ? અને કમળા બેન ?’

એકસો નવે ચડેલો પારો શૂન્ય ડીગ્રીએ આવી પડયો. તેણે ઠંડો જવાબ વાળ્યો : ‘ જી સાગે ઘેર, અનંતપ્રસાદભાઇને ત્યાં ગયાં છે !’

ઝીણેસ્વરે જરાક લાડથી પદ્માબહેન બોલ્યાં: ‘ એ બન્ને તો હવે ઘેર જ રહેતાં નથી. બન્ને ભાઈ બેન ફર્યા જ કરે છે. મને તો એકલું એકલું બહુ સાલે છે. ’

‘ બન્નેને બોલાવી લાવો. ’ નવાં વહુને હેળવી દેવા માટે ને રમતાં હસતાં કરી દેવા માટે પોતાનાં બન્ને છોકરાં ઉપયોગી થશે એમ મંજુલાલે ધારેલું. પણ એ બન્ને તો રખડુ નીકળ્યાં. આજે જરા એમને ધમકાવીને નવી વહુ સાથે રમતાં કરી દેવાનો વિચાર કરતા મંજુલાલ બોલ્યા : ‘ જા, બન્નેને બોલાવી લાવ. ’

‘ જી ! ’ કહીને મથુર ગગો. પણ તેની ચાલ પરાજય પામેલા યોદ્ધા જેવી હતી.

‘ વળી આવ્યું કે ?’ એટલું બોલીને પદ્માબહેન દિવાન-ખંડમાં ગયાં, ને ત્યાંથી સાહેબની લાકડી ઉપાડી લાવ્યાં. ફળીમાં એક કુતરું આવીને ઉભું હતું, અને પદ્મા બહેન એની હાજરીમાં શરમાતાં હોય, કે ગમે તેમ, પણ એ કુતરું આવે કે તરતજ તેને લાકડી મારીને કાઢવાનાં. મોહન

ભાઇ અને કમળા બેનનું એ લાડકું હતું. અને તેમણે તો એને નામ પણ આપ્યું હતું. 'ખાસદાર!' પદ્માબહેનને દ્વેષ આવ્યો તેમાં એ કારણ હોય, કે પછી આવું જાનવર આવીને જાણે મશ્કરી કરતું હોય તેમ, જીભ કાઢીને અને એક આંખ મીંચીને, પોતાની અને હેડકલાર્કની રમત નિહાળ્યા કરે એ તેમને ગમતું ન હોય. એટલે ખાસદારને જોતાં જ પદ્મા બહેન તો લાકડી લઇને દોડતાં. મંજુલાલ આવે પ્રસંગે મશ્કરી કરતા કે, એ બિચારું તમને જોવા આવ્યું છે, ને તમે આંટલાં ક્રૂર થાઓ છો એ ઠીક નહિ. હવે ખરી વાત એમ હતી કે ખાસદાર એ બન્નેમાંથી કોઇને જોવા આવતો નહિ તેમજ તેણે આના કરતાં પણ વધારે સારાં ઘર જોયાં હતાં. ત્રીજી કે ચોથી ખડકીએ એના પોતાના જ રોટલા રોટલી ઉઘરાવવાના ક્ષેત્રમાં, દસ અગિયાર વર્ષની કુમળી બાળા સાથે, હમેશાં વાતો કરતો પંચાવન સાઠ વર્ષનો એક ડોસો તેણે જોયો હતો. આ કુતરા ભાઇએ તો પોતાની મંદ બુદ્ધિ પ્રમાણે ધાર્યું કે, એ છોકરીની મા મરી ગઇ છે, એટલે એનો બાપ—આ ડોસો—છોકરીને આટલું વહાલ કરે છે. એ દશ્ય જોવા ને છોકરીને આશ્વાસન આપવા તે નિયમિત સવારમાં પહેલ વહેલો ત્યાં જતો. પણ તેની ડાહી વહુએ શિખામણ દીધી કે 'મૂર્ખ! આ ન હોય તમારો અદેખાં કુતરાનો સંસાર. આ તો ડાહ્યો માનવ સમાજ છે. ડાહીમાના દીકરા વાણિયા અને આગમ બુદ્ધિના બ્રાહ્મણો વિષે તારૂં અજ્ઞાન કેટલું છે? તને એટલી પણ ખબર નથી કે, એ છોકરી તો સ્વાર્પણ કરીને આ વૃદ્ધને જાળવવા માટે, તેની વહુ બની છે! મૂર્ખ, માનવસમાજની ઉદારતાનું તને લેશ

માત્ર પણ જ્ઞાન નથી !' આ શિખામણ છતાં પણ, મંદબુદ્ધિનો ખાસદાર, જ્યારે ક્યાંય રોટલો ન મળે તેવું લાગે, ત્યારે નં છૂટકે, એ ઘેર રોટલો લેવાનું રાખતો. પદ્માબ્હેન લાકડી મારશે એમ તો ખાસદાર અનુભવથી જ જાણતો હતો. એટલે ઘરમાં જઇને પદ્મા બહેન રોટલો લાવ્યાં કે લાકડી, એ ખાત્રી કરીને, તે તરતજ દોડી જવા માગતો હતો. પણ મંજુલાલે જેમ પ્રતિષ્ઠા ને વૈભવમાં વૃદ્ધાવસ્થાને છૂપાવી હતી. તેમ પદ્માબહેને એક હાથમાં રોટલો રાખી બીજા હાથમાં લાકડી છૂપાવી રાખી. ' તુ ! તુ ! ' કરી કુતરાને બોલાવ્યો. ને પાછળ લાકડી દેખાવા દીધી નહિ. પુંછડી હલાવતો, ગેલ કરતો તે પાસે આવવા લાગ્યો કે તરતજ મંજુલાલ ખડખડ હસ્યા. અને પુરુષનું હાસ્ય સ્ત્રીના રુદન કરતાં વધારે ભયંકર હોય છે એ અનુભવથી જાણનારો કુતરો શંકાથી પાછો હઠ્યો. પદ્મા બ્હેને તકને ચાલી જતી જોઈ છુટી લાકડી ફેંકી. અને કુતરાનું ડાવકારૂં સંભળાવાને બદલે ' ઑયરે ! ' એમ દુઃખભરી ચીસ પાડી, કપાળે હાથ દઇ દરવાજાપાસે બેસી જતો મોહનલાલ નંજરે પડ્યો.

' શું છે ભાઇ ! ' કહીને તેની પાછળ જ કમળા આવી. અને નથુ પણ આવી ચડ્યો. ઘા મોહનલાલને લાગી ગયો, તેથી રોવા જેવા થઈ ગયેલાં પદ્માબહેન, અને 'મોહન તું પણ ભાઇ, આખો દિવસ બહાર ને બહાર ' એમ ઘાનો ઇતિહાસ ભૂલી જવા મથતા મંજુલાલ, બન્ને આ તરફથી આવ્યા.

' મોહનભાઇ ! કેવુંક વાગ્યું છે ? ' એમ બોલીને પદ્માબહેન સૌથી આગળ આવ્યાં. તેરવર્ષની ઓરમાન

માતા ચૌદવર્ષના છોકરાને જેવું આશ્વાસન આપી શકે તેવું તેમણે આપ્યું. નથુ પાટો લાવ્યો. અને 'બહુ નથી વાગ્યું, બહુ નથી વાગ્યું, ફુટ થઇ નથી' એમ વાતને દાટી દેવા ઇચ્છતા મંજુલાલે પાટો બાંધ્યો. મોટાભાઇને હૃદયમાં થયેલા ઉંડા ઘાના હિસાબમાં તો આ કાંઇ ઘા હતો જ નહિ, એવો વિચાર એક ઘડીભર આવીને કમળાના મનમાંથી પસાર થઈ ગયો. એ વિચારની સાથે જ, માત્ર ત્રણ ચાર માસ પહેલાં જ આ ઘરમાં હેરફેર કરતી, એની માની સૌમ્યમૂર્ત એની નજર આગળ ખડી થઇ ગઇ. હજી જાણે ગઇ કાલે જ એના મોંપરનું છેલ્લું સ્મિત જોઇને છોકરાં ને બાપ સૌ સાથે રડ્યાં હતાં. એની મા વિનાની પહેલી રાત્રિ, સૌએ કેવા મુંગામુંગા રડતાં, અને રડતાં રડતાં તારા જોઈ જોઇને ફળીમાં જ પસાર કરી હતી તે તેને સાંભર્યું. આ બધું જાણે ગઇ કાલે જ બન્યું હોય એટલું તાદશ તેની નજર આગળ ખડું થઇ ગયું. પોતાના કરતાં માત્ર બે વર્ષ મોટી એવી નવી મા જે દિવસ આવી તે દિવસ પોતે ભાઇ બેન કેવાં વ્યગ્ર બની ગયાં હતાં તે પણ તેને સાંભર્યું. એનું હૈયું ભરાઇ ગયું. અને સૌ ઘરમાં પહોંચ્યાં કે તરત જ પોતે દવા લેવાને બહાને ઉપર ગઈ ને રોઇ રોઇને હૈયું ખાલી કર્યું !

મોહનભાઇને આ ઘા રૂઝાઇ તો ગયો. પણ એક દુઃખ પછી બીજું દુઃખ આવે તેમ, પહેલાં એ પાક્યો, પછી તેમાંથી તાવ આવવા લાગ્યો, નબળાઈ વધી, અને પછી ઝીણા ઝીણા દર્દોએ તેના દેહમાં પ્રવેશ કર્યો. આવે પ્રસંગે નથુ સાહેબને ઘેર રહેવા લાગ્યો ને બાઈ સાહેબને

મદદ કરવા લાગ્યો.

એક દિવસ માત્ર દરવાજામાંથી જ ડોકિયું કરીને 'ખાસદાર' ચાલ્યો ગયો. તેમાં બીજું ગમે તે કારણ હોય, પણ ઉગતી જુવાનીની પદ્મા વહુ તે દિવસે જરાક વધારે પડતી છૂટથી નથુ સાથે બોલતી હોય, તેમ તેની મંદબુદ્ધિને લાગતું હતું. વારંવાર 'તને કામ નથી આવડતું' એમ કહીને પદ્મા ખોટો ખોટો રોષ કરતી હતી, અને ક્રોધ કરતાં કરતાં અરધું હસી પડતી હતી. મોહનલાલ પોતાના ખંડમાં ૧૦૪ ડીગ્રીમાં પડયો હતો. અને તેને સાચવવા કમળા તેના ખાટલા પાસે બેઠી હતી. ખુલ્લા દરવાજામાંથી જરાક ડોકિયું કરીને, અને પદ્માના ગાલ પર ધીમેથી ટાપલી લગાવતા નથુને જોઇને, પેલો મૂર્ખ 'ખાસદાર,' માનવસમાજની ઉદારતા સમજ્યા વિના, ચાલી જવાની તૈયારી કરતો હતો, એટલામાં કુતરાને 'હટ હટ' કરતા મંજુલાલે પ્રવેશ કર્યો, અને પતંગિયાના જેટલી ત્વરાથી, પદ્માનો મનોભાવ બદલાઇ ગયો. ક્રોધે ધુંધવાતી હોય તેમ નથુ ઉપર તે હૂકમ ચલાવી રહી હતી; 'અક્કલ વિનાનો! એટલું કામ પણ નથી આવડતું? જા ઉપર જા, ભાઇ ઉઠ્યા છે કે નહિ તે જોઇ આવ.'

'શું છે' કહીને મંજુલાલ આગળ આવ્યા. નીચે જોઇને ધીમું હસતો નથુ ચાલ્યો ગયો.

હવે કુતરાંની જાત માણસ કરતાં મૂર્ખ છે અને ડાહ્યા મનુષ્યોના વ્યવહારમાં સમજે એટલી બુદ્ધિ એમનામાં નથી જ એ વાત ચોક્કસ છે. એટલે આ દૃશ્ય જોઇને ખાસદાર તો જાણે કે કાંઈ સમજ્યા વિના ચાલ્યો જ ગયો. અને પોતાની મંદબુદ્ધિ પ્રમાણે એ કુતરાએ તો પેલો ડોસો અને સ્વાર્પણ

કરીને આવેલી પેલી નાની સુંદરબાળા, એ બન્નેના સંબંધ વિષે મેળવ્યો હતો, તેવો આ સંબંધ વિષે પણ ખોટો જ ખ્યાલ મેળવ્યો. તેણે ગમે તે ધાર્યું હોય, પણ ત્યાર પછી ઘણા વખત સુધી મંજુલાલના બારણા પાસે આવીને જ તે સીધો ચાલ્યો જતો. ખરી વાત તો એમ હતી પ્રતિષ્ઠિત સમાજમાં આવા હમેશાં બનતા સામાન્ય બનાવ વિષે, આટલીબધી દોઢડહાપણ ભરેલી ફિલસુફી અખત્યાર કરવા સારૂ, નથુએ જ તેને એક દિવસ મેથીપાક આપ્યો હતો.

પણ દુનિયામાં બધું ભૂલી જવાય છે તે પ્રમાણે 'ખાસદાર' પણ આ વાત વીસરી ગયો. આ ગુણ તેણે સારા સારા પ્રતિષ્ઠિત અધિકારીઓ પાસેથી જ મેળવેલો હતો. અને છતાં 'ખાસદાર' એટલો નગુણો હતો કે, એ ગુણ મારો પોતાનો જ છે એમ છડે ચોક પોતાના ભાઇઓની સભામાં બોલતો. આવી રીતે મનુષ્ય પાસેથી મેળવેલા ગુણો અમારા છે એમ કહેવાની તો, બધાં જાનવરોને ટેવ જ પડી ગઇ છે. પણ તેથી 'ડાહ્યા, વિવેકી, લિંબુનાપાણી જેવા, ગુલાબી, મીઠા, પ્રતિષ્ઠિત સમાજમાં માનપામેલા, મનુષ્યોએ ડરવાની જરૂર નથી. ભલે એવી રીતે જાનવરો દાવો કર્યા જ કરે. પણ એ ગુણો 'સારા' માણસોના જ છે અને જાનવરના નથી તે નથી જ.

ઘણા વખત પછી એક દિવસ હમેશના રિવાજ મુજબ સવારે તે પાછો આવ્યો. પણ આ વખતે વળી મંજુલાલ પદ્મા બહેનને બદલે કોઇ નવી જ સ્ત્રી સાથે વાત કરતા હતા. એ જોઈને ગહન ઉંડા વિચારમાં ગરકાવ થઇ ગયો હોય તેમ તે સ્થિર ઉભો રહ્યો. આ વહુ તો વળી નીચે

ઉપર જોયા વિના જમીન સામે જ જોઇ રહ્યાં હતાં. અને મંજુલાલ વધારે ને વધારે પ્રયાસ કરીને તેમને બોલાવી રહ્યા હતા! જે વાતમાં પોતાને સમજણ ન પડે તેમાં પોતાની ડાહી વહુની સલાહ લેવાનો 'ખાસદાર' નો નિયમ હતો, એટલે આ વિષય પર તેની સલાહ લેવા તે પાછો વળવાની તૈયારી કરતો હતો, તેટલામાં મંજુલાલના બોલાવવાથી 'જી! સા'બ' કહીને દોડતા નથુને તેણે જોયો. હવે ત્રીજી વખતનાં પત્ની 'રસિકા' ની પાસે પેલો જૂનો રેશમી કોટ પહેરીને ફરવું એ ઠીક નહિ, એમ મંજુલાલને લાગવ થી, તેણે એ કોટ કાઢીને ખંખેર્યો, તપાસી જોયો, અને 'લે નથુ! આ લઇ જા. તારે પહેરવા થાશે' એમ કહીને સાહેબે તે ફેંકી દીધો.

નથુએ તે પહેરી લીધો. અને આ કોટના બદલામાં હમણાં જ સાહેબ પ્રસન્ન થાય તેવું કાંઇક કામ કરવું જોઇએ એવું વિચારી લાકડી લઇને 'ખાસદાર'ને હાંકવા દોડયો. ઉપલા ખંડમાં બારી પાસે ઉભી રહી કમળા રડતી હતી, તે તરફ ઉંચી નજરે ખાસદાર જોઈ રહ્યો હતો; આમ સાહેબ હસે છે, નવી બૈરી નીચી નજરે શાંત બેઠી છે, ઉપર કમળા બેન રડે છે અને પેલાં જૂનાં પદ્માબેન કયાંય દેખાતાં નથી, આ બધું શું છે એ ગમ નહિ પડવાથી તે ગંભીર બની ગયો હતો. તેટલામાં નથુએ ફેંકેલી લાકડીએ તેને જાગૃત કર્યો. અને તે મનુષ્યના વિશ્વાસઘાતી સ્વભાવ ઉપર ટીકા રૂપે એક ડાંવકારો નાખી બહાર નીકળી ગયો.

તેણે પોતાની ડાહીવહુને પૂછ્યું ત્યારે તેણે જવાબ વાળ્યો કે 'મૂર્ખા, એવું તો ડાહ્યા માનવ સમાજમાં હોય

જ. આપણે તો ગાંડાં પ્રાણી કહેવાઇએ. આપણને એ વાતમાં ગમ પણ શી પડે? પણ હું તો એટલું સમજું કે, મનુષ્યો, ગઇ વસ્તુનો શોક કરતા બહુ લાંબો વખત બેસી રહેતા નથી, એટલે પદ્માબહેન ગયાં હશે અને બીજાં બેન આવ્યાં હશે.'

• • •

ખાસદારે આ ગંભીર વિષયની ચર્ચા માટે ઘણા ઘણા ભાઇબંધોની ટોળી મેળવી હતી. અને એક લીમડાના ઝાડ નીચે બેસીને તેણે એ વિષે ખૂબ ચર્ચા કરી હતી. પણ છેવટે તો એટલું જ નક્કી થયું કે આવા ગંભીર વિષયની વ્યવસ્થા માત્ર માનવ બુદ્ધિથી જ થઇ શકે. ઇશ્વરે મનુષ્યોને એવી બુદ્ધિ આપી છે. માટે આપણે એ વિષયમાં માથું ન મારતાં, હાલમાં માત્ર રોટલા રોટલીના કકડા શી રીતે વધારે ભેગા થઇ શકે, તે વિષયની જ ચર્ચા કરવી.

• • •

બિચારો ખાસદાર! હજી એ વિષયની સમજણ નહિ પડવાથી ક્યારેક ગંભીર બની જતો હતો! પણ ડાહ્યા મનુષ્યોના વિષયમાં એવાં કુતરાં શા માટે માથું મારતાં હશે?

# દોસ્તી

તલવાર તુરંગ ને તેજસ્વી સ્ત્રીનો યુગ હતો. મુસ્કેલી મર્દાનગી ને મૃત્યુ ડગલે ને પગલે મળતાં. જીવન રસભર્યું હતું. રસ ને પવિત્રના એકજ પેટના ભાંડુ જેવાં હતાં. એ યુગ તે મધ્યયુગઃ એ જમાનામાં બે બાલમિત્રો રહેતા હતા. લંગોટિયા ભાઇબંધ કહી શકાય.

એક ગામનો ગામેતી હતો. બીજો એક નાના સરખા ગામડાનો દરબાર હતો. બન્ને સાથે જ ઘેરૈયા બન્યા હતા. સાથે જ સાગર જેવી ચોમાસાની છલકાતી નદીઓ તર્યા હતા. સાથે જ રમતા, જમતા, લડતા, ને પંડયાને મારી આવતા.

પછી જુદા પડયા. દરબાર પોતાના નાના સરખા ગામડાનો વહીવટ સંભાળવા લાગ્યા. ગામેતી પોતાનું ગામ સાચવી રહ્યા.

છપ્પનના દુકાળ પહેલાં ઘણા દુકાળ પડયા છે. પણ તે સૌમાં, ચોત્રીસાનો દુકાળ અત્યંત ભયંકર મનાયો છેઃ એ દુકાળ જેણે જોયો છે તે કહે છે કે, મનુષ્યમાં મનુષ્યત્વ ન રહે એવી ભયંકર મનોદશા તે વખતે થઇ ગયેલીઃ માણસોએ ઢોરઢાંખર, વાસણકુસણ, ઘરેણાંગાંઠાં વેચ્યાંઃ ઘર વેચ્યાંઃ સર્વસ્વ વેચ્યું. પોતાનાં છોકરાં વેચ્યાં, ને બીજાનાં છોકરાં મારી

ખાધાં. એ દુકાળ જોનારા આજે એની વાત કરે છે ત્યારે કંપી ઉઠે છે.

એ વખત દરબાર ભારે મુશ્કેલીમાં આવી પડયા. આબરૂ સાચવી શકાય તેટલા દાણા ઘરમાં હતા નહિ; જેમ તેમ વાણિયાનું કરજ કરીને સામે વરસ પહોંચ્યા. સામે વરસ બીનોદુકાળ પડયો. ત્રીજું વરસ પણ એવું જ નીકળ્યું દરબાર કરજમાં ડૂબી ગયા. ને ઘણીખરી જમીન તો લખી આપી.

ગામેતી આ વખત મદદે આવી પહોંચ્યો. તેણે દરબારનું કરજ ભરી આપ્યું. જમીન છોડાવી, ને દરબારને પોતાને ઘેર લઇ ચાલ્યો. દરબાર ગામેતીને ઘેર રહ્યા, ને બે આંગળ પહોળી પાટીના ડાબલિયા ભરેલ ઢાલિયાપર બેસીને, જૂના જમાનાની વાતો કરતાં, પોતાનું બાળપણ સંભારતાં, ને અમલ કસુંબા લઈ, હુક્કો ગગડાવતાં આખું વરસ બહુ મજેથી ગાળી નાખ્યું !

સારૂં વરસ આવ્યું ત્યારે દરબાર ઘેર ગયા. એના જુવાન દીકરાએ ખેડ સંભાળી લીધીઃ દરબારે દીકરાને રૂપ-રૂપના ભંડાર જેવી, પાતળી, ગોરી, તેજસ્વી ગરાસણી પરણાવી. ને પોતે ડેલીએ બેસીને, પહેલાંની પેઠે, પાછો ડાયરો જમાવ્યો.

*

એક વખત આ પ્રમાણે ડાયરો ભરાયો છે. ને કસુંબા-નો રંગ જામ્યો છે, ત્યાં ડેલીએ એક જુવાને આવી ઘોડા પરથી ધબ નીચે ઠેકડો માર્યો, ને ‘ કાં દાદા ઓળખો છો કે ?’ કહેતાંકને ઘોડીને દોરી ડેલીમાં પ્રવેશ કર્યોઃ હરણની રૂંવાટી જેવી ઘોડીની રૂંવાટી ગરાસિયા માત્ર જોઇ રહ્યા.

‘ઓ હો ! આવ, બાપ, આવ, તું કયાંથી ?’ કહીને

દરબાર હુક્કા સહિત બેઠા થયા, ને 'મારા બાપ, તને ન ઓળખું એ બને?' કહીને મીઠાશથી બથ ભરીને તેને મળ્યા.

'શું કરે છે. અમારા ગામેતી બોલો'

'મજા કરે છે. તમારો પરતાપ છે. વાડીમાં ઘઉં ભારે ઉભા છે.'

'એમ? તરકોશીવાળું પડું ખેડ્યું છે ના?'

'હા.'

'એ જમીન, બાપ! સોનાનો કટકો હો, ગીગાભાઇ! સોનાનો કટકો!' દરબારે એક આશ્રિત ચારણ તરફ ફરીને કહ્યું.

'આ ભાઇ...'

'રામ, રામ, હજી ન ઓળખ્યા? ગામેતીના દીકરા.'

'જુવાન થઇ ગયા!'

મંડળ વાતોએ ચડ્યું. પણ તે દરમ્યાન ઘોડી બંધાઇ ગઇ, ત્રાણુંદે ઢોલિયો ઢાળી દીધો, ને દરબારના દિકરાએ આવી સૌને વાળુનું આમંત્રણ આપ્યું.

જૂની ને નવી વાતો થાતી જાય છે, ભેંશના દુધથી છલકતી તાંસળી ને બાજરીના રોટલાની ઓર મીઠાશ સૌ અનુભવે છે, પણ પીરસવાને માટે બહાર આવતાં વહુ વારંવાર સંકોચાતાં હોય તેવું દરબારને લાગ્યું. તેણે મીઠાશથી એ વાતનો નિકાલ કાઢ્યો: 'વહુ! બેટા! ગામેતીનો દિકરો એ મારો દિકરો જ જાણી લેજો. અમારા દેહ જુદા છે પણ પ્રાણ તો એક જ સમજી લ્યો!'

મરજાદાથી ઢાંકેલું, પાનીદંક પહેરવેશવાળું, ગરાસણીનું શરીર તરત બહાર આવ્યું. ચોળાફળી જેવી આંગળીઓ દરેક જમનારની થાળી સામે પીરસવા ફરી રહી. કોઈ ન

દેખે તેમ ગામેતીના દિકરાએ, નજર જરા ઉંચી કરીને, આટલું જોઈ લીધું ને પાછો થાળીમાં નીચે મોંએ જમવા મંડયો. પણ ગરાસણીની પાતળી દેહલતા તેના મગજમાં પેસી ગઇ હતી!

સ્ત્રી હોય, યૌવન હોય, ને ગરાસણી હોય એટલે મોટા મોટા નરપુંગવના માન છૂટી જાય એટલું રૂપ એમાં અચૂક ભર્યું હોય.

ગામેતીનો દિકરો તો દરબારને ત્યાં પાંચ પંદર દિવસ ગાળવા રોકાઇ ગયો, અને ઘરના માણસ જેવો બની ગયો. બન્ને કુટુંબનો આગલો સંબંધ, ને આટલો પરિચય વધ્યો, એટલે તે છુટથી ઘરમાં હરે ફરે, ને પોતાના ઘરમાં હોય તેમ જ ગરાસણી સાથે પણ વાતચિત કરી શકે. પણ એ બધી મીઠાશની વચ્ચે એક ભયંકર લાલસા પોતાનું બળ વધારતી જતી હતી.



પ્રસંગ વિના તો સૌ કોઇ સદ્‌ગુણના જ ઉપાસક છે. પ્રસંગ આવ્યે પાપ ન કરે તે વીરપુરુષઃ પાપ કર્યા પછી પસ્તાવાથી જીવન ફેરવે એ એવો જ બીજો વીરપુરુષઃ ને એમાં ને એમાં જીવન પસાર કરે તે જડ પદાર્થ.

એક વખત એવું બન્યું કે કોઈ કામે દરબાર બહાર ગયા. દરબારનો દિકરો, ગરાસણીના ઘરેણાં લઇ, પાસેના ગામડે સોની પાસે સમરાવવા ગયો. ઘેર ગામેતીનો દિકરો, જુવાન ગરાસણી, ને એક નોકર ડોશી એ ત્રણ જ રહ્યાં.

જેની રાહ જોતો હતો તે ભયંકર રાત્રિ આવી. ડોશીને તો આગળથી જ સમજાવી રાખી હતી; એટલે

તેણે ઘરની સાંકળ વાસવાનું મૂકી દઇ, નિરાંતે ઉંઘવાનું શરૂ કરી દીધું હતું.

જ્યાર ગામનાં કુતરાં પણ ભસતાં રહી ગયાં, ત્યારે પોતાના હૃદયના ધબકારા સાંભળી શકે, એવી ચુપકીદીથી, ગામેતીનો દિકરો ગરાસણીના સૂવાના ઓરડા તરફ ચાલ્યો. એના હાથે એક વખત બારણું ઠેલાયુંઃ અને પાછું ખેંચાણું, આટલા વિશ્વાસ પર ઘા મારવા જિગર આનાકાની કરતું હતું. પાપીમાં પાપી માણસ પણ પુણ્ય શું તે સમજે તો છે જ. બીજી જ ક્ષણે, સુંદરમાં સુંદર ગોરૂં વદન-અને ગરાસણીની આખી દેહલતા, એને નિશાની કરી રહ્યાંઃ લાલસા પ્રબળ થતી હતીઃ વિશ્વાસ વધી જતો હતોઃ નિઃશબ્દ શાંતિ તેના પાપને ઉશ્કેરી રહી હતી.

તેણે ધીમેથી બારણું ધકેલ્યું, તે ભડકયો, તેના શરીરને સ્પર્શ કરીને કોણ બહાર નીકળી ગયું ?–પણ એ તો ડોશી હતી. પોતાનો બચાવ કરવા માટે, કે નિર્દોષ ઠરવા માટે કે ગમે તેમ પણ તે બહાર નીકળી ગઇ ! એ જોઇને એને વધારે હિંમત આવી.

કામીપુરુષને આટલી અનુકુળતા મળે ત્યારે જે રાક્ષસી સંતોષ થાય, તેવા સંતોષથી, તેણે એક મોટું ડગલું ભર્યું: એ ડગલાએ રખડતી ચાળણીને પાસે પડેલી થાળી સાથે ભટકાવી, અવાજ કરાવ્યો. ને અવાજ થતાં જ બન્ને જાગી ઉઠયાંઃ ગરાસણી પોતાની નિદ્રામાંથીઃ ગામેતીનો પુત્ર પોતાના મોહમાંથી.

'કોણ ?'–ગરાસણીએ બેઠા થતાં જ સવાલ પૂછયો.

'એ-તો . . હું . . હું . . હું . .'

'હું કોણ ?–રતન ! ક્યાં ગઇ–રતન !' રતન તો બીજા ખંડમાં જ ચાલી ગઇ હતી. ધ્રૂજતાં ધ્રૂજતાં, ગામેતીના દિકરાએ જવાબ વાળ્યો: 'હું નાસિરૂદ્દીન'! ગરાસણી ઢોલિયા પરથી બેઠી થઈ ગઇ. તેણે હાથમાં સહજ જ તલવાર લીધી: 'તું–તું–નાસિરૂદ્દીન ભાઇ ! કાંઇ અત્યારે કામ પડ્યું ?–પેટમાં પીડા તો નથી થઇ નાં ?'

'ના, પણ–મારૂં મન–મેં કહ્યું ચાલોને જરાક ભાભીને જગાડીને ચોપટ ખેલશું . . .'

ગરાસણી કરડાઇથી બોલી, 'કોની સાથે ખેલશો દિયરજી ! કાંઇ ચોપટ રમવાનો કોડ અચાનક જાગ્યો કે શું ?'

શરમ મૂકીને નાસિરૂદ્દીન આગળ વધ્યો, 'મારા મનમાં કે' ભાભી ! . . . તમે ચોપટનાં શોખીન હશો . . .'

ઝબૂક દિવો પ્રગટતાંજ નાસિરૂદ્દીન ને ગરાસણી સામે સામાં આવી ગયાં: એકની આંખમાં નશો ને મોહ હતાં: બીજી આંખમાં તિરસ્કાર ને ક્રોધ હતાં.

ગરાસણીએ તેને જોયો, 'ભાઈ ! . . અંતે બાપનું નામ બોળવા નીકળ્યા કે શું ?'

નાસિરૂદ્દીન બોલ્યા વિના બે પગલાં આગળ વધ્યો.

જબ દઈને તેના પર એક લાકડી પડી. મામલો આવું રૂપ લેતો જોઇ, ડોસીએ પાછળથી આવીને લાકડીનો ઘા કર્યો. તેણે પીઠ ફેરવી, ડોસી સામે જોયું. 'ડો . . . સી !'

પાછળથી તલવાર ઉંચકાતી જોઈ તે એકદમ ભાગ્યો. ફળીમાં જ જઈ પડચો ને ઘોડીપર સજ્જ થઇ તરત રવાના થઇ ગયો. 'ભાઇ આવજો હો !–તમે મારા ભાઈ થાઓ

હો '–એવા વક્રોક્તિના બોલાયેલા ગરાસણીના શબ્દો તેણે સાંભળ્યા ન સાંભળ્યા ને ઘોડીને ઉપાડી મૂકી.

*

રસ્તામાં જ્યાં સવાર થઈ ત્યાં સામેથી દરબારનો દિકરો–ગરાસણીનો વર–મળ્યો. પોતાના ભાઇબંધને આમ જતો જોઇ તેને માઠું લાગ્યું.

તેણે તેને પાછા વળવા અત્યાગ્રહ કર્યો. જેમ જેમ દરબારનો દિકરો આગ્રહ કરે તેમ તેમ નાસિરૂદ્દિન વધારે ને વધારે ખીજાય. અંતે તેને પાછું ફરવું જ પડયું.

પણ તે વિહ્વળ ને વ્યગ્ર હતો. તેણે શું કરવું અને શું ન કરવું એ વિવેક ગુમાવ્યો હતો. નાસી છુટવાનો–અપકીર્તિ ને મૃત્યુમાંથી ઉગરવાનો તેને એક જ માર્ગ દેખાયો. તેણે દરબારના દિકરાપર તલવાર ચલાવી તેને માર્યો. ને પોતે નાસી છૂટયો. ઘેર આવ્યો ને ગામેતીને બધી વાતની ખબર પડી. ગામેતી, પોતાના મિત્રને મળવા ને તેને આશ્વાસન આપવા ચાલ્યો. બન્ને મિત્રો એટલા જ ભાવથી મળ્યા ! જાણે કાંઈ ન બન્યું હોય તેમ સાથે જમ્યા, ને ફરીફરી, મરણ પામેલ છોકરાને સંભારી બન્ને રડયા.

દરબારે ગામેતીને કહ્યું, 'ભાઇ વાત ભૂલી જજે તારો દીકરો એ મારો જ દીકરો છે !'

આ ઉદારતા જોઇ ગામેતી ગળગળો થઇ ગયો. 'અ રે રે ! અભાગી છોકરે જુલમ કરી નાખ્યો.'

પણ પછી ધીમે ધીમે બન્ને જણા ઘા વિસરવા માંડયા. ને થોડા દિવસ સાથે રહેવા નિશ્ચય કર્યો.

*

મધરાત થઇ હશે. તદ્દન ચુપકીથી જુવાન ગરાસણી ઘર બહાર નીકળી. તેણે ઘોડીપર સામાન મૂકયો, ને ગુપચુપ ડેલી બહાર આવી. આ વખતે ગામેતી જાગતો હતો. તે કાંઇ ન જાણુતો હોય તેમ સૂતો જ રહ્યો. ગરાસણી બહાર ગયા પછી, તે ફળીમાં જરાક ફર્યો, તારા સામે જોઇ રહ્યો, ને છાનોમુનો પોતાની પથારીમાં જઇ, મોં ઢાંકી સૂઇ ગયો.

ગરાસણીએ ઘોડીને ઉપાડી મૂકી. હજી મધરાત માંડમાંડ ભાંગી હશે, ત્યાં તે ગામેતીને ઘેર પહોંચી.

ડેલીએથી જ પડકાર નાખીને તે અંદર ગઇ. ગામેતીનો જુવાન છોકરો–જેણે પોતાનું સર્વસ્વ હણ્યું હતું તે-ઓશરીમાં ઢોલિયા પર સૂતો હતો. મૂઠ મારીને તેને જગાડયો. અને જેવો તે તલવાર ખેંચી સામે થયો કે એક જ ઝપાટે તેનો હાથ જુદો કરી નાખ્યો. બીજું કોઇ મદદે આવે તે પહેલાં તો રણચંડીએ તેનું માથું કાપી લીધું: ઉગ્રવેગથી જેમ આવી હતી તેમ તે પાછી ચાલી ગઇ.

સવારે બન્ને મિત્રો–દરબાર ને ગામેતી–બેઠા બેઠા જ્ઞાનની વાતો કરે છે, ને કસુંબા પાણી કઢાય છે.

કાંઇક ચિંતાભરી આંખે, ગામેતી ઘોડા તરફ નજર ફેરવે છે.

એક ઘોડીના પગ ધૂળવાળા દેખાય છે: થાકેલી જણાય છે: અને ધૂળ પણ પોતાના જ ગામની લાગે છે.

તે ઉપર ટપકે હોંકારા ભણે છે.

ગરાસિયાએ હમેશની મીઠાશથી કહ્યું, ' વહુ, બેટા ! કાંઇક હુંગો લાવજો.'

' હવે આજ તે હુંગો હોય ?'

'ના, ચાલે નહિ. એ તો હોય, સંસારના ઘાટ ચાલ્યા જ કરે.'

મોંને લાજમાં છૂપાવીને, ગરાસણી, ઘરમાંથી બહાર આવી. તેના હાથમાં થાળી હતી, ને તેના પર કપડું ઢાંકયું હતું.

'લાવ્યાં કે ?–લાવો, બેટા.' ગામેતીએ થાળી લેવા હાથ લાંબો કર્યો.

ઝડપથી લુગડું ખેસવીને ગરાસણીએ મોટા ડોળાવાળું, લોહી થીજી ગયેલું ભયંકર ડોકું ગામેતી સામે ધર્યું !

'ના . . .સિ. . .રૂ. . .દ્દીન !' ગામેતીથી બોલાઇ ગયું. તે ગરાસણી સામે જોઇ રહ્યો. ગરાસણી હજી ત્યાં જ ઉભી હતી. 'બેટા, બહુ સારૂં કર્યું ! બહુ સારૂં કર્યું ! પાપીને તો સજા જ ઘટે !'

'અરરર !' દરબારને અરેરાટી છુટી, 'અરે ! રણચંડી !– આ તેં શું કર્યું ?–બાપ, આપણને આ શોભે ?'

'ધન્ય છે, રજપુતાણી !'–ગામેતી ફરી ફરી ધન્યવાદ આપી રહ્યો હતો.

'હાય હાય, બેટા, તેં ભારે કરીઃ મારો બીજો દિકરો હણી નાખ્યો. એ મારો જ દીકરો તેં માર્યો.'

'કાંઇ ફિકર નહિ–વહુ ! બેટા, લ્યો, હવે બીજો હુંઓ લાવો.' શરમથી ખસીયાણી પડી ગયેલી, આ મૈત્રી જોઇ આભી બની ગયેલી, આ બે વૃદ્ધોની ધીરજ જોઈને ઠંડી પડી ગયેલી, રજપૂતાણી, લથડતે પગલે ઘરમાં પાછી ફરીઃ એનો વૈરનો આનંદ ઉડી ગયો હતોઃ તેણે મહા પાપ કર્યું હોય તેમ તેને લાગતું હતુંઃ અનેક દાબોને પીને પણ

પોતાની મૈત્રી જાળવી રહેલા બે સાચા શૂરવીરોને તેણે ડુભવ્યા હતા, એવા સ્પષ્ટ ભાનથી પશ્ચાતાપનો ભયંકર અગ્નિ તેના હૃદયમાં પ્રગટ્યો હતો.

'વહુ, બેટા,– ઢુંગો લાવજો.'

ગામેતીનો ક્રોધ ને ગ્લાનિ વિનાનો એવો શાંત સ્વર સાંભળતાં જ તેની આંખમાંથી આંસુ વહેવા માંડ્યાં!

• •

# ખંડેરની પૂજા

ઘણા ઘણા ઘણા વર્ષો પહેલાં એક નાના સરખા બેટમાં એક રાજા થઈ ગયો. રાજાને એક રાણી હતી. રાજ્યને ધારાધોરણુસર ચલાવનાર અનેક અધિકારીઓ હતા. એ બેટમાં રહેનાર સૌ સુખી હતા. મેઘથી ભરેલા આકાશને જોઈ સૌ આનંદ પામતા. નીલાંછમ ખેતરો નિહાળી સૌ હર્ષથી કૂદતા. રાજાને સૌ ચાહતા. રાજા સૌને ચાહતો. અધિકારીઓ પ્રેમમાં માનતા, સત્તામાં કોઇને વિશ્વાસ હતો નહિ. બધાનું હૃદય એક હોય તેમ સૌ સાથે સહન કરતા; સાથે મિજબાની માણતા; સાથે આનંદ કરતા; સાથે મરવાને જીવન ગણતા; એકલા જીવનને મૃત્યુ કહેતા. એકનું પાપ એ સૌનું ગણાતું; એકનો નીતિભંગ એ આખા સમાજનો દોષ મનાતો.

સૌ પોતાની સમૃદ્ધિ રાજાને સાચવવા સોંપતા. કાળે દુકાળે સૌ સાથે બેસીને એ પાછી વહેંચી લેતા. જમીન સૌની સહિયારી ગણાતી: સમૃદ્ધિ સૌની સહિયારી મનાતી: સુખ ને આનંદ સૌનાં સહિયારાં હતાં: દુઃખ ને શોક સૌનાં સહિયારાં કહેવાતાં. પોતાનું કાંઈ હતું નહિ. સમાજને બધું સોંપીને સૌ સંતોષથી રહેતા.

એક વખત રાજા રાણી ફરવા નીકળ્યાં. નીલાંછમ ખેતરમાં સુખી ખેડુતો હળ હાંકતા હતા. તેમની સ્ત્રીઓ ગીત ગાતી ગાતી ઘાસ નિંદતી હતી. ડોકે ટોકરી વગાડતા બળદો અર્ધ મિચેલી આંખે આનંદમાં ઓગાળતા બેઠા હતા. સ્થળે સ્થળે આનંદ સંતોષ ને સમૃદ્ધિ છવાઇ રહ્યાં હતાં.

રાજાને એ જોઇને પહેલવહેલું અભિમાન સ્ફુર્યું કે 'આ બધું મારે લીધે છે.' અભિમાનનો પડઘો પડતો હોય તેમ રાણી બોલી, કે 'આ બધું મારે લીધે છે.'

પછી તો એ વિચાર ફેલાવા લાગ્યો. મારે લીધે બધું છે એમ રાજા કહેવા લાગ્યો. અમારી સત્તાને લીધે વ્યવસ્થા છે એમ સૌ અધિકારીઓ માનવા લાગ્યા. અમારે લીધે અધિકાર છે એમ સૈનિકો બોલવા લાગ્યા. જમીન મેઘ ને મહેનત કરનારને સૌ વિસરવા લાગ્યા. બધે શબ્દ–પ્રતિશબ્દ થવા લાગ્યા, કે 'અમારે લીધે બધું છે. અમારે લીધે બધું છે.'

'અમારે લીધે બધું છે' એ વિચારમાંથી 'અમને વધુ આપો' એ તર્ક જન્મ્યો. 'અમને વધુ આપો' એ તર્કમાંથી 'અમે તમારા કરતાં ડાહ્યા' એ વિચાર આવ્યો. 'અમે તમારા કરતાં ડાહ્યા' એ વિચારમાંથી 'અમે તમારા ઉપરી, તમે અમારા ગુલામ' એવી મનોદશા પ્રગટી. પછી તો જમીનખેડનારા ગુલામ, જમીન જાળવનારા ગુલામ, જમીન-માં એકરૂપ થઇ જનારા ગુલામ, અને આ અધિકારીઓને રાજા ડાહ્યા એવી પ્રણાલિકા બંધાઇ ગઈ. એ પ્રણાલિકાને સૌ વ્યવસ્થા ને કાયદો કહેવા લાગ્યા. એ પ્રણાલિકાભંગને અવ્યવસ્થા કહેવા લાગ્યા. અવ્યવસ્થાને તોડવા સૈનિકો રાખવા માંડયા. સૈનિકોમાંથી હૃદય બહાર લઇ લેવા દારુ

પાવા લાગ્યા. દારુથી થયેલી ગાંડાઇ દફનાવવા સ્ત્રીઓ શોધવા લાગ્યા. આ બધું જીવનચક્ર નિયમિત ફરે તેને કાયદો, વ્યવસ્થા, ધોરણ, એવું સુંદર નામ આપીને, ગુલામોની મશ્કરી કરવા લાગ્યા. સર્વત્ર અશાંતિ, અસંતોષ અને ઉગ્ર વિરોધ ફેલાયો. પણ રાજાએ કહ્યું કે આપણે જમીનના માલિક છીએ, આપણે સ્થાપેલો કાયદો સર્વોત્તમ છે, કારણ કે આપણે સર્વોત્તમ છીએ. આપણે સર્વોત્તમ છીએ, કારણ કે આપણી પાસે સૈનિકો છે. આપણી પાસે સૈનિકો છે, કારણકે આપણી પાસે પૈસા, દારુ, રંડીબાજી, ખુશ્ક, વિલાસ, પશુતા, ઉન્માદ, અભિમાન, અંધકાર આવા આવા સર્વોત્તમ ગુણો છે. માટે જાઓ, બધે એક અચલ કાયદો સંભળાવો કે, ' માલિક એ માલિક, અને ગુલામ તે ગુલામ. '

આ અચળ નિયમ તો સૌ માનવા લાગ્યા. જે ન માને તે દંડાવા લાગ્યા. એટલે વંશપરંપરા એક માન્યતા જ થવા લાગી કે, આ નિયમ અચળ છે ને ઇશ્વરપાસેથી જ સીધે સીધો ઉતરી આવ્યો છે. કોઇ કોઇ વધારે વ્યવહાર-કુશળ મનુષ્ય એ અચળ નિયમની નકલ કરીને પોતાની ડોકમાં ચોવીસે કલાક પહેરી રાખવા લાગ્યા.

બાપ, દીકરાને હમેશાં શિખામણ આપતો, કે ' બેટા ! જમાના પ્રમાણે બધું ફેરવજો, પણ આ અચળ નિયમ ઈશ્વર પાસેથી આવ્યો છે, તેને ફેરવવા પ્રયત્ન કરતા નહિ. ' દીકરો પોતાના દીકરાને કહેતો. એમ વંશપરંપરા જીભને ટેરવે જાળવી રાખેલા વેદમંત્ર જેવો આ એક પવિત્ર મંત્ર જ બની ગયો. કોઈ કોઇ તો એ પવિત્ર મંત્રની નિત્યપૂજા પણ કરવા લાગ્યા. આ પ્રમાણે એ બેટમાં કોઇની સાંભરણમાં

પણ રહ્યું નહિ કે આ મંત્ર કયારે જન્મ્યો છે. એવો અજન્મા થવાથી એ મંત્ર બહુ પવિત્ર થઇ ગયો. એની પવિત્રતા સાચવવા ખડી તરવારે સૈનિકો પહેરો ભરતા. અને એવા દશ્યથી તો હમેશાંની માન્યતા થઇ ગઇ, કે એ મંત્ર બહુ પવિત્ર છે, વજ્ર જેવો મજબુત છે, પર્વત જેવો ઉંચો છે, ને આકાશ જેવો અભેદ્ય છે. એ મંત્રથી ડરવું એ ધર્મ ગણાય છે. એ મંત્રથી ન ડરવું એ અધર્મ મનાય છે. પછી તો એ બેટમાં પ્રજાનો ધર્મ જ થઇ પડયો કે પેલા મંત્રથી ડરતું રહેવું. રાજાઓ કેટલા ય આવ્યા ને ગયા. પ્રજાની પણ કેટલી યે પેઢી થઈ ગઈ. સૌ આ અચળ નિયમ પ્રમાણે ચાલતા. હવે સહિયારું કાંઇ હતું નહિ. કાં મારું ને કાં તારૂં એ નીતિ ગણાતી. મારૂં તે મારૂં ને તારૂં તે તારૂં એવી નીતિ પણ ન હતી. તને મારીને લઉં તે મારૂં એવી નીતિ પ્રચલિત થઇ હતી. અને તે સર્વોત્તમ ગણાતી.

આવી નીતિનાં સુંદર ફળ આવ્યાં. ખેડુતો વહેલા ઉઠીને કામ કરતા, આખો દિવસ કામ કરતા, રાત્રે પણ કામ કરતા, અને થાક લાગે ત્યારે બળદની પાસે જરાક આડે પડખે થઇ જતા. આખા જીવનભરનો થાક ચડે ત્યારે એક દિવસ ઘેર આવીને છેલ્લું છેલ્લું પૃથ્વીનું પાણી પી લેતા. પાણી પીને સૂઇ જતા અને મરી જતા. આવી રીતે કામ કરવું, કમાવું, ને રાજાને આપીને મરી જવું, તેને સૌ વ્યવહાર કહેતા.

મજુરો કોદાળી પાવડા પર થાક લેવા ઉભે ત્યાં તેમના પ્રાણ ઉડી જતા. બાળકો દુધવિના મરી જતા. સ્ત્રીઓ બાળકો વિના મરી જતી. મરે એને સૌ વિસારી દેતા. અને જીવતા સૌ મહેનત કરીને રાજાને વધારે ને વધારે આપતા.

એમ કરતાં કરતાં આકાશી મેઘમાં જળ રહ્યું નહિ, પૃથ્વીમાં રસ રહ્યો નહિ, સ્ત્રીઓમાં સૌંદર્ય રહ્યું નહિ, પુરુષોમાં સ્વમાન રહ્યું નહિ, જુવાનોમાં હીર રહ્યું નહિ, બાળકોમાં રમત રહી નહિ, રહ્યું માત્ર કામ કરવાનું, કર ભરવાનું અને મરવાનું. લોકો રાજાને કર આપતા, રાજા કર લઇને સૈનિકો રાખતો, એ સૈનિકો લોકોને મારીને વધુ કર કઢાવતા. આવી રીતે સૌ આપઘાત કરી રહ્યા હતા, અને એને સૌ શાંતિમય જીવન ગણીને આનંદ પામતા.

લોકોની પાસે જ્યારે કાંઈ ખાવાનું રહ્યું નહિ, અને રાતદિવસ કામ કામ ને કામ જ રહ્યું, ત્યારે અતિશ્રમમાંથી ને અતિ ગરિબીમાંથી ઉત્પન્ન થતો રોગચાળો ફાટી નીકળ્યો. એ રોગચાળો તદ્દન વિચિત્ર હતો. રાત્રે ઉંચો હોય તે માણસ એકદમ સવારે નીચો બની જાય. રાત્રે રૂપાળો હોય તે એકદમ કદરૂપો થઇ જાય. યૌવન હોય ત્યાં વૃદ્ધાવસ્થા આવે. રાત્રે પથારીમાં સૂતાં હોય એવાં દુધમલ બાળક સવાર થાય ત્યાં ફાટી પડે. આવું થયું એટલે ઠેર ઠેર રાજાના સૈનિકો ફરવા લાગ્યા, કે પોતા સિવાય બીજા કોઈ ચોરી કરે નહિ. ઠેર ઠેર અધિકારીઓ ઘૂમવા લાગ્યા, કે તેમના સિવાય બીજું કોઈ લાંચ લે નહિ. ઠેર ઠેર કાયદા ને વ્યવસ્થા કૂદી રહ્યાં, કે તેમની જગ્યા મૃત્યુ લઇ જાય નહિ.

માણસો ભાન ભૂલ્યાં હતાં: સર્વત્ર ભય પથરાઇ ગયો હતો. રોગનો ભય, મરણનો ભય, સૈનિકોનો ભય, રાજાનો ભય, બસ, ભયને જ સૌ ઓળખતા. નિર્ભયતાનું નામ નિશાન મળે નહિ, એટલે પુરુષો સ્ત્રીઓને ધમકાવીને મન

મનાવતી કે અમારામાં ભય નથી; સ્ત્રીઓ બાળકોને ધમકાવીને માનતી કે અમારામાં પણ ભય નથી. આવી રીતે પ્રજામાં સર્વત્ર અવિશ્વાસ, રોગ, ભય ને ત્રાસ વર્તી રહ્યાં હતાં. આ પ્રમાણે પ્રજા મૃત્યુથી કાંપતી હતી; લોકો મરેલાંને પગે ઝાલીને શેરીમાં ફેંકી દેતા હતા, તેમને ખાવા કુતરાં આવતાં હતાં; અને કુતરાંને ખાવા ગીધડાં આવતાં હતાં; અને એ બધાને ખાવા બંદુકવાળા સિપાઇઓ આવતા હતા; આવી ભયંકર સ્થિતિ જોઇને એક માણસ વિચાર કરવા બેઠો કે વાંરુ, આ બધું શું છે ?

આ માણસો કોનાથી આટલા બધા ધ્રૂજે છે ? . . . પછી તે જે જે મળે તે બધાને પ્રશ્ન પૂછવા લાગ્યો:

'ભાઇ, તમે કોનાથી ડરો છો ?'

કોઇ જવાબ આપતું નહિ. પણ સૌ કહેતા કે એમ બોલવું તે પાપ છે. અમારા બાપદાદા એમ બોલતા નહિ. વેદમંત્ર જેવા પવિત્ર મંત્ર વિષે શંકા ઉઠાવવી તે પાપ છે. લોકો તેને પાપી માનવા લાગ્યા: તેણે લોકોને ઘણું સમજાવ્યું કે, અરે ભાઇ, તમે જેમનાથી ડરો છો, તેમને પૈસા આપીને તમે જ રાખો છો; પણ કોણ માને ? કોઇએ તેનું માન્યું નહિ. સૌએ તેને પાપી માન્યો. કેટલાક કહેવા લાગ્યા કે આ રોગચાળો એ દુષ્ટ માણસને લીધે જ છે.

તે રાતે સૂતો હતો ત્યારે એના ઘર પર હલ્લો લઇ ગયા. તેના પર પથ્થરનો વરસાદ વરસાવવા લાગ્યા. તેણે કહ્યું: 'ભાઇઓ, હું તમારો છું. માત્ર તમે જે માની રહ્યા છો તે વિષે જરાક બુદ્ધિથી વિચાર કરવાનું હું તમને કહું છું.'

સૌ બોલી ઉઠયા: 'મારો, મારો, એ માણસ પાપી

છે; એણે આપણો વેદમંત્ર જેવો વ્યવસ્થાનો મંત્ર અભડાવ્યો છે.'

અને ઝપાટાબંધ પથરા પડવા લાગ્યા. પેલો માણસ સ્થિર—તદ્દન સ્થિર—ઉભો રહ્યો. તેના પર પથરા પડતા જ ગયા.

જ્યારે તેના પ્રાણ ઉડવા લાગ્યા ત્યારે તે બોલ્યો, 'હવે મેં તમારામાં જે બીજ મૂક્યું છે તેને મારા લોહીનું પાણી પાયું છે માટે તે મરશે નહિ. તમે મને ભલે મારો; મને મારીને તમે મને પૂજશો.'

લોકો ગાંડાની પેઠે દોડ્યા: 'મારો, મારો, એ ગાંડો છે!'

અને લોકોએ તેને મારી નાખ્યો.

ઘણાં વર્ષે એ ટાપુમાં ફરતો ફરતો એક પરદેશી આવ્યો, ત્યારે તેને આ લોકોની દશા જોઇને નવાઇ લાગી. એ લોકોની પાસે જમીન હતી; પણ તેઓ અનાજ પકાવીને પરદેશીઓ ને આપતા. પછી પરદેશીઓ રાંધી આપે તે ખાતા. એમની પાસે સમૃદ્ધિ હતી; પણ તે પરદેશીઓને આપતા: અને પરદેશીઓ તેમાંથી જ્યારે પાછું આપે ત્યારે તેમનો ઉપકાર માનવા સભાઓ ભરતા. આવી વિચિત્ર વર્તણુકવાળા લોકો જોઇને પેલો પરદેશી તો થંભી ગયો. તેણે વિચાર્યું કે આ લોકોને કાંઇ ખબર જ નથી કે, સમૃદ્ધિ સમાજ ને વ્યક્તિને શો સંબંધ છે. તેણે તેમને પહેલવહેલાં ઉપદેશ આપ્યો કે ભાઇઓ, આવું તમને કોણે શીખવ્યું? તમને એટલી પણ ખબર નથી કે જમીન કોઈના બાપની નથી; જમીન ઇશ્વરપાસેથી કોઇએ મેળવી નથી; તો જમીન તમારી સૌની છે. માટે સરખા હિસ્સા પાડીને વહેંચી લો.'

ત્યારે તો લોકોએ કહ્યું, કે 'આવી વાત અમને એક જણ કહી ગયો. પણ અમે તેને મારી નાખ્યો.'

'તમે એને મારી નાખ્યો?'

'હા. એ પાપી હતો. એ આવી વાત કરતો.' પેલો પરદેશી હસી પડયો; 'અરે મૂર્ખાઓ! ત્યારે તો મોટામાં મોટું પૂન્ય જ એ છે, કે જે જમીન ઈશ્વરની છે, તે નબળાં સબળાં સૌ સરખે ભાગે વહેંચી ખાય. એનું નામ જ ધર્મચક્રપ્રવર્ત્તન. માટે એ ખરો ધર્મ સ્થાપવા તૈયાર થાઓ. અને જેને તમે મારી નાખ્યો છે તેને તમે પૂજો.'

હજારો માણસો પેલા અનામી યોદ્ધાના ખંડેર જોવા ઘર તરફ દોડયા. 'એ દેવ હતો, એ સાચો હતો, એ ગાડો ન હતો' કરતા સૌ એનાં ગુણગાન કરવા લાગ્યા. ત્યાં નાચવા લાગ્યા. ફુલ ચડાવવા લાગ્યા. પેલા પરદેશીએ આ જોયું ને વળી તે હસ્યોઃ

'જો જો હો, ભાઇઓ, ખંડેરની પૂજા કરવામાં તમે એવા તલ્લીન થઇ જશો કે પૂજા શા માટે કરો છો તે જ ભૂલી જશો. માટે પહેલાં એ વાત સંભારો.'

અને ધ ર્મ ચ ક્ર પ્ર વ ર્ત ન એ જૂના શબ્દને અપાયેલું નવું સ્વરુપ સૌ સંભારવા લાગ્યા.

# બલિદાન, આપઘાત ને ખૂન

પ્યાલું જ્યારે છલોછલ ભરાઇ ગયું, હવે એક પણ ટીપું નહિ સમાય તેમ લાગ્યું ત્યારે તે જુવાન ઉભો થઇ ગયો. ભેઠે બાંધેલી તરવાર ફેંકી દીધી. બંદુકનો હવામાં ખાલી ભડાકો કરીને જમીન પર નાખી દીધી, અને અત્યંત તિરસ્કારથી બોલ્યો, 'દિવાન! તમે મારી પાસે રજપુતવટ છોડાવી છે પણ હવે નવાપ્રકારનો બહારવટિયો શું કરી શકે તે જરા જોઇ લેજો.' આટલું બોલતાંક ને તેણે પોતાના ખીસામાંથી એક શીશી કાઢીઃ તેમાં પારદર્શક નીલો તેલ જેવો પદાર્થ ભર્યો હતો. 'આ શીશી જોઇ?' તેણે દિવાન સામે જોઇને કહ્યું.

નિષ્ઠુર મશ્કરી ભરેલું હસીને દિવાને જવાબ વાળ્યો, 'ગરાશિયા! તારા જેવા હાથચાલાકીના ખેલ કરનારા ઘણા જોયા છે.'

જુવાને પ્રત્યુત્તર વાળ્યા વિના જ રસ્તો માપ્યો. તે બારણા પાસે પહોંચ્યો. છેલ્લી સલામ કરી. તેના મોં પર ભયંકર નિશ્ચય છવાઇ ગયો. તે એક વખત દિવાન તરફ ફર્યો.

'હજી નિશ્ચય ફેરવો છો?'

'ના ભિખારી, ના.'

'હું આ એક સવાલ ઉપર જીવનનું બધું બળ રેડીશ ત્યારે બહુ ભારે પડશે.'

'ત્યારે જોઇ લેવાશે.'

'ચોક્કસ ?'

'હા.'

એક પણ શબ્દ બોલ્યા વિના તે પાછો ફરી ગયો. ને તે બે પગથિયાં પણ નહિ ઉતર્યો હોય એટલામાં નિષ્ઠુર મશ્કરી ભરેલા ક્રૂર હાસ્યનો અવાજ તેના કાન પર અથડાયો.

દિવાને આ ગરાશિયાના બાપદાદાને અન્યાય કર્યો હતો. એમની આજીવિકા તોડી હતી. દરબારી લેણું કાઢીને જમીન પડાવી લીધી હતી. અને આજે એ કુટુંબનો સૌથી નાનો અને છેલ્લો વંશજ—બરાબર સત્તર અઢાર વર્ષનો ઉછરતો જુવાન—દિવાન પાસે કરગરી ગયો. પણ દિવાને એને નિષ્ઠુર ભયંકર ક્રૂર હાસ્યથી જ ઉડાવી દીધો. 'છોકરા, જા જા, હજી માને પૂરું ધાવીને પછી આવજે.' જુવાનને આ વાક્ય સોંસરવું નીકળી ગયું.

અને એ પોતાની સાચી મા શોધવા—અને માને ધાવવા—ઉપડી ગયો.

એના જીવનની એક નેમ હતી. બંદુકડી લઇને બહારવટિયે ચડીએ તો બિચારા સિપાઇ સફરાં મરે ને કણબી કોળી હેરાન થાય. એમાં અન્યાયનું મૂળ—સડેલું રાજ્યતંત્ર—તો નાશ પામતું જ નથી. એ મૂળને છેક ડાંભી નાખવા માટે તે અગ્નિ શોધવા ગયો. અને સ્વર્ગમાંથી મરુત અગ્નિ લાવ્યા હતા તેમ તે નવો અગ્નિ લાવવા જર્મનીમાં ગયો.

બાર વર્ષની અખંડ તપશ્ચર્યા વિના સિદ્ધિ કોને વરી

છે? જુવાન માધવસિંહે પણ વિજ્ઞાનની દેવીને રાત ને દિવસ ગણ્યા વિના, બરાબર બાર વર્ષ આપ્યાં. અને બાર વર્ષે પ્રસન્ન થઇને દેવીએ તેને અજિત ખડ્ગ આપ્યું, તે લઇને તે પોતાના ગામમાં આવ્યો. ગયો ત્યારે એ મુફલીસ માણસ હતો, આવ્યો ત્યારે પરમ ઐશ્વર્યનો સ્વામી હતો. હવે એ ઐશ્વર્ય શી રીતે વાપરવું એ સવાલ જ તેને મુંજવી રહ્યો.

તેણે એક ભયંકર યોજના ઘડી હતી. આખો રાજમહેલ એક જ સપાટે ઉડી જાય, અને રાજવંશી એક પણ બચ્ચું બાકી ન રહે, એવી અત્યંત ક્રૂર રચના તે કરી રહ્યો હતો. એવાં એવાં વૈજ્ઞાનિક બળો તેણે ભેગાં કર્યાં હતાં, કે જરા પણ શંકા ગયા વિના, એક મિનિટ પણ ખોટી થયા વિના, જેમ ચાંપ દાબે ને વિજળી થાય, તેમ એક ચાંપ દાબતાં જ આખો રાજ મહેલ—તેના હજારો રહેવાશીઓ-રાજા રાણી છોકરાં ને અધિકારીઓ બધું—સફા ચટ થઇ જાય. બીજે જ દિવસે તેમનાં મુડદાં શિયાળ ચુંથતાં હોય, ને ગીધડાં ખેંચતાં હોય. અને જેમણે રૈયતને પીસીપીસીને હણી હોય એવા રાજવંશીપુરુષો પાસે—અરજી કરવી, પછી અપીલ કરવી, પછી કરગરવું, પછી રોવું—એવું એવું લાંબું લાંબું ડહાપણ કરવા કરતાં આ ટૂંકો માર્ગ જ જુવાન માધવસિંહને પસંદ પડ્યો. અને જેમને ઇશ્વરે યૌવન આપ્યું હોય, બુદ્ધિ આપી હોય ને વેદના આપી હોય તે બધા આ માર્ગે જ વળવાના.

જે વખતે આખી યોજના તૈયાર થઇ ગઇ, અને માધુસિંહ જેવા જ અઢીસો ઉગ્ર વિચારથી ભરેલા જુવાનો તે યોજનાનું પ્રાણની પેઠે પોષણ કરવા લાગ્યા, તે વખતે એક એવી ઘટના બની કે તેથી યોજનાનું સ્વરુપ ફરી ગયું.

માધુસિંહને ત્યાં સૌ ભેગા થયા હતા. માધુસિંહની પુત્રી કેસર સૌને પાણી પાઇ રહી હતી. અને સૌ વેરાઇ જવાની તૈયારીમાં હતા, એટલામાં એક સિપાઇએ પ્રવેશ કર્યો.

તે શા માટે આવ્યો છે એ વિજળીની જેવી ઝડપથી માધુસિંહ કળી ગયો. તેણે પોતાનો હાથ વધારે જોરથી ટેબલ પર દાબ્યો.

'કેમ ?'

'તમને આખા કુટુંબને દિવાન સાહેબ હમણાં ને હમણાં બોલાવે છે.'

જે કપડાં પહેર્યાં હતાં તે કપડામાં જ અને એક પણ શબ્દ બોલ્યા વિના તે સિપાઈ સાથે ઉપડયો, પણ જતાં પહેલાં બારણામાં એક ઘડીભર થોભ્યો; સૌ મિત્રો સામે એક વખત જોઇ લીધું; અને તેની આંખે જે કહેવાનું હતું તે કહી દીધું. સાથે તેની પુત્રી કેસર, છોકરો ને સ્ત્રી સૌ ગયાં.

એટલામાં બીજો સિપાઇ આવ્યો ને તેમને જલદી આવવા કહ્યું.

આજે રાત્રે બાર ઉપર એક વાગે યોજના પ્રમાણે ઘા કરવાનો હતો. દિવાનને તેની કાંઇક નિશાની મળી હોય કે ગમે તેમ, પણ તેણે માધુસિંહને સકુટુંબ બોલાવીને રાજમહેલમાં જ રખાવ્યો. હવે જ્યાં સુધી માધુસિંહ રાજમહેલમાં છે, ત્યાં સુધી કાવત્રાખોરો ઘા નહિ કરી શકે, એટલી દિવાનને નિરાંત હતી, અને તે દરમ્યાન તેણે સખત તપાસ કરીને રાજમહેલ નીચે કાવત્રાંખોરોએ તૈયાર કરેલું ગુપ્ત દ્વાર શોધવા પ્રયત્ન કર્યો, પણ વ્યર્થ. એક રતીભાર ખબર તેને મળી નહિ.

તેણે બધાંને જુદા જુદા ખંડમાં રાખ્યાં હતાં. માત્ર કેસરના ખંડમાં એક નાની બારી હતી અને તેમાંથી તે પોતાના બાપને જોઇ શકતી હતી.

બાર થયા. અરધો થયો. પોણો થયો. પોતાની યોજના ફળવાને-બાર વર્ષની મહેનત ફળવાને-માત્ર બાર જ મિનીટ રહી. ચૂરેચૂરા થઇને આકાશમાં ઉડી જવા માટે તૈયાર થઇને તે ઉભો હતો. એટલા જ દૃઢ નિશ્ચયથી એની છોકરી કેસર આંટા મારતી હતી.

કાંટો એક મિનીટ ચાલી ગયો. હવે માત્ર અગિયાર મીનીટ.

કાંટો બીજી મિનીટ ચાલી ગયો. હવે માત્ર દસ મિનીટ.

અને એ જ વખતે પાસેના ખંડમાં તેણે કોઇનો પગરવ-અને ગુસપુસ વાત સાંભળી. તેણે ધીમે પગલે ચાલીને ભીંતને કાન દીધાઃ તેનો છોકરો કાંઇક બોલતો હતો, અને સામેથી, કોઇનો બનાવટી માયાળુ અવાજ સંભળાતો હતો.

'તું રાજા થશે હો—એ ગામનો-સમજ્યાં ? માનકુંવર બા !-અમને માત્ર બતાવી દો એટલે તમે સૌ છુટાં થઈ જાઓ, ને તમને બે ગામ મળશે તે જીંદગીભર ખાશો.'

'આ હા !' તેણે જીભ કચડીઃ પોતાની સ્ત્રીને અને છોકરાને લાલચ આપીને, આખી યોજના કહી દેવા માટે દિવાન સમજાવી રહ્યો હતો.

ન વ મિ ની ટ!

એની સ્ત્રી બોલતી હતી તે તેણે સાંભળ્યું. તે જાણે ન માનતો હોય તેમ જીભ કચરવા લાગ્યો. તેણે પોતાની આંગળી કરડી. 'આ હા ! ત્યારે અંતે એણે બધું જ કહી

દીધું ? અઢીસો જુવાનો હણાઈ જશે યોજના અફળ જશે . . .'
વેદનાથી તે ચીસપાડી ઉઠત, પણ પોતાની વેદના તેણે દબાવી દીધી. ઉતાવળે પગલે કેસરની બારી તરફ તે ગયો. પોતાના બારણા પર કોઇ ટકોરા મારતા હોય તેવું તેને લાગ્યું: બારણું ખોલીને દિવાન હમણાં આવશે એ ભયમાં ને ભયમાં દષ્ટિ પાછળ રાખીને તેણે કેસરને ઇશારત કરી.

કેસર આવી. પોતાના બાપનો ધોળો પુણી જેવો ચહેરો જોઇને તે ભડકી.

'કે સ ર !' તે ઉતાવળે બોલવા લાગ્યો. 'તારાથી ભગાય તેવું છે ?'

'ના.'

તેણે નિરાશાની હાય મારી. ઘડિયાળના ભયંકર કાંટા સામે પ્રકાશી રહ્યા હતા. 'માત્ર પાંચ મિનીટ !'

'પણ શું છે ?' કેસરે ધીમેથી પૂછ્યું.

તેણે નિ:શ્વાસ મૂકયો. 'થઇ રહ્યું, તારી માએ યોજના ફોડી દીધી. હમણાં દિવાન આવશે, અને હવે . . .'

'હેં !– કેસરની રાડ ફાટી ગઈ; 'ફોડી દીધી ?' તે જ ક્ષણે ધડાક દેતું બારણું ઉઘડયું ને દિવાને પ્રવેશ કર્યો. તેની પાછળ ઉભેલી પોતાની સ્ત્રી ને છોકરો જાઇને માધુસિંહે ક્રોધમાં દાંત પીસ્યા.

'માધુસિંહ, તમે થોડા વખતમાં છૂટશો. પણ કયાં છે કેસર ?'––એટલું બોલીને કેસરને આંહી નહિ જોવાથી દિવાન પાસેના ખંડમાં જવા પાછો ફર્યો.

માધુસિંહ ઝપાટાબંધ બારી તરફ દોડયો, 'છોકરી ! તને બહાર કાઢશે તેમ લાગે છે. વખત મળે તો ફૂંકી મારજે !

'પણ તમે ? તમે ?'

તે નિષ્ઠુર રીતે હસ્યો; 'કોની છોકરી છે ?–મારું શું કામ છે ?–મને ય ફૂંકી મારજે–પણ યોજના પાર ઉતારજે–સમજી છોકરી ?'

એટલામાં દિવાને કેસરના ખંડમાં પ્રવેશ કર્યો. 'તમે છુટાં છો. ચાલો અમારી સાથે.' એટલું બોલીને દિવાને તેને બહાર નીકળવાની આજ્ઞા કરી.

એની પુંઠ ફરતાં જ અત્યંત આજીજી ભરેલી અર્થવાહી દૃષ્ટિથી માધુસિંહ બારી સામે જોઇ રહ્યો. દૃઢ નિશ્ચયની અડગ મૂર્તિ જેવી તે ઉભી હતી.

'ચા લો !'

માધુસિંહે તેની સામે છેલ્લું છેલ્લું જોયું 'ફૂંકી મારજે–મને પણ ઉડાવી દેજે' એટલું નિશાનીથી સમજાવવા તેણે યત્ન કર્યો. છોકરીએ વેદના ગળી જઇને પોતાના બાપને જોઇ લીધો. ને તરત બહાર નીકળી પડી.

'બે મિનિટ ! આ હા'–માધુસિંહ ઉતાવળે વ્યગ્રતાથી પોતાના ખંડમાં ફરવા લાગ્યો.–'અ રે ! માત્ર બે મિનિટ ચાલી જાય.'

એ જ વખતે તેણે બંદુકનો અવાજ સાંભળ્યો. અને બે સેકંડમાં તો તેની વહુ હાંફળી ફાંફળી દોડતી કેસરના ખંડમાં આવી.

'શું છે ?– માધુસિંહે વ્યગ્રતાથી તેની સામે જોયું.

'દોડો ! દોડો !– કેસર ભોંયરાના ગુપ્તદ્વાર તરફ દોડી ગઇ છે. હમણાં સૌ ઉડી જશે– આપણે ઉડી જશું–બહાર નીકળો, બહાર નીકળો, દિવાન તેની પાછળ દોડેલા છે.

'પણ તારે તો બે ગામનું રાજ્ય કરવું છે ને!'–તેણે કરડાઈથી પૂછ્યું– 'એવી બહાદુર છોકરીને હાથે તું મરે તે ઠીક નહિ–' તેણે અત્યારસુધી ગુપ્ત રાખેલી નાની પિસ્તોલ કાઢી ને એક ધડાકે તેને ઉડાવી દીધી!

'અને છોકરા તું–

મૃત્યુના મુખમાં પડેલી માનકુંવરે પોતાનો હાથ બધા બળથી ઉંચો કરી છોકરાને બચાવવા નિશાની કરી. તે બોલી શકી નહિ, પણ તેની નિશાનીમાં ઉગ્ર વેદના ભરી હતી–'હવે નહિ–હવે નહિ–છોકરાને બચાવી લે'–એમ પોકાર કરતી હોય તેવી.

પણ એક બીજા ધડાકા સાથે છોકરો નીચે દડી પડયો, તેની મા પાસે. અને મરતી માએ મરતા છોકરાને જાણે આશ્વાસન દેવા એક મિનીટ મૃત્યુને થોભાવ્યું હોય તેમ તે પડી હતી ત્યાંથી અરધી ઉંચી થઈ– ને છોકરાના લોહી વાળા બાલને ખેસવીને તેના કપાળ પર એક ચુંબન લીધું–

એ દશ્ય જોવાતું ન હોય તેમ માધુસિંહ ગાંડાની જેમ દોડયો–પણ લોખંડની જાળીએ તેને નિષ્ઠુરતાથી પાછો ધકેલ્યો.

મા દિકરાને તે સ્પર્શે તે પહેલાં એક ભયંકર ધડાકો થયો ને ખળભાટ કરતો રાજ મહેલ પડયો, ને જબરજસ્ત હડહડાટ સાથે ઇમારતના પથરાઓ આકાશમાં ઉછળ્યા, અને તેમની સાથે મા, છોકરો ને માધુસિંહ, બધાં આકાશમાં ઉડીને કોણજાણે ક્યાં વેરાઈ ગયાં.

# રતિનો શાપ

સૃષ્ટિમાં જાણે ક્યાંય ચેતન ન હોય એવી નિઃસ્તબ્ધતા પ્રસરી ગઈ હતી. બરફના પહાડો તદ્દન શાંત ઉભા હતા. દેવદારુનાં વૃક્ષો પર ભીનાં પાન સ્થિર થઈ ગયાં હતાં. ખીણો, ડુંગરાઓ, પર્વત-માળાઓ બધાં ગુપચુપ ઉભાં હતાં. પક્ષીઓ ચાંચ બીડીને શૂન્ય દૃષ્ટિથી બરફના પહાડો તરફ જોઇ રહ્યાં હતાં: જલ-બિંદુઓ નિરાધાર વાદળાં પર બેસી ગયાં હતાં; ફુલો નીચે નમીને પૃથ્વી પર મોં છૂપાવી ગયાં હતાં. આકાશ પૃથ્વી ને પર્વતમાળા સર્વ સ્થળમાં, ન વિંધી શકાય, ન જાગ્રત કરી શકાય, ન સહન કરી શકાય, તેવી એકધારી અખંડ નિઃશબ્દતા વ્યાપી ગઇ હતી.

પાંખ પર પાંખ ચઢાવીને સૂતેલા નાના પંખીની માફક સમય ને આકાશ બન્ને નિદ્રાધીન થયાં હતાં. એક પણ વાદળાને રંગ્યા વિના, એક પણ કિરણનો પ્રતાપ બતાવ્યા વિના, સૂર્ય આથમો જતો હતો. અને ચારે તરફની દિશાઓ લાંબા લાંબા શૂન્ય એકલા માર્ગની જેમ કૈલાસ પર્વતની સામે પથરાયેલી પડી હતી. ધોળા બરફમાંથી કોતરેલી સુંદર નોકાઓ જેવાં દેવોનાં વિમાનો શૂન્યતાના સાગરમાંથી

નિઃશબ્દ વહી જતાં હતાં; કંકણુનો પણુ અવાજ ન થાય માટે દેવોની સ્ત્રીઓએ કંકણુને હાથ પર ચડાવી લીધાં હતાં; હમેશના ગાવાવાળા ગંધર્વો ભારે હૈયે એકલી આંગળીઓ ચલાવી રહ્યા હતા; મુંગા મુંગા ડોકિયું કરીને દેવો ગુપચુપ નીચે હિમાલય તરફ જોઇ રહ્યા હતા; નીચે એક પર્વતની ટોચ પર, હડપચીએ હાથ મુકીને, એકલો નંદી બેઠો હતો. શાંત, સ્થિર, સ્વામીની આજ્ઞા સાંભળવા કાન માંડીને બેઠેલો પોઠિયો, પથ્થરની કોતરેલી મૂર્તિ હોય તેવો તદ્દન અચેતન બન્યો હતો; તેની પાસે નિદ્રાલેતી સ્ફુર્તિ હોય તેવો શંકરનો ગળાનો હાર સર્પ ફેણુ ચડાવીને સ્થિર થઇ ગયો હતો; અને ત્યાં—બરફના ધોળા પહાડ ઉપર—જેના ખોળામાં દક્ષયજ્ઞમાં અચેતન બનેલું સતીનું શબ પડ્યું છે, જેનાં નિષ્પન્દ નેત્રો સતીની માનસી છવી નિહાળી રહ્યાં છે, અગાધ અને તેથી જ શાંત વિરહની વ્યથા, જેના મોં પર જોવાતી નથી પણુ જણુાય છે, કોઇ નિર્વિકલ્પ સમાધિમાં હોય તેમ જેની દૃષ્ટિ શાંત ને સ્થિર બની ગઇ છે, તેવા કૈલાસપર્વતના રાજા શંકર, કોઇ જુગ જુગનો સાથ છોડીને ચાલી જતી, સતીની અદેહી પ્રતિમાને નિહાળી રહ્યા હતા. અને આવી મહા શક્તિ શાંત બનતાં તેનો પડઘો પડતો હોય તેમ, સર્વત્ર નિઃસ્તબ્ધતા પથરાઇ ગઇ હતી. આ શૂન્યતાના સાગરમાંથી પસાર થતાં દેવો, ગાંધર્વો, કિન્નરો ને દેવોની સ્ત્રીઓએ, એક ક્ષણુ નીચે જોયું: અને શંકરની પ્રેમ સમાધિ નિહાળીને તેમની આંખ ભીની થઇ ગઇ.

*

પણ શૂન્યતાના આ સાગર સિવાયનો હિમાલયનો બધો પ્રદેશ ગગનભેદી અવાજોથી ભરપૂર રહેતો હતો. વિશ્વકર્માએ ચાંદનીથી લીંપીને ધોળી બનાવી હતી તેવી ઇન્દ્રની વિહારનૌકા, માનસરોવરનાં સોનેરી જળપર ચાલી રહી હતી. ઇન્દ્ર તથા તેની માનિતી અપ્સરા સંધ્યાના રંગમાંથી સરજાવેલાં સોનેરી ફુલો પાણીમાં નાખતાં હતાં, અને તેમને લેવા રૂપેરી માછલીઓ દોડી રહી હતી. એ વખતે કિનારાપર ભયંકર અવાજો દેતા તારકાસુરના રાક્ષસો આવ્યા. અને તેમનો સ્વામી જલવિહાર કરવા આવે છે એ સમાચાર ઇંદ્રને આપ્યા. અવનત મુખ કરીને ઇંદ્ર બહાર નીકળી ગયો. અને રાક્ષસોના મશ્કરી ભરેલા અવાજો વચ્ચે થઇને ગુલામની માફક ચાલ્યો ગયો. હિમાલયનો કોઇ પ્રદેશ દેવો માટે નહિ હતો; સર્વત્ર તારકાસુરની આણ વર્તતી હતી; અને એના નામ માત્રથી દેવોનાં બાળક ધ્રૂજતાં હતાં. તારકાસુરે દેવો પાસેથી સારા સારા રસાળ મુલકો પડાવીને પોતાના રાક્ષસોને તેમાં ખેતી કરવા મૂકયા હતા.

રાક્ષસો માટે હિમાલયની વિશાળ પર્વતવાળા ફરવાના મેદાન જેવી બની રહી હતી. માનસસરમાંથી નીકળતાં મોતી માત્ર તારકાસુર જ પહેરી શકતો. આકાશમાં વિમાનના માર્ગ નક્કી કર્યા હતા. રમણીય અને ઠંડા મૂલક ઉપર માત્ર તારકાસુરનાં જ વિમાનો ફરતાં. દેવો પરાધીન બન્યા હતા. સર્વત્ર પરાધીનતામાંથી જન્મેલી ગુલામી મનોદશા, ઇર્ષ્યા અને કુસંપ ફેલાઇ રહ્યાં હતાં.

*

પોતાની ધોળી રૂપેરી લાંબા વાળની દાઢીને હાથથી સમારતાં સમારતાં ઉંડા ચિંતનમાં હોય તેમ બ્રહ્મદેવ આંખો મીંચીને એક ગુફામાં બેઠા હતા. આજે ઇન્દ્રનું વિમાન તારકાસુરે મગાવ્યું હતું, અપ્સરાઓને પોતાને ત્યાં નૃત્ય કરવા બોલાવી હતી, અને આવતી કાલથી દેવોનાં બાળકો તારકાસુરને પગે લાગવા જવાનાં હતાં. તારકાસુર તેમને દરેકને એક એક મોતી ઇનામ આપવાનો હતો.

સર્જનનું સઘળું રહસ્ય જેના અનુભવમાં હતું, એવા બ્રહ્મદેવ તારકાસુરને હણે તેવું સર્જન કરાવવા માટે ઉંડું ચિન્તન કરી રહ્યા હતા: તેણે દેવોના મંડળમાંથી એક પછી એક નામ શોધી જોયાં, નાનાં બાળકોનું તેજ માપી જોયું, અપ્સરાઓમાંથી કોઇ અદ્ભુત સત્ત્વ જન્મવાની શક્યતા વિચારી જોઇ, ઋષિઓનાં મંડળ ગણી ગયા, અને અત્યંત નિરાશાથી તેમણે એકલાં એકલાં માથું ધૂણાવ્યું. તારકાસુરને હણે એવા નરપુંગવને જન્મ આપનાર કોઈ પણ સ્ત્રી દેવ જાતિમાં હતી નહિ; તારકાસુરને હણે એવા બાળકનો પિતા થનાર કોઈ પણ પુરુષ દેવ જાતિમાં હતો નહિ. દેવ જાતિએ પોતાનું હીર ગુમાવી દીધું હતું. કોઇ નિષ્કલંક, મહાઆદર્શવાદી, તારકાસુરને હણી શકાય એવી મનમાં પણ હિમ્મત રાખનાર, યુગલ મળી આવે માટે દેવ જાતિનાં એક પછી એક બધા કુટુંબો, તેમણે ફરીવાર મનમાં ગોઠવ્યાં; ઈંદ્ર: એના કુટુંબનાં બધાં માણસો પાણી જેવી આછી રેશમી ઓઢણીમાં શણગારાયેલી અપ્સરાઓ સાથે જલનૌકામાં વિહાર કરવા જેટલી જ યોગ્યતા ધરાવતાં હતાં: અને એ પ્રમાણે ઘણાં કુટુંબો પોતાનું તેજ ખોઇ બેઠાં હતાં. બ્રહ્મદેવે

નવા સર્જન માટે નિરાશા બતાવી; અને ઉંડી વેદનાથી માથું ધૂણાવ્યું.

અને અચાનક તેમના મનમાં શંકરનું નામ ઉગી નીકળ્યું. સતી જો ફરી સચેતન થાય, અને શંકર જો પ્રેમ સમાધિમાંથી જાગે, તો આ એક તો શું પણ દસહજાર તારકાસુરને હણે તેવો નરપુંગવ દેવજાતિમાં જન્મે. તે ઉભા થઇને જોરથી પોતાની ગુફામાં આંટા મારવા લાગ્યા. અમૃતનો કુંભ ઉઘાડીને જોયો તો તે છલોછલ અમૃતથી છલકાતો હતો; સતી તો સચેતન થાય પણ શંકરને 'એની પ્રેમ સમાધિમાંથી કોણ જગાડે? એ શૂન્યતાના સાગરને કાંઠે ઉભા રહેવાની હિમ્મત પણ કોણ કરે? એ નિરવ પ્રદેશમાં ગયા પછી શિલા જેવો જડ થઇને ઉભો ન રહે એવો કોણ હોય? જે પ્રદેશમાં અવાજ કરવાની તારકાસુરની પણ હિમ્મત નથી, તે પ્રદેશમાં જઇને શંકરને કોણ જગાડે?

અને તેમને એક અત્યંત સુખી યુગલ યાદ આવ્યું. દેવ જાતિમાં એ યુગલ જેવું કોઇ હતું નહિ; ખીલતા ફુલ જેવું તાજગી ભર્યું જીવન એ ગાળતું. જ્યારે જુઓ ત્યારે એ આનંદથી મલકાતું હોય. બીજા દેવોમાં નિત્યયૌવન હતું; આ યુગલમાં નિત્યપ્રેમ હતો. શૂન્યતાને તો આવા અમર પ્રેમના સ્પર્શ વિના બીજું કોણ જગાડે?–નિરવતાને તો આવા નિત્યપ્રેમ વિના બીજું કોણ બોલાવે?...પણ એ વિચાર આવ્યો ન આવ્યો અને તરત જ દેવ જાતિના ઉદ્ધાર માટે નવા સર્જનની આશા રાખનાર, એ વૃદ્ધ પુરુષના પગ પણ ઢીલા પડ્યા. હાથ ધ્રૂજવા લાગ્યો, ઉત્સાહ ઉડી ગયો; અને જાણે કોઈ ભયંકર દોષ કર્યો હોય તેમ ઘડીભર સ્થિર

થઇ ગયા. અત્યંત દુઃખથી માથે હાથ દઇ તે બેસી ગયા. અને વેદનામાં ને વેદનામાં તેનાથી બોલાઇ ગયુંઃ 'ઓ દેવજાતિ! તારા ઉદ્ધાર માટે આવો મોંઘો બલિ–અરે મને પ્રાણથી પણ વહાલા એવા યુગલનો બલિ–દેવો પડશે એ દુઃખ સહ્યું જાતું નથી. દેવ જાતિમાં એક નરપુંગવ જન્મશે પણ દુનિયાએ કયારેય નહિ નિહાળેલું એવું એક સુખી યુગલ–હમેશને માટે વિખુટું પડશે.'

પોતે સર્જાવેલી કોઇ ઉતમકૃતિને બાળતાં જે દુઃખ કલાકારને થાય તેવા દુઃખથી બ્રહ્મદેવ ઘડીભર મૂર્છિત જેવા થઈ ગયાઃ શંકરને પ્રેમ સમાધિમાંથી જગાડનાર બીજું કોઇ જ એમને મળ્યું નહિ. પાદુકાપર ચડીને ગુફાની બહાર નીકળ્યા ત્યારે તેમના ચહેરામાં અકથ્ય દુઃખની છાયા પથરાઈ રહી હતી. આડે અવળે માર્ગે થઇને તે એક સુંદર વાડી પાસે આવીને ઉભા.

*

હરઘડીએ કાતરી કાતરીને નિયમિત બનાવેલા બગીચા જેવી એ વાડી ન હતી. મોટા મોટા લાંબા વૃક્ષોથી શણગારાયેલો વિશાળ બાગ પણ ન હતો. પરંતુ ગુલાબની પાંખડીથી ઢંકાયેલું ડોલરનું ફુલ હોય, જાણે છીપમાં બેસીને હસતું મોતી હોય, જાણે રજનીરાણીએ પાડેલું પ્રેમનું આંસુ હોય, તેવું સુંદર નાનું સરખું એ ઉદ્યાન હતું. એ સ્થળમાં જાણે અકાળે વસંત ખીલતી હોય તેમ ફુલેફુલમાં, કળીએ કળીમાં, પાને પાનમાં, તાજગી ભરી હતી. બધી ઋતુનાં ફુલ એક સાથે ખીલ્યાં હતાંઃ અને પ્રેમનું જ સામ્રાજ્ય હોય તેમ મયૂર નાચતા હતા અને સામે જ સર્પ એ નૃત્ય

પ્રમાણે ડોલી રહ્યા હતાઃ અંદર કિલકિલાટ હસતાં, ઘડી ગુલાબના ક્યારામાં તો ઘડીક ડોલરના ફુલોમાં દોડી દોડી એક બીજાને પકડવા મથતાં, સ્ત્રી અને પુરુષ ખેલી રહ હતાં. બન્નેમાં કોણ રૂપાળું હતું એ કળવું મુશ્કેલ હતું. પરં બન્નેના ચહેરા પર એટલો નિર્દોષ આનંદ હતો, એ રમણીય છટા હતી, કે જાણે એમને જોતાં જોતાં જ થંભ જઈએ: અને એ સુખદ અનુભવમાંથી ફરી જાગીએ જ નહિ જ્યાં જ્યાં એ દોડતાં હતાં ત્યાં જાણે પાન કળી અને ફુલ પથ્થર ઝાડ ને પાણી; પંખી પશુ ને સજીવ સૃષ્ટિ નવા રં રંગાઈ જતાં હતાં. કામદેવ અને રતિનું આવું સુંદર અનુપ યુગલ બ્રહ્મદેવ નિહાળી રહ્યા; અને બેમાંથી એક હોમા ત્યારે જ દેવ જાતિનો ઉદ્ધાર થશે એ વિચાર આવતાં, વૃ બ્રહ્મદેવની આંખમાંથી પણ બે આંસુ ખર્યાં.

*

બ્રહ્મદેવની પાદુકાનો અવાજ સાંભળીને બન્ને થંભ ગયાં. જાણે કોઈ ભયંકર ભવિષ્યની આગાહી થતી હો તેમ રતિ, કામદેવને ખભે માથું મૂકીને, ડુંગરમાંથી આવતે એમની પાદુકાનો પડઘો સાંભળી રહીઃ કામદેવ પોતા પિતાને આવતા નિહાળી, જરાક ઠાવકો થઈને સામે ચાલ્યે રતિ તેની સાથે સાથે ચાલી. આવું સુંદર, નિત્યયૌવન ભ નિત્યપ્રેમ ભર્યું, માત્ર કલ્પનામાં જ જન્મે તેવું, સુખી યુગ નિહાળીને બ્રહ્મદેવ ઘડીભર ડગ્યાઃ અને દેવજાતિના ઉદ્ધાર સ્વપ્ન વિસરી જવા લાગ્યા.

કમળપત્રમાં અમૃત જેવો સોમરસ લઈને કામદે આગળ આવ્યો. એક જગ્યાએ પારિજાતના ફુલની બિછા

હતી ત્યાં ત્રણે જણાં બેઠાં.

ગુલાબની પાંખડીના બનાવેલા સુંદર પાત્રમાં કામદેવે સોમરસ રેડયો અને પિતાની પાસે મૂકયો.

આજે આ સુખી યુગલનો છેલ્લો દિવસ છે એ વિચાર આવતાં બ્રહ્મદેવ ફિક્કા પડી ગયા. અને પેલા પાત્રમાંથી થોડો સોમરસ લઇને પોતે પીવા લાગ્યાઃ પણ તેનું મન એટલું બધું વિહ્વળ હતું કે ભવિષ્યના ભયને લીધે તેની ધોળી દાઢીના વાળ પણ ધ્રૂજતા હતા.

''કામદેવ,' મન કઠણ કરીને સોમરસ પીતા પીતા તે બોલ્યા, 'તારો ખપ પડયો છે.'

રતિ ફિક્કી બની ગઈ. જ્યારે જ્યારે દેવો કામદેવને યુદ્ધમાં મોકલતા ત્યારે ત્યારે આવી રીતે જ બોલતા.

'શું ?'

'સતી અચેતન થયાં છે, શંકર પ્રેમ સમાધિમાં પડયા છે, તારકાસુર દેવોને હણે છે; અને દેવો તેને હણનાર એક નરપુંગવની રાહ જૂએ છે.'

કામદેવ સાંભળી રહ્યો. ભયથી ધ્રૂજતી રતિ કામદેવ પાસે સરી. અને તેણે કંઠમાં ધારેલી ડોલરની કળીની માળા, કામદેવના સ્પર્શથી ફુલની માળા બની ગઈ. રતિ પોતાના રસ ભરેલા હાથથી કામદેવના કેશ સમારી રહી.

'અને આ હિમાલય જેવી દેવભૂમિ આજે અસુરોના હાથમાં જઈ પડી છે. કામદેવ, બેટા, તારા જેવો રૂપ રૂપનો સાગર પુત્ર ફરી જન્મશે નહિઃ રતિના જેવી સુંદર સ્ત્રી ફરી જન્મશે નહિ: પણ દેવભૂમિ ભોગ માગે છે.'

'કોનો ?' રતિએ અધીરતાથી પુછયું.

નીચાં નેણ ઢાળીને બ્રહ્મદેવે વેદના દબાવી; મંદ સ્વરે જવાબ વાળ્યો,

'કામદેવનો.'

એક તીક્ષ્ણ ચીસ પાડીને રતિ નીચે ઢળી પડી. કમળના પાનથી કામદેવ તેને પવન નાખવા લાગ્યો. મોતીની પ્યાલીમાં સોમરસ રેડીને ગુલાબની પાંખડીથી તેના હોઠ ભીંજવવા લાગ્યો.

રતિએ થોડી વારમાં નેણ ઉઘાડયાં, અને જાણે અમૃતનો સાગર પીતી હોય તેમ કામદેવના રૂપને પીવા લાગી: નિષ્પન્દ નેણે કામદેવને નિહાળી રહી: નિહાળી જ રહી. કેટલો સુંદર રૂપ રૂપના સાગર જેવો, તાજો યૌવન ભરેલો એ ચહેરો હતો!

બ્રહ્મદેવ ફરી બોલ્યા: 'દેવનાં સંતાનો, તમારી પાસેથી હું શ્રેષ્ઠ બલિદાન યાચું છું. અણસમજીને તમે આપેલું નહિ, સમજીને આનંદથી તમે આપેલું. જુઓ–' અને તે પુરુષની નિશ્ચલતા સરવા લાગી. તેની આંખ ભીની થઇ ગઇ. રતિ અવાજ વિનાનું શાંત રૂદન કરવા લાગી: કામદેવ જરાક ફિક્કો પડી ગયો; તે પોતે રતિનાં આંસુ લૂછવા લાગ્યો.

બ્રહ્મદેવ ફરી સ્થિર થયા: 'જુઓ, શંકરની પ્રેમ સમાધિ છોડાવવા કામદેવ, તારે પોતાને જ જવું પડશે. અને જ્યારે ત્યાં ઠરી ગયેલી સૃષ્ટિ તારા પ્રભાવથી જરાક હાલતી થશે, જ્યારે બધે ગતિ થશે, જ્યારે કળીમાંથી ફુલ ખીલવા માંડશે, પક્ષીઓ સંચાર કરશે, પોઠિયો કાન ફફડાવશે, પેલો સર્પ જરાક હાલશે, ત્યારે સૃષ્ટિમાં આ પ્રાણસંચાર કયાંથી આવ્યો તે જોવા માટે શંકરનું ત્રીજું નેત્ર ખુલશે, અને . . .'

'અને શું?'

'અને તું એ અગ્નિમાં ભસ્મ થશે. તારી ભસ્મમાંથી જન્મેલું નવું જીવન દેવજાતિનો ઉદ્ધાર કરશે.'

રતિની આંખમાંથી ખરખર આંસુ ચાલવા લાગ્યાં!

'અને આ મારો રસિક કંથ મને પાછો ક્યારે મળશે?' તેણે બ્રહ્મદેવને અધીરાઇથી પૂછ્યું. 'એ મને પાછો ક્યાં મળશે? અરે, આવું અમારું અખંડ યુગલ તમે કેમ તોડો છો?'

વજ્રનો ઘા પડ્યો હોય તેમ બ્રહ્મદેવ આંખો મીંચી ગયા. 'એ વિયોગ, રતિ, એક બે ઘડીનો નથી, એક બે દિવસનો નથી, બે પાંચ વરસનો નથી, એક બે યુગનો નથીઃ સનાતન અને અખંડ છે. તમારું આ યુગલ પાછું સદેહે કોઈ દિવસ મળી શકશે નહિ.' અને તે પોતે પોતાના શબ્દોથી વિંધાઇ ગયા હોય તેમ આગળ બોલી શક્યા નહિ.

'હેં! અમારે પાછું ક્યારે ય મળવાનું પણ નહિ' એટલું બોલતી રતિ કામદેવને કંઠે વળગી પડી, અને તેના ખોળામાં ઢળી પડીઃ 'ઓ મારા કા મ દેવ!' તેણે હૃદય વીંધી નાંખે તેવો મૂંગો વિલાપ શરુ કર્યો.

કામદેવે તેના સોનેરીવાળ હાથમાં લઇને પોતાની આંખો ઢાંકી દીધી. એક ઘડીભર એ બોલી શક્યો નહિ. પછી તરત જ વેદના ખંખેરી નાખતો હોય તેમ તેણે હાથથી પોતાના કેશ સમાર્યા. પણ હવે ઘડી બે ઘડી પછી જેની સાથે જુગજુગનો અખંડ વિયોગ થવાનો છે તે રતિને સ્પર્શ કરતાં, તેની આંખમાંથી એક બે આંસુ જોર કરીને નીકળી પડયાં. તેણે અત્યંત કોમળતાથી રતિના સુંદર હોઠને, અમૃતબિંદુથી ભીંજવ્યાઃ અને પોતાના ખોળામાંથી

તેની રૂપરૂપના સાગર જેવી મૂર્તિ બેઠી કરી: કદાચ આ છેલ્લો-છેલ્લો જ સ્પર્શ હશે!

'બ્રહ્મદેવ! બ્રહ્મદેવ!'—રતિ બેઠી થઇને બોલી, તેણે તેને સંબોધવા લાંબો કરેલો કમળ જેવો હાથ ચિત્રામણ જેવો શોભી રહ્યો-'મારા કામદેવને લઇ લેવો હોય તો મને પણ લઈ જાઓ. અરે કામદેવ વિનાના જીવનને હું શું કરું? અને તે પણ પાછું અમર જીવન. મારે કોઇ દિવસ મરવાનું પણ નહિ, અને મારા કામદેવને મળવાનું પણ નહિ-આવો અખંડ તાપ શે સહેવાય?—'

'મને દેવ મટાડીને મનુષ્ય તો કરો-છેવટે એટલું તો કરો. એટલું તો કરો કે જેથી હું ક્યારે ક પણ મરું તો ખરી-બ્રહ્મદેવ!-મને છેવટ મરવાનો આનંદ આપો.'

રડતું સૌંદર્ય નહિ જોવાયાથી જેણે આંખો મીંચી હતી, આવું યુગલ ખંડિત થાય એ નહિ ખમાયાથી જેણે નેત્રો બંધ કર્યાં હતાં, તે બ્રહ્મદેવે એક ઉંડો નિ:શ્વાસ મૂક્યો: 'અરેરે! રતિ, હું પોતે પણ શું કરું?-કોણજાણે શું છે, નવા સર્જન માટે જ્યારે જ્યારે ભોગ જોઇએ છીએ ત્યારે તે ભોગ તદ્દન નિષ્કલંક-ચાંદની જેવો ઉજળો ને ફુલ જેવો તાજો-જોઈએ છીએ. તું પોતે અખંડ વિરહ સહન કરે અને બલિદાનની ઉગ્રતાથી ગભરાઇ જઇને દુ:ખને ટૂંકાવવાનો માર્ગ ન શોધે તો જ આ શ્રેષ્ઠ બલિદાન દેવોને ખપે-તો જ પેલી નિ:સ્તબ્ધતા હાલે: તો જ આ ભૂમિમાં નરપુંગવ જન્મે. તારે તો અખંડ વિયોગ જ રહેશે—'

અને બ્રહ્મદેવ વધુ બોલે તે પહેલાં જેમ માનસસરની હંસી ઢળી પડે તેમ રતિ ઢળી પડી હતી. 'બ્રહ્મદેવ! અમારું

યુગલ તોડોમાં. મારા કામદેવથી મને છૂટી પાડોમાં' એટલું જ એ બોલી શકી.

બ્રહ્મદેવે કામદેવ સામે જોયું. અત્યંત ઉગ્ર સંયમથી તે બેઠા જેવો થઇ ગયો. દુખિયા બાળકના શ્વાસ જેવો સુગંધી શ્વાસ જેના મોંમાંથી આવી રહ્યો છે તેવી રતિના શ્વાસનો જ સ્પર્શ તેના શરીરને રહ્યો. તે અત્યંત બળથી બેઠો થયો.

બ્રહ્મદેવ કાંઇ બોલ્યા નહિ. તેને નિહાળી રહ્યા.

આવું અનુપમ સૌન્દર્યવાળું શરીર–હવે પૃથ્વીપર ફરીને કયારેય નહિ દેખાય–એ વિચાર આવતાં તે પોતે પણ આવા શ્રેષ્ઠ બલિદાનના વિચારથી મૂઢ જેવા થઇ ગયા. કોઇ રસની–કલ્પનાની તદ્દન અસ્પર્શ્ય સુંદર મૂર્તિ હોય, તેવો કામદેવ સ્મિત કરી રહ્યો હતો. બ્રહ્મદેવે પોતે આવું સુંદર, હસતું, શ્રેષ્ઠ બલિદાન કયારે ય નિહાળ્યું નહોતું. તેણે કામદેવને ફરી ફરીને જોયો—અને બે હાથથી પોતાનું મોં ઢાંકી દીધું. 'કા મ દે વ!' એટલું જ તે બોલી શકયા. 'હવે તું જા' એમ બોલતાં તો તેમનું હૃદય વિંધાઇ જશે તેમ લાગ્યું. તે વધુ બોલી શકયા નહિ.

પણ અત્યંત દૃઢ સ્વરે કામદેવે જવાબ વાળ્યો: 'પિતા, સર્વ શ્રેષ્ઠ બલિદાન તરીકે મને સ્વીકારીને મારી કોમળ દેહ તમે વજ્ર જેવી અભેદ્ય અને અખંડ કરી દીધી. આ બલિદાનથી દેવજાતિનો ઉદ્ધાર થાઓ.'

એક વખત રતિ તરફ ફરીને તેણે તેને નિહાળી. ફરી નિહાળી. વળી નિહાળી. હજી નિહાળી–અરે, મૂર્છિત સૌન્દર્યને અને સૂતેલા જીવનને જોઇને કોણ રહ્યું નથી?–

અને તે ત્યાંથી ચાલી નીકળ્યો. . . . તદ્દન ધીમે પગલે, પણ દૃઢતાથી, અને બ્રહ્મદેવને નમીને. એ જતાં જાણે જીવન ચાલ્યું ગયું હોય તેમ એ વાડીનાં ફુલ કરમાવા લાગ્યાં; તરત પાને પાનમાં ભરેલી તાજગી સરી ગઈ; એકદમ મયૂરને નાચતો જોઇ સર્પ દોડી ગયો. પોતાના છોકરાને પોતે હણીને કોઈ યુગયુગની કલ્પનામાંથી જન્મેલી રસિક જોડ પોતે ખંડિત કરી એ ભયંકર પશ્ચાતાપથી બ્રહ્મદેવ સળગી ઉઠયા: ' અરેરે ! હવે એવું સર્જન–એવી મૂર્તિ–એવી રસિકતા ફરી કયારે જન્મશે ? '

ડુંગરાઓ પડઘા પાડતા હોય તેમ ઉત્તર મળયો,

' કયારે ય નહિ, કયારે ય નહિ. '

રતિના સોનેરી વાળથી તેનાં પોપચાં ઢાંકીને અને સંધ્યાના રંગોમાંથી વિશ્વકર્માએ ઘડેલી એક પ્યાલીમાં અમૃતરસ મૂકીને તે પોતે પણ મંદપગલે ચાલી નીકળ્યા.

અત્યંત શોક ભારથી જર્જરિત થયેલા પોતાની ગુફામાં એકલા પાછા ફર્યા. પણ હણવા માટે આગળ વધતો કામદેવ તેમની કલ્પના સામે ખડો થઇને તેમને તીવ્ર વેદનાથી વિંધી નાખવા લાગ્યો.

*

જ્યારે બરફના ડુંગરાઓ સળગી ઉઠે તેવો ભયંકર અગ્નિ પ્રગટયો, જ્યારે આકાશ ને પૃથ્વી તેજથી લિપાઇ ગયા, અને જ્યારે ' આ શંકરના ત્રીજા નેત્રનો અગ્નિ છે ' એમ બોલતા દેવો ઉપર વિમાનોમાંથી ધ્રૂજવા લાગ્યા ત્યારે

રતિ બેબાકળી બેઠી થઈ ગઈ: ગાંડાની જેમ જે દિશામાં અગ્નિ દેખાતો હતો તે તરફ દોડી: ' કામદેવ ! કામદેવ !

હિમાલયના પહાડો ભયંકર પડઘામાં ગાજી રહ્યા: ' કામદેવ ! કામદેવ '

અને તે અત્યંત તીવ્ર વેદનાથી ઉંચે ઉછળી: જાણે પોતે અગ્નિનો ભયંકર સ્પર્શ અનુભવતી હોય તેમ, જાણે કામદેવને બળતો નિહાળતી હોય તેમ, ' અરે નહિ, અરે નહિ, એને બાળોમાં, એને બાળોમાં, ' એમ કરતી ગાંડાની જેમ દોડી.

પણ થોડેક દૂર ન ગઇ, ત્યાં ઉપર વિમાનોમાં ગંધર્વોને ' અનંગભસ્મ'ની પ્રશસ્તિ ગાતા તેણે સાંભળ્યા: તે એકદમ સ્થિર થઇ ગઇ, બરફના સળગતા ડુંગરાઓ જોઈ રહી, અને જાણે પોતાનું જિગર કાઢી નાખતી હોય તેમ અત્યંત વેદનાથી બોલી ઉઠી; ' બ્રહ્મદેવ ! બુઢ્ઢા ! બીજું તો શું પણ જા આ રતિનો શાપ છે કે તું કલ્પનાની-રસની-કલાની સર્જનની મૂર્તિ ઘડનારો, દેવ જેવો મનુષ્ય, એક હજાર વર્ષે માંડ એક આપી શકશે. તારી ગરીબીથી હમેશાં તું શરમાયા કરજે. અને જા, તેં નવા સર્જન માટે કામદેવને બાળ્યો છે માટે હવે પછી નવાં સર્જન કામદેવ જ કરશે: તને તો કોઈ ઓળખશે પણ નહિ અને મને કોઈ જાણશે નહિ. સૌ કામદેવને જ ભજશે. અમારું યુગલ તેં ખંડિત કર્યું છે માટે હવે સર્જન માત્ર અકસ્માતથી જ થશે: અને શ્રેષ્ઠ સર્જનની પળ હજાર બે હજાર વર્ષે કયારેક જ આવશે. '

*

નિઃસત્ત્વ સર્જનોથી જાણે પોતાની ગુફા રુંધાતી હોય તેમ જણાતાં બ્રહ્મદેવે અચાનક આંખ ઉઘાડી. કામદેવનું દહન તેમણે કલ્પનામાં દીઠું ન દીઠું ને ભવિષ્યના નરપુંગવની કલ્પનાથી હસ્યા ન હસ્યા, ત્યાં તો રતિનો મૂર્તિમંત શાપ નિહાળીને એ થંભી ગયા: વેંતિયાં દોઢ વેંતિયાં નિઃસત્ત્વ પરમાણુઓ 'અમને સરજો અમને સરજો ' કહેતાં તેમની સામે કૂદવા લાગ્યાં, અને પોતાની ગરીબીથી પોતે શરમાતા હોય તેમ નીચે મોંએ નેણ ઢાળીને પોતાના અંતરમાં અખંડ વેદના પામતી રતિની છબી નિહાળી રહ્યા.